# અર્પણ.

'આ પુસ્તક આ દેશના ગરીબોને હું પ્રેમપૂર્વક અર્પણ કરૂં છું.

**ભારતના ગરીબ બન્ધુઓ !**

આ પુસ્તક ગરીબોને માટે જ છે, અને તેથી તે ગરીબોને જ અર્પણ કરવામાં હું આનંદ માનું છું. લાંબા સમય થયાં દરદીઓનો ઉપચાર કરતાં કરતાં અને હજારો દરદીઓના સહવાસમાં આવતાં મને માલૂમ પડયું કે, આ ગરીબ દેશમાં ધર્માદા દવાખાનાંઓ અને ડિસપેન્સરીઓ જોઇએ તેથી ઘણી ઓછી છે, અને જે થોડાં ખાતાંઓ છે ત્યાં પણ ગરીબ લોકોનો સત્કાર બહુ ઓછો થતો હોય એમ જોવામાં આવે છે. ઉપચારનો જે આશ્રય વિશેષ કરીને ગરીબ લોકોને મળવો જોઇએ તે તેમને જોઇએ એવો મળી શકતો નથી. દર વર્ષે હજારો અને લાખો ગરીબ દેશબન્ધુઓ અકાળ મૃત્યુ પામે છે.

બંધુઓ ! તમારી ગરીબીનો, અશક્તિનો અને વિશેષ કરીને બિમારીની દુઃખકારક સ્થિતિનો જ્યારે જ્યારે હું વિચાર કરૂં છું ત્યારે મારૂં અંતઃકરણ ભરાઈ આવે છે. "વૈદ્યકલ્પતરૂ" દ્વારા તમારાં શારીરિક દરદોનાં કારણો અને ઉપાયો સંબંધી વારંવાર સૂચનાઓ અને સલાહો આપીને મારું ભારે અંતઃકરણ હું હલકું કરૂં છું.

ભારતવર્ષનાં સંતાનોની પ્રાચીન શરીરસંપત્તિને મુકાબલે તમારી શારીરિક સ્થિતિ બહુ જ શોકજનક હું જોઉં છું; તમારામાં વીર્ય, બળ, તથા બુદ્ધિનો વધારો નહિ, પણ ઉલટો ઘટાડો થયો છે, તેમ છતાં આ ડોળી જમાનાએ પોતાનું નામ 'સુધરેલો જમાનો' શા માટે ઠોકી બેસાડયું છે, તે હું સમજી શકતો નથી ! ભરતખંડના ગરીબ બંધુઓ ! તમે ખરેખરા ગરીબ છો ! જ્ઞાન અને સુખનાં સાધનોથી

હું તમોને બેનશીબ બનેલા દેખું છું. તમારામાં એટલી બધી તંગી અને ગરીબી છે, કે તમારાં બાલબચ્ચાંને પુરતું પોષણ પણ મળી શકતું નથી, તો પછી તન્દુરસ્તીની કે બીજી ઉન્નતિની વાત જ શું કરવી !

શરીરનું રક્ષણ કરવાનાં કે દરદોના ઉપાયો કરવાનાં તમારા પાસે કાંઇ પણ સાધનો નથી. વૈદો કે ડાક્ટરો પૈસા વિના તમારો ભાવ પૂછે એમ નથી, તમો તેમનાં મોટાં ગોટાં બિલ ચૂકવી શકો એમ નથી, અને તેથી દરદોમાં તથા દુઃખોમાં સબડયા કરવું, એવી તમારી સ્થિતિ શોકજનક થઈ પડી છે. તમારી આવી દયાજનક સ્થિતિમાં તમારા જેવો ગરીબ માણસ તમને શું આપી શકે? હું તમારા જેવો જ ગરીબ માણસ છું! તોપણ 'પુષ્પં, પત્રં, ફલં, તોયં,' એવી એક સાદી ભેટ મેં આ વર્ષે તમારા માટે તૈયાર કરી છે. આ સાદી ભેટ તે આ 'ગરીબોનો વૈદ્ય' છે; તે તમોને મફત સલાહ કે સહેલા ઉપાયો સંબંધી કેટલાક રસ્તા બતાવી શકશે; માટે અંતઃકરણના ઉમળકાથી અર્પણ કરેલ આ ભેટનો તમો સ્વીકાર કરશો, એવી હું આશા રાખું છું.

પ્રગટ કર્ત્તા.



# અનુક્રમણિકા.

# ગરીબોનો વૈદ્ય

અથવા

## સહેલા અને સસ્તા ઉપાયો.






ભાગ ૨ જો.

### પ્રકરણ ૨૭ મું.

જ્વર અથવા તાવ.

**સાદા તાવ**—વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, સન્નિપાતજ્વર, આગંતુકજ્વર, જીર્ણજ્વર.

તાવના અનેક પ્રકાર છે. સામાન્ય લોકો સમજી શકે એવા તાવોના આ પુસ્તકમાં ઉપાયો આપવામાં આવેલ છે. તાવ કેવા પ્રકારનો છે, તે સામાન્ય લોકો સમજી શકે નહિ, તોપણ તાવના જે સાદા પ્રકારો આ પુસ્તકમાં આપવામાં આવ્યા છે, તે દરેકની સામાન્ય સમજુતી આપી છે, તે ઉપરથી સમજી શકાય તો આ ઉપાયોની મદદ લેવી.

આ પ્રકરણમાં સાદા તાવના ઉપાયો આપવામાં આવ્યા છે. વળી સાદા તાવમાં કોઈમાં વાયુનું, કોઈમાં પિત્તનુ અને કોઇમાં કફનું વિશેષ જોર હોય છે, અને કોઈ તાવમાં એ ત્રણે દોષનું જોર હોય છે. વૈદક શાસ્ત્રમાં તો બબ્બે દોષવાળા તાવના વધુ ઝીણા પ્રકારો પણ

આપ્યા છે, પણ એવા સૂક્ષ્મ ભેદોને અત્રે છોડી દઇને સામાન્ય સાદો તાવ, દોષવાળા ચાર જાતના તાવ, તેમજ આગંતુક તાવ અને જીર્ણ તાવના સાદા ઉપાયો આ પ્રકરણમાં આપવામાં આવ્યા છે. તાવને સંસ્કૃતમ 'જ્વર' કહે છે. અંગ્રેજીમાં 'ફીવર' કહે છે.

## તાવ—સાદો તાવ.

**સમજણ**—શરીરમાં તાવ એટલે તાપ—ગરમી—ભરાય તેનું નામ તાવ છે. ચોમાસાનું પાણી પડયા પછી ખરાબ હવાને લીધે જે તાવ આવે છે ને જેમાં પ્રથમ ટાઢ વાઇને પછી ગરમી ભરાય છે, તે તાવના ઉપાયો "વિષમજ્વર"વાળા પ્રકરણમાં જોવા. ટાઢ ચડયા વિના જે તાવ ચડી આવે, જેને લોકો ઉનીયો તાવ કહે છે, તે તાવના ઉપાયો અહીં આપવામાં આવે છે.

આ તાવનાં કારણો ઘણાં છે. પેટમાં મળનો બગાડ થવો, એ તાવનું મુખ્ય કારણ છે, અને મળ બગડવાનાં કારણો ઘણાં છેઃ—અયોગ્ય ખાનપાન, હવાનો ફેરફાર, અતિ શરદી, અતિ ગરમી, અતિ મહેનત વગેરે. જરા કમકમી આવીને શરીર તપવા લાગે, માથામાં દરદ, આંખોમાં ગરમી, તરસ, મોં સુકાય, વગેરે ચિન્હો થાય ત્યારે સમજવું કે તાવ ચડી આવ્યો.

**ઉપાયઃ**—૧. તાવ ચડી આવે ત્યારે કાંઇ પણ દોડાદોડ ન કરતાં, પ્રથમ તો, પોતાના ગામમાં કેના તાવની રૂતુ ચાલે છે તેનો વિચાર કરવો. પ્લેગ ચાલતો હોય તો પ્લેગની શંકા સાથે સાવચેતી કરવી, ચોમાસાની ભેજની રૂતુ હોય તો ટાઢીઆ મેલેરીયા તાવના ઉપાયની તજવીજ કરવી, અગર શરીરમાં કોઇ ગાંઠ, ગડ કે સોજો હોઇને તેમાં પર પાચ થવાનાં કારણથી તાવ ચડયો હોય તો તેની તજવીજ કરવી. પણ તેમાંનું કાંઈ ન હોય તો શરદી, ગરમી કે ખાન-

પાનના બિગાડમાંથી–મળ દોષથી–તાવ આવ્યો છે એમ સમજીને સૌથી પ્રથમ તો દરદીને શાંતપણે સુવા દેવો, અને ખોરાક બંધ કરવો. એકાદ ટંક તો લાંઘણજ કરાવવી. કદિ શરીર અશક્ત હોય તો સાબુદાણાની રાબડી કે મગનું ઓસામણ, એવો હલકો ખોરાક આપવો. આ રીતે લાંઘણ કરાવવાથી તાવનું જોર વધવા પામશે નહિ.

૨. તાવની ગરમી વધવા ન દેવી, એ બીજો મુખ્ય ઉપાય છે. પરસેવો વળે એવા ઉપાયો કરવાથી તાવની ગરમી કમી પડે છે. મુખ્ય કરીને મગજ ઉપર તાવની ગરમી ન ચડી જાય તેની સંભાળ રાખવી. માથા ઉપર બરફ, તે ન હોય તો કાંઇ પણ ઠંડુ પાણી, માટીની ગોળીનું ઠંડુ પોતું, એરંડાનાં પાન, લીંબડાનાં પાન, સાદી માટીનો ઠંડો લેપ, ઇત્યાદી માથે મુકવાથી માથા ઉપર ગરમી ચડતી નથી અને દરદી હુશીયારીમાં રહે છે. તે સિવાય, પગ ગરમ પાણીમાં બોળાવવા, ગરમ પાણીમાં વાટેલ રાઇ નાખીને તે પાણીમાં પગ બોળાવવા, અથવા ઇંટો તપાવીને તે ઇંટો છાશમાં બોળીને તેની લાંચ લેવી; વળી ચા કે લીંબડાનાં પાન બાફીને તેનો વરાળીયો નાસ શરીરે કપડું ઓઢીને લેવો; આવા એકાદ ઉપાયથી પરસેવો આવીને તાવ નરમ પડવા લાગે છે.

૩. ગરમાગરમ ચા પીવી; તુલસીનાં પાન, સુંઠ તથા ચાની ભુકી નાંખી ચા બનાવીને પીવી; ધમાસાનો ઉકાળો કરીને ચાની પેઠે બે ત્રણવાર પીવો; ખડસલીયો એટલે ઘાસીઓ પીતપાપડો અને સુંઠની ચા ( ઉકાળો ) બનાવીને પીવી.

૪. પેટ સાફ આવી જાય તેની પણ જરૂર તજવીજ કરવી. તેને માટે ત્રિફળાની ફાકી, હરડે કે હીમજની ફાકી, સોનામખી તથા સુંઠની ચા, વિલાયતી મીઠું, ઇત્યાદિ જુલાબની સાદી દવાનો ઉપયોગ કરવાથી, એકાદ દસ્ત આવી જશે.

ઉપરના ઉપચારથી તાવ અટકે નહિ તો નીચેના ઉપાયો કરવા. પ્રણ લંઘન પાચન માટે ૭ સાત દિવસ જવા દીધા પછી જરૂર પડે તો ઉકાળો સાતમે દિવસથી શરૂ કરવો.

૫. જ્વર પાચનના ઉપાયો—

(૧)આંબળાં, હરડે, પીંપર, તથા ચિત્રકમુળ, એનો ઉકાળો સર્વે જ્વરમાં દીપન પાચન કરે છે.

(૨) ભોરીંગણી, ગળો, નાગરમોથ, તથા એરડાનાં મુળ, તેનો ઉકાળો કફ, વાત, શ્વાસ ખાંસી, શુળવાળા તાવમાં પાચન કરે છે.

(૩) ગરમાળો, પીંપરીમુળ, મોથ, કડુ, તથા હરડે, તેનો ઉકાળો વાયુ તથા કફના તાવને શમાવે છે.

(૪) ભોરીંગણી, સુંઠ, ધાણા તથા દેવદારનો ઉકાળો સર્વે તાવનું પાચન કરે છે.

(૫) ગળો, પીંપરીમુળ તથા મોથ વાતજ્વરનું પાચન કરે છે.

(૬) કાયફળ, ઇંદ્રજવ, કાળીપાટ, મોથ તેનો ઉકાળો પિત્તજ્વરનું પાચન કરે છે.

૬. લીંબડાની અંતરછાલ, ધાણા, ગળો, રાતી સુખડ, અને સુંઠનો ઉકાળો પાવો.

૭. એકલી લીંબડાની અંતરછાલને ઉકાળીને તેમાં જરા સાકર તથા મરીના દાણા વાટીને ઉકાળો પાવો.

૮. ખડસલીયો, મોથ, ગળો, સુંઠ, તથા કરીયાતુ તેનો ક્વાથ પાવો.

૯. બનફશા, ઉનાબ, નીલોફર, એ દરેકની જુદી ચા કે ત્રણેની ચા કે તેનુ શરબત બનાવીને પીવાથી પરસેવો આવીને તાવ ઉતરે.

૧૦. લીંડીપીંપર તો. ૧, કાંકચીઆ તો. ૨, છીંકું તો. ૧ તથા બાવળનાં પાન તો. ૧ તેની બારીક ભુકી બબે આનીભાર ગરમ પાણી સાથે બે ત્રણવાર ફાકવી.

૧૧. વરિયાળી, જેઠીમધ, બનફશા, તથા કાસની. એ દરેક તો. ૩, તેને ૨ રતલ પાણીમાં ઉકાળીને અરધુ પાણી બાકી રાખી ગાળી લેવું અને તેમાં ગુલકંદ કે સાકર મેળવીને ત્રણ વાર પીવું.

**સૂચના**—તાવવાળા દરદીને ખોરાક છેક હલકો આપવો. તાવ હોય ત્યાં સુધી કાંજી, કે ચોખા અને દાળનું પાતળું પાણી અથવા ગોળની પાતળી રાબ સિવાય કાંઈ પણ ખોરાક આપવો નહિ. મળી શકે તો નારંગી, સંતરાં, દાડમ, લીલી દ્રાક્ષ અપાય; તાવ ઉતર્યા પછી પણ બે ચાર દહાડા ખોરાક સાદો ને હલકોજ આપવો. નવા તાવમાં ઘી મુદ્દલ ન આપવું અને બનતાં સુધી દુધ પણ ન આપવું; તાવ જીર્ણ થયા પછી દુધ અપાય.

## વાતજ્વર.

**સમજણ**—જે તાવમાં વાયુનાં લક્ષણો વિશેષ હોય તે વાતજ્વર કહેવાય. બગાસાં ઘણાં આવે, તાવનો વેગ વારંવાર ઓછો વધતો થાય, ગળું, હોઠ તથા મોં સુકાય, ઉંઘ ન આવે, છીંક બંધ થાય, તથા શરીરમાં કળતર, એ લક્ષણો જેમાં વિશેષ હોય તે વાતજ્વર ગણવો. વરસાદના વખતમાં આવનારા તાવમાં વાયુનું વધારે જોર હોય છે.

**ઉપાય**—૧. લાંઘણ, પરસેવો, તથા ઝાડાના ખુલાસા માટે સાદા તાવમાં કહેલા ઉપાયો કરવા.

૨. ગળો, સુંઠ તથા પીંપરીમૂળનો ઉકાળો મધ નાખીને પાવો.

૩. ધમાસો, સુંઠ તથા મોથનો ઉકાળો પાવો.

૪. અરણીનાં મૂળીયાંને ખાંડીને તેનો ક્વાથ પાવો.

૫. કરીયાતુ, મોથ, વાળો, ભોરીંગણી, ગળો તથા સુંઠ, તેનો ઉકાળો પાવો.

૬. સુંઠ, ધાણા, દેવદાર તથા ભોરીંગણીનો કવાથ પાવો.

**સૂચના**—ખાનપાનની તજવીજ સાદા તાવમાં લખ્યા પ્રમાણે જ રાખવી.

## પિત્તજ્વર.

**સમજણ**—જે તાવમાં પિત્તનું જોર વધારે હોય તે પિત્તજ્વર કહેવાય. આ તાવમાં આંખોમાં દાહ વિશેષ થાય, તે સિવાય ઝાડો, ઉલટી, પરસેવો, દાહ, તરસ, મોં પાકવું, માથામાં ફેર, ઝાડા પેસાબમાં વિશેષ પીળાશ, એ આ તાવનાં લક્ષણો છે. શરદ્ઋતુનો તાવ પિત્તના ઉપદ્રવવાળો હોય છે.

**ઉપાય:**—૧. લાંઘણ, પરસેવો તથા ઝાડાના ખુલાસા માટે સાદા તાવ પ્રમાણે તજવીજ કરવી.

૨. ખડસલીયો, ધાણા, ધમાસો, ગળો, એમાંની કોઇ પણ એકને કુટીને રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે જરા મધ કે સાકર નાખીને પાવું.

૩. નીલોફર, બનફશા, લીંબુ, તરબુચ, વાળો, રતાંજળી, એ દરેકનું શરબત બનાવી પાવું.

૪. ખડસલીયો, સુંઠ તથા વાળાનો કવાથ પાવો.

૫. ખડસલીયાનો ઉકાળો લીંડીપીપરનું ચૂર્ણ નાખી પાવો.

૬. ખડસલીયો, મોથ, ધરાખ, હરડે, કડુ, ગરમાળો, તેનો ઉકાળો પાવો.

૭. ખડસલીયો, રાતીસુખડ તથા વાળો, તેનો ઉકાળો પાવો.

૮. કાળી દ્રાક્ષ, મોથ, કડુ, ગરમાળો, ખડસલીયો તથા હીમજ, તેનો ઉકાળો પાવો.

૯. લીંબડાની અંતરછાલનો ઉકાળો સાકર તથા મરીના દાણાની જરા ભુકી નાખીને પાવો.

૧૦. કડુ, કરીયાતુ, ખડસલીયો, અરડુસીનાં પાન તથા ધમાસાનો કવાથ પાવો.

**સૂચના**—ખાનપાનની સર્વ તજવીજ સાદા તાવ પ્રમાણે રાખવી.

## કફજ્વર.

**સમજણ**—જે તાવમાં શરદી કે કફનું વિશેષ જોર હોય તે કફજ્વર કહેવાય. શરદી કે સળેખમ સાથેનો તાવ તેમજ વસંતઋતુમાં આવનારો તાવ કફનો હોય છે. ખોરાક ઉપર એકદમ અરૂચિ, તે સિવાય તાવનો વેગ મદ, ચામડી ઉપર ભીનાશ, આળસ, મોંમાં મીઠાશ, ઝાડો પેસાબ ધોળો, શરીર ભારે ભારે તથા જકડાઈ જવું, ટાઢની ચમકારી, સળેખમ, ઘણી ઉંઘ, છાતીમાં કફ, મંદાગ્નિ, એ સર્વ કફજ્વરનાં લક્ષણો છે.

**ઉપાય:**—૧. કફજ્વરનો દરદી લાંઘણ વધારે સહન કરી શકે છે, માટે એકાદ લાંઘણ કરાવવી, અથવા છેક હલકો ખોરાક આપવો; માત્ર મગનું ઓસામણ કે સાબુ ચોખાની પાતળી રાબડી પાવી.

૨. ભોરીંગણી, પીપર, કાકડાશીંગી, ગળો તથા અરડુશીનાં પાન, તેનો કવાથ પાવો.

૩. ગળો, સુંઠ, તથા પીપરમુળનો ઉકાળો મધ નાખીને પાવો.

૪. અરડુશીનાં પાનને અથવા ભોરીંગણીના છોડને લાવી કુટીને તેનો ઉકાળો કરી મધ નાખીને પાવો.

૫. નગોડનાં પાનનો કવાથ લીંડીપીંપરની ભુકી નાખીને પાવો.

૬. ત્રિફલા તથા લીંડીપીંપર ચારે સમાન ભાગ તેનું ચૂર્ણ કરીને ૮ કે પાવલી પાવલી ભાર ચૂર્ણ મધમાં ચટાડવું.

૭. સુંઠ, મરી, પીંપરનું ચૂર્ણ બબ્બે ચાર ચાર વાલ, આદુના રસ તથા મધ સાથે ચટાડવું.

૮. આકડાનાં મૂળ ૨ ભાગ તથા કાળાં મરી ૧ ભાગ, તેને બકરીના દુધમાં વાટીને ચણા જેવડી ગોળી કરીને આપવી, અથવા ભુકી દુધ સાથે પાવી.

## સન્નિપાત જ્વર.

**સમજણ:—**જે તાવમાં વિશેષ દોષ હોય, ઘણાં લક્ષણો મળેલ હોય, અને દરદી વધારે ગભરામણમાં દેખાતો હોય, તે તાવમાં એક કરતાં વધારે દોષ હોવાને લીધે તે તાવનું આર્યવૈદકમાં 'સન્નિપાત જ્વર' એવું નામ રાખેલું છે. સન્નિપાત જ્વરના અનેક ભેદ છે, પણ તે ભેદો માત્ર અનુભવી વૈદ્યોજ સમજી શકે, માટે તે અત્રે આપ્યા નથી. ઘણું કરીને પ્રથમ સાદો અથવા એકાદ દોષવાળો તાવ હોય છે, પણ પાછળથી કુપથ્ય થવાથી દોષ વધે છે અને સન્નિપાત જ્વર થઇ જાય છે. કોઇ કોઇ વાર તાવ આવવાના આરંભમાંથીજ સન્નિપાતનાં લક્ષણો દેખાઇ આવે છે. આવા તાવમાં અનુભવી વૈદ્યની કે ડાકટરની સલાહ મળી શકે તો વધારે સારૂં. કોઇ પણ દરદ ઘણું વધીને દરદી મરણના કાંઠા ઉપર આવે તે સ્થિતિ પણ સન્નિપાત કહેવાય છે.

**ઉપાય:—**૧. ભોરીંગણી, સુંઠ, ધાણા તથા દેવદારનો ઉકાળો થોડા ટંક પાઇને ત્રિદોષનું પાચન કરવું.

૨. સીંધાલુણ, ધોળાં મરી, સરસવ, ઉપલેટ, પીંપર, તે સર્વેને બકરીના મૂત્રમાં ઝીણાં વાટીને નાકથી નસ્ય દેવું એટલે સુંઘાડવું; તેથી તંદ્રા એટલે બેશુદ્ધિ દૂર થાય.

૩. આદુનો રસ સીંધાલુણ, સુંઠ, મરી તથા પીંપર સર્વે મેળવીને કંઠ સુધી પહોંચે એવી રીતે મોંમાં વારંવાર ધારણ કરાવીને થુંકાવી નખાવવાથી છાતીનો, ગળાનો, માથાનો તથા પાંસળાંનો ભરાયલો કફ છુટા પડીને શરીર હલકું પડે છે.

૪. કાયફલ, ઉપલેટ, કકડાશીંગી, પીંપર એ સર્વનું ચૂર્ણ મધમાં મેળવીને ચટાડવાથી તાવ, શ્વાસ, ખાંસી, તથા કફની શાંતિ થાય છે.

૫. કાયફળ, કઠ (ઉપલેટ), કાકડાશીંગી, સુંઠ, જ્વાસો તથા કલોંજી જીરૂં તેનું ચૂર્ણ બારીક બનાવીને મધમાં ચાટવાથી સન્નિપાત સરખી ભયંકર સ્થિતિ, હેડકી, શ્વાસ, ઉધરસ, તથા ગળાનો અવરોધ, એ સર્વ દૂર થાય છે. અતિ વધેલા કફમાં આ ઉપાય ફાયદો કરે.

૬. કાળીયાસરસનાં બી, પીંપર, મરી, સીંધાલુણ તથા ગોમૂત્ર, તેને બારીક વાટીને તેનું આંખમાં અંજન કરવું, અથવા મનશીલ, વજ અને લસણને વાટીને તેનું અંજન કરવું; કસ્તુરી તથા મરીને ઘોડાની લાળમાં વાટીને અંજન કરવું, અથવા સુંઠની ભુકીને આંખમાં છાંટવી; ઇત્યાદિ અંજનો કરવાથી સન્નિપાતની તંદ્રા એટલે ઘેન ઉડી જઇ દરદી જાગૃતિમાં આવે છે.

૭. બાવળનાં પાન તથા હરડે બાળીને તેનો શરીરે ખરડ કરવો, તેથી ઘણો પરસેવો અટકે છે.

૮. કરીયાતુ, કડુ, ઉપલેટ, કલોંજી જીરૂં, ઇંદ્રજવ, કચોરો, સમભાગે બારીક ચૂર્ણ કરીને તેનો શરીરે ખરડ કરવાથી અથવા શેકેલ કળથી, કે શેકેલ અળસીનો ભુકો શરીરે ઘસવાથી સન્નિપાતના દરદીનો અતિ પરસેવો બંધ પડે.

૯. અજમો, વજ, સુંઠ, પીંપર તથા કલોંજી જીરૂં તેનો ખરડ કરવો; અથવા કરીયાતુ, કડુ, હરડે, પીંપર, કાયફળ, વજ, તેનો ખરડ-કરવો; તેથી પરસેવો મટે અને શીત વળેલ હોય તો ગરમી આવે.

૧૦. વછનાગ ૧ ભાગ, મરી ૩ ભાગ, અને અડાયાં છાણાંની રાખ ૧૬ ભાગ, તે ત્રણેના ચૂર્ણને મેળવી ધંતુરાના રસમાં પીસી પછી તડકામાં સુકાવા દેવું. આ ભુકીનો શરીરે ખરડ કરવાથી પરસેવાને તથા શીત ઢળ્યાં હોય તો તેને દૂર કરી શરીરમાં ગરમી લાવે છે.

૧૧. શેકેલ ચણા ( દાલીઆ ) અજમો, વજ તથા સુંઠ તેનું બારીક ચૂર્ણ શરીરે ઘસવાથી પરસેવો અટકે.

૧૨. જવ, મીઠાં બોર, કળથી, મગ, મૂળા તથા સુંઠ, તે દરેક અકેક રુદ્દીભાર લઇને આઠગણા પાણીમાં બાફીને તેનું ઓસામણ પાવું.

૧૩. ભોરીંગણી, કઠ, કરીયાતુ, ગળો તથા સુંઠ તેનો ક્વાથ પાવો.

૧૪. દારૂહળદર, મોથ, કડુ, ત્રિફલા, ભોરીંગણી, પરોળ, હળદર, તથા લીંબડાની અંતરછાલ, તેનો ક્વાથ પાવો.

૧૫. આકડાનાં મુળ, પીંપરીમુળ, સરગવાનાં મૂળની છાલ, દેવદાર, ચવક, નગોડ, પીપર, ગરના, સાટોડી, ચીત્રકમુળ, વજ, કરીયાતુ, તથા સુંઠનો ક્વાથ પાવો.

૧૬. કચોરો, ખડસલીયો, દેવદાર, સુંઠ, ધમાસો, મોથ, કડુ, ભોરીંગણી અને કરીયાતુ, તેનો ઉકાળો લીંડીપીંપરની બે વાલની પડીકી તથા એક તોલો મધ નાખીને પાવો.

૧૭. ભારંગમુળ, ગળો, મોથ, ભોરીંગણી, હરડે, ઉપલેટ તથા સુંઠનો ઉકાળો પાવો.

૧૮. ફુલાવેલ નવસાર બેબે વાલ કરીયાતાની ચામાં મેળવીને રોજ બે ત્રણ વાર પાવો.

૧૯. અકલકરો, ઉપલેટ તથા સુંઠનો ઉકાળો પાવો.

૨૦. હીમજ, મોથ, ધાણા, રતાંજલી, પદમક, અરડુશીનાં પાન, ઇંદ્રજવ, વાળો, ગળો, ગરમાળો, કાળીપાઠ, સુંઠ તથા કડુ, તેનો ઉકાળો પાવાથી બે ત્રણ દોષવાળા તાવ જરૂર જાય અને મળનો ખુલાસો થાય.

**સૂચના:**—સન્નિપાત અથવા ત્રિદોષ એ દરદની ઘણી અપેલી અસાધ્ય સ્થિતિ ગણાય છે, છતાં યોગ્ય ઉપચારથી ઘણા

દીઓ તેમાંથી પણ બચી જાય છે. આવા દરદીને માટે ખોરાકમાં ૧૧ મી કલમમાં કહેલું ઓસામણ, અથવા એકલું મગનું ઓસામણ અથવા સાબુદાણાની કાંજી સિવાય કાંઇ પણ આપી શકાય નહીં. ત્રિદોષ જ્વરમાંથી બચેલ દરદીના ખાનપાન માટે પછી પણ બહુ સંભાળ રાખવી.

## આગંતુક જ્વર.

**સમજણ**—આગંતુક જ્વર એટલે બહારથી આવી લાગેલાં કારણોનો તાવ; જેમકે ઝેરથી, કોઈ ઉગ્ર દવાના ગંધથી, ભયથી, ક્રોધથી કામ વ્યાપવાથી, આઘાતથી એટલે શરીરે વાગવાથી, ઇત્યાદિ અનેક કારણોથી કેટલીકવાર તાવ ચડી આવે છે. એવા તાવનાં કારણો પ્રમાણે જુદા જુદા ઉપાયો કરવા.

**ઉપાયો:**—૧. તજ, તમાલપત્ર, એલચી, નાગકેસર, ચણકબાબ, અગર, લવંગ, કેસર, એ જાતના સુગંધી પદાર્થો મળી શકે તેનો કવાથ કરીને પાવાથી ઝેરનો તથા ઉગ્ર ઓસડના વાસથી આવેલો તાવ જાય છે. પિત્તની શાંતિ કરનારા ઉપાયો કરવા.

૨. ક્રોધ, ભય, શોક, વગેરે મનના વિકારથી તાવ ચડયો હોય તો તે વિકારોની શાંતિ થાય એવી તજવીજ કરવી; એટલે કારણ હોય તે દુર કરવું, દિલાસો દેવો, અને પિત્તની શાંતિ માટે જે ઉપાયો કરીએ તે ઉપાયો આ તાવમાં પણ કરવા. ખોરાક પણ સાત્વિક આપવો.

૩. કામ વિકારથી તાવ ચડયો હોય તો વાળો, કમળ, ચંદન (સુખડ), તજ, ધાણા, જટામાંસી, વગેરે ઠંડા પદાર્થોનો કવાથ પાવો, શરીરે ઠંડો લેપ કરવો, તેમજ દરદીએ ઇચ્છેલી વસ્તુ મળી શકે એમ હોય તો તે મેળવી આપવી.

પછી ૪. વાગવાથી તાવ ચડી આવે, બહુ શ્રમથી કે બહુ પંથ કરેલાથી થાકોડાનો તાવ ચડી આવે, તો દરદીએ દુધ ચોખા ખાવા,

ઘી પીવું, શરીરે તેલનું કે ઘીનું મર્દન કરવું અને નિદ્રા લીધાથી થાકોડાનો તાવ જાય.

**સૂચના**—આ પ્રકારના તાવમાં દરદીને લાંઘણ બીલકુલ કરાવવી નહિ; પણ હલકું, તૃપ્તિકારક, તરાવટવાળું ટંડું ભોજન કરાવવું; દરદીનું મન શાંત પામે એવો માનસિક ઉપચાર પણ કરવો. ગરમ ચીજો કે મન ઉશ્કેરાય એવી વ્યસનની ચીજો આપવી બંધ રાખવી.

## જીર્ણજ્વર.

**સમજણ**—આ કોઇ ખાસ દરદ નથી. તાવ એકવાર આવી ગયા પછી તે તાવ બરાબર નિર્મૂળ ન થાય અને તાવની કાંઇ જીર્ણ અસર રહે તો તેને જીર્ણજ્વર કહે છે. કોઇ તો બહુ ધીમા હાડીયા તાવને પણ જીર્ણજ્વર કહે છે. શરીરના ધાતુમાં ગયેલ તાવ ધાતુગત જ્વર કહેવાય, પણ લોકોમાં એવો તાવ પણ જીર્ણજ્વરથી ઓળખાય છે. વિષમજ્વરના પ્રકારોમાં પણ જીર્ણજ્વરની ગણના થાય છે.

**ઉપાય**—૧. જીર્ણ તાવમાં તથા હાડીયા તાવમાં લીંબડા ઉપરની અથવા બીજા કોઇ પણ ઝાડ ઉપરની ગળો સર્વોત્તમ ઉપાય છે. ગળોનો રસ, કવાથ, કે ચૂર્ણ, જુનો ગોળ કે મધ તથા પીંપરની ભુકી નાખી કેટલાક દિવસ સુધી લેવાથી ઘણો ફાયદો થાય છે.

૨. ગળોનું સત્વ, લીંડીપીંપર અને સાકર દુધમાં કેટલાક દિવસ સુધી લેવાથી પણ જીર્ણજ્વર જાય છે.

૩. ભોરીંગણી સુઠ અને ગળો તેનો ઉકાળો કરી તેની સાથે થોડી પીંપર મેળવી પીવાથી જીર્ણજ્વર સાથે અરૂચિ ઉધરસ અને શ્વાસ મટે છે. આ કવાથનો ઉપયોગ રોજ સાંજે કરવો.

૪. અતિવિષની કળીઓનો ઉકાળો સવાર સાંજ પીવાથી જીર્ણજ્વર જાય છે.

૫. આંબળાં, ચીત્રકમૂળ, હરડે, પીંપર અને સીંધાલુણનું ચૂર્ણ કરીને સવાર સાંજ બે બે આનીભારની ફાકી ગરમ પાણી સાથે લેવાથી દસ્ત સાફ આવીને જીર્ણજ્વર મટે છે.

૬. સાકર તો. ૮, વાંસકપુર તો. ૪, પીંપર તો. ૨, એલચી તો. ૧, તજ તો. ॥ તે સર્વેનું ચૂર્ણ કરી તેમાંથી દરરોજ ૦। તોલો સવાર સાંજ ઘી અને મધ સાથે ચાટવાથા જીર્ણજ્વર, કફ, તથા ઉધરસ મટી શરીરમાં શક્તિ આવે છે.

૭. હરડે, બેડાં, આંબળાં, અને પીંપર સમભાગ તેનું ચૂર્ણ બેબે આનીભાર સવાર સાંજ પાણીમાં પીવાથા કે મધમાં ચાટવાથી તાવ, શ્વાસ અને ખાંસી મટે છે.

૮. ઘી, મધ, ગરમ કરેલું દુધ, પીંપર અને સાકર, આ પાંચ વસ્તુ સાથે મેળવીને પીવાથી જીર્ણજ્વરમાં ફાયદો થાય છે.

૯. લીંડીપીપરનું ચૂર્ણ બે વાલ મધ સાથે ચાટવાથી અથવા રોજ બે ત્રણ લીંડીપીપરને દુધ તથા પાણીમાં ઉકાળી પાણી બળી જાય ત્યારે પીંપર ચાવીને દુધ પી જવું.

૧૦. એકલી ગળોનું ચૂર્ણ કરીને તેમાં જુનો ગોળ, મધ તથા તાજું ઘી મેળવીને ચાટવાથી જીર્ણજ્વર જરૂર જાય છે.

**સૂચના:**—જીર્ણજ્વરમાં સાધારણ રેચ લેવો, પણ લાંઘણ કરવી નહિ; શરીરે તેલ ચોળવું; ગરમ ઉપચારો બંધ કરીને સર્વે ઠંડા-શીતોપચારો કરવા; પચે એવો સાદો ખોરાક લેવો. ગાયનું તથા બકરીનું દુધ તથા ઘી જીર્ણજ્વરમાં ફાયદાકારક હોવાથી તેનું સારી રીતે સેવન કરવું; ગરમ, તીખા, તથા લોહી તપાવનાર ઉત્તેજક પદાર્થો મુદલ નહિ લેવા.

# પ્રકરણ ૨૮ મું.

## વિષમજ્વર.

### રોજીયો, એકાંતરો, તરીયો, ચોથીઓ, સતત-સંતત.

એકવાર આવેલો તાવ યોગ્ય ઉપચારની ખામીને લીધે ફરી ઉથલો મારે અને નિયમવગર આવજા કરે તેને આર્યવૈદકમાં વિષમજ્વર કહેલ છે. આ તાવ પ્રથમ ટાઢ ચડીને આવે છે, અને ઉનો પણ આવે છે. એલોપથી પ્રમાણે તમામ ટાઢીઆ તાવ ચોમાસાની બગડેલ ઝેરી હવામાંથી ઉત્પન્ન થાય છે; આવી બગડેલ હવાને 'મેલેરીઆ' અને મેલેરીઆથી આવનારા ટાઢા તાવને 'મેલેરીયસ ફીવર' અથવા 'એગ્યુફીવર' કહે છે. દેશી વૈદકમાં 'દુર્જલજવર' નામનો એક ભેદ છે, તેજ મેલેરીયા તાવ. આ જાતનો તાવ લોકોમાં 'ટાઢીઓ તાવ' એવા નામથી ઓળખાય છે, તેમ છતાં એ તાવ કોઇ કોઇ વાર ટાઢ ચડયા વિના પ્રથમથીજ ગરમ ભરાય છે.

વળી એમ પણ કહેલું છે કે, શરીરનું બંધારણ અનુક્રમે રસ, રક્ત, માંસ, મેદ અસ્થિ વગેરે ધાતુથી થયેલું છે, અને શરીરમાં દાખલ થનારા દોષ–રોગ, જંતુઓ–જે નામ આપો તે–અનુક્રમે આ ધાતુઓમાં જાય છે, એટલે રસમાં ગયેલ દોષનું નિવારણ ન થાય તો રક્તમાં જાય, ત્યાંથી માંસમાં, મેદમાં અને અસ્થિ ( હાડકા )માં, જાય. વિષમજ્વરના આ સર્વે પ્રકારો આ રીતે ગણેલા છે. એનેજ મળતી વાત એલોપથીનું અંગ્રેજી વૈદક કહે છે, તે એ કે, મેલેરીઆના જંતુ લોહીમાં, માંસમાં, મેદમાં, હાડકામાં, એમ એકેક ધાતુમાં વધારે ઉંડા ગયા હોય, તે પ્રમાણમાં, આ તાવનો વેગ ૧૨,૨૪, ૪૮, ૭૨, કલાકોને અંતરે આવે છે, અને તેમ તેમ તે તાવો વધારે જોર પકડે છે.

આ સર્વે પ્રમારના વિષમજ્વરોના અથવા મેલેરીઆ તાવના ઉપાયો લગભગ સરખાજ હોવાથી સર્વેના ઉપાયો સાથે આપ્યા છે

ઉપાયઃ—૧ ખડસલીયો-તેને રાત્રે પલાળી રાખી તેનુ પાણી (હીમ) અથવા ઉકાળીને કરેલો ઉકાળો આપવાથી સતત જ્વર એટલે જે તાવ ૧૨ કલાકને અંતરે આવે છે તે તાવ ઉતરે છે સતત જ્વરમા નીચેના ત્રણ ચાર ઉપાયો પણ ફાયદો કરે છે

૨ કડુ તથા સાકરની ફાકી ટાઢા પાણી સાથે આપવી

૩ લીંબડાની અંતરછાલ સતત જ્વરમા તેમજ તમામ જાતના મેલેરીયા તાવમા ફાયદો કરે છે, માટે તેનુ હીમ કે ઉકાળો પાવો.

૪ ત્રાયમાણ, કડુ, ધમાસો, તથા સારિવા ( સારસાના મુળીયા ) તેનો ક્વાથ આપવો

૫ કડવા પરવળ, ઈંદ્રજ્વ, ઉપલસરી, હરડે, લીંબડાની અંતર છાલ, ગળો તથા વાળો તેનો ક્વાથ આપવો

૬ દ્રાક્ષ, કડવા પરવળ, લીંબડાની અંતરછાલ, મોથ, ઈંદ્રજવ, તથા ત્રિફલા તેનો ક્વાથ રોજઆ ટાઢીઆ તાવમા આપવો, તેમજ

૭ સુંઠ, ધાણા, ગોખરૂ અને તજનો ઉકાળો સાકર મેળવીને આપવો

૮ એકાંતરા તાવમા રતાજળી, મોથ, સુંઠ, વાળો, પીંપર તથા અરડુસીના પાન, તેનો ક્વાથ મધ તથા સાકર મેળવીને પાવો તથા

૯ વાળો, સુખડ ( રતાજળી ), મોથ, ગળો, ધાણા ને સુંઠ તેનો ક્વાથ એજ રીતે મધ તથા સાકરના અનુપાનથી આપવો

૧૦ અરડુસીના પાન, આંબળા, સુંઠ, સમેરવો, દેવદાર તથા ધાણા, તેનો ક્વાથ મધ તથા સાકર નાખીને ચોથીયા તાવમા આપવો ચોથીઓ એટલે બે દીવસ ખાલી જાય ને આવે, તે સમજવો

આ જાતના તાવોના બીજા સામાન્ય અનેક ઉપાયો છે થોડા નીચે આપવામા આવે છે

૧૧. ભારંગમુળ, મોથ, ખડસલીયો, ધમાસો, સુંઠ, કરીયાતુ, કઠ, પીંપર, ભોરીંગણી તથા ગળો, તેનો કવાથ આપવો.

૧૨. હરડે, સુંઠ અને સંચળ, એ ત્રણેના ચૂર્ણની રૂપિયા ૦I ભારની ફાકી લેવાથી દસ્તનો ખુલાસો થઈ વિષમજ્વરમાં ફાયદો થાય.

૧૩. ઇંદ્રજવ, કડવી ઘીસોડીનાં પાન અને કડુનો કવાથ પાવો.

૧૪. કરીયાતું, ગળો, રતાંજલી અને સુંઠનો કવાથ આપવો.

૧૫. મોથ, ગળો, આંબળાં અને ભોરીંગણી તેઓનો કવાથ કરી તેમાં પીંપરનું ચૂર્ણ નાખી મધની સાથે પીવામાં આવે તો વિષમજ્વર મટે છે.

૧૬. તલનું તેલ, સીંધાલુણ અને લસણને વાટી રોજ સવારે ખાવાથી વિષમજ્વર જાય.

૧૭. મરીના ચૂર્ણ સાથે તુલસીનો રસ કે કુવાનો રસ પીવો.

૧૮. સુંઠ, જીરૂં અને ગોળનું ચૂર્ણ પાણી મધ કે છાસમાં પીવાથી ટાઢીઓ વિષમજ્વર જાય.

૧૯. ઇન્દ્રજવ, દેવદાર, હરડે, બેડાં અને આંબળાં, મોથ, દ્રાક્ષ, જેઠીમધ, ગળો અને અરડુસીનાં પાનનો ઉકાળો પીવાથી વિષમજ્વર જાય.

ખોરાકમાં ફક્ત મગનું ઓસામણ તથા ભાત, અથવા સાબુદાણાની દુધવાળી કાંજી અથવા દુધ અને ચોખા ખાવા આપવા. આ સિવાય કાંઈ ન ખાવું.

૨૨. અતિવિષ, કરીયાતુ, ગળો, બળમૂળ, લીંબડાની અંતરછાલ, આમાંની કોઇ પણ ચીજનો ઉકાળો કરી પીવાથી રોજીઓ તાવ મટે છે.

૨૩. કડાછાલ, અતિવિષ, કરીયાતું, કીડામારી, આમાંથી કોઇ પણ ચીજનું બે આનીભાર થી પાવલીભાર ચૂર્ણ પાણી સાથે ફાકવું; તેથી રોજીઓ તાવ જાય.

૨૪. કાંકચીયાનાં મીંજ તથા કાળાં મરી સમભાગ મેળવી તેનું બબે આનીભાર ચૂર્ણ પાણી સાથે ખાવાથી રોજીઓ તાવ જાય.

૨૫. તુળસીનો રસ, ઘી, અને મરી દરેક તો. ૦ા મેળવીને ખાવાથી રોજીયા તાવમાં સારો ફાયદો થાય છે.

૨૬. કાળી તુળસીનાં પાન અને મરી તેની ગોળી કરીને ખાવાથી એકાંતરીઓ તાવ ઉતરે છે.

૨૭. ફુલાવેલ રાતી કે ધોળી ફટકડી વાલ ૨, દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવી.

૨૮. કુવાડીયાનાં બી અને મેથીનું ચૂર્ણ પાવલીભાર સવાર સાંજ ખાવાથી ફાયદો થાય છે.

૨૯. મોથ, કાળી દ્રાક્ષ અને ઇંદ્રિજવનું ચૂર્ણ કરી તેની પાણીમાં ચણા જેવડી ગોળી બનાવી દિવસમાં ત્રણવાર પાણી સાથે આપવાથી એકાંતરીઓ તાવ જાય છે.

૩૦. કાંકચીઆ તો. ૧, ખડસલીઓ તો. ૧, કાળાં મરી તો. ૧, ત્રણેનું બારીક ચૂર્ણ કરી તુળસીના રસમાં મગ જેવડી ગોળીઓ કરી દિવસમાં ત્રણવાર આપવી.

૩૧. ફીડામારીની ફાકી લેવી કે તેનો કવાથ ઉકાળીને પીવો.

૩૨. ભળમૂળ અને સુંઠનો કવાથ કરીને પીવો.

૩૩. હીમજ અને ઇંદ્રજવનું ચૂર્ણ ગોળમાં મેળવીને ખાવું.

૩૪. નાગલી દુધેલીના પાનનો રસ તો. ૪, મરી તોલો ૦। મેળવી સવારમાં ત્રણ દિવસ સુધી પીવાથી સારો ફાયદો થાય છે.

૩૫. અગથીયાના પાનના રસનું ટીપું નાકમાં નાંખવાથી પણ ફાયદો થાય છે.

૩૬. જુના ઘીમાં હીંગ ઘસીને બે ત્રણવાર નાકથી સુંઘવી.

૩૭. સરસડો, હળદર અને દારૂહળદરને વાટી ઘીમાં મેળવી નાકથી સુંઘવું.

૩૮. આ જાતના ટાઢીઆ તાવમાં ક્વીનાઇન તથા દેશી વૈદ્કની કેટલીક જ્વરાંકુશ દવાઓ બહુ સારો ફાયદો કરે છે, એટલે કે ટાઢના હુમલાને અટકાવે છે. આ જાતના તાવમાં ટાઢ ચડે છે તે જાણે લોહીમાં જંતુઓની ભરતી થતી હોય ને તે જંતુઓના જોર પ્રમાણે ટાઢ ચડતી હોય, એમ જણાય છે; ક્વીનાઇન, લીંબડાની અંતરછાલ, સોમલ, હરતાલ, ધતુરાનાં બી, વગેરે દવાઓમાંથી બનતા જ્વરાંકુશો એ જંતુઓના જોરને અટકાવે છે, એટલે ટાઢ પણ અટકે છે ને તાવ પણ અટકે છે. માટે ટાઢ પહેલાં ત્રણ ચાર કલાકમાં લીંબુના રસમાં ક્વીનાઇન ૫ થી ૧૦ ગ્રેન એક બે વાર લેવાથી તાવ અટકે; તેમજ લીબડાની અંતરછાલનો ઉકાળો પીવાથી, સુદર્શન ચૂર્ણ ખાવાથી, કે ઉપર કહેલ વૈદ્યોનો બનાવેલ જ્વરાંકુશ લેવાથી ટાઢ અવશ્ય અટકે છે.

૩૯. કોઇ પણ કડવાણી—કડવી દવા આવા તાવમાં ફાયદો કરે છે. કરીયાતુ, ગળો, કડુ, લીંબડો, ક્વીનાઇન, કડવી જીરી, કાંકચ, ફીડામારી, કલંબો વગેરે; તેમાંની એક એક વસ્તુની ફાકી કે ઉકાળો કરીને પીવાથી પણ ફાયદો થાય છે.

૪૦. ટાઢીયે તાવ અટકાવવાના થોડા જુનાની ઉપાયોઃ—

(૧) સફેદ કાથો ૧ માસો,-સોમલ ૧ રતી, મેળવીને મગ જેવડી ગોળીઓ કરવી. ૧ ગોળી ટાઢ ચડયા પહેલાં આપવી.

(૨) અફીણ ૧ રતી, થોડાં લીંબડાનાં પાન,-તથા ગોળ, ત્રણે સાથે ઘુંટીને તેની ૨ ગોળી કરવી. તેમાંની ૧ ગોળી ટાઢ પહેલાં ત્રણ ઘડી અગાઉ અને બીજી ગોળી ટાઢના સમય પહેલાંજ આપવાથી ટાઢ અટકે.

(૩) ફુલાવેલ ફટકડી તથા ખાંડ સાથે વાટીને તેમાંથી ટાઢના તથા ઉમરના પ્રમાણમાં ૦ાા માસાથી ૨ માસા સુધી આપવાથી ટાઢ અટકે. ( માસો એટલે લગભગ ૬ાા વાલ. ૧ તોલાના ૧૨ માસા સમજવા. )

(૪) તુલસીનાં પાન ૬ માસા, કાળાં મરી ૪ માસા, લીંડી પીપર નંગ ૧, તે સર્વ વાટીને તેમાં ૧ તોલો સાકર મેળવીને તાવ પહેલાં ફાકી જવું.

(૫) ધંતુરાનાં બી એક કુલડીમાં નાંખી કુલડીનું મોં બંધ કરીને કપડમાટી દઇને પછી તે કુલડીને અડાયાં છાણાંમાં સુકી તાપ આપવાથી કુલડીની અંદરનાં બી બળી રાખ થશે. આ રાખ ૪ માસા ટાઢ પહેલાં આપવાથી તાવ અટકે.

(૬) કાળા ધંતુરાનાં પાન, નાગરવેલનાં પાન, કાળાં મરી, ત્રણેને વાટીને મરીના દાણા જેવડી ગોળીઓ કરી રાખવી. તે ગોળી ટાઢ પહેલાં એકેક બબ્બે આપવી; અને સવાર સાંજ એકેક આપવી, તેથી વિષમજ્વર અટકે.

(૭) તો. ૧ લાલ ફટકડીનો ભુકો કરીને તેમાં ૫ થી ૧૦ ભાર નગોડનાં પાનનો રસ નાંખીને તે ફટકડીની નીચે ખૂબ તાપ આપવો. નગોડનું પાણી બળી જાય અને ફટકડી ફુલીને કોરી ખાખ

જેવી થાય ત્યારે તે ફટકડી શીશીમાં ભરી મુકવી. તે ફટકડી અકેક બબ્બે વાલ આપવાથી ગમે એવો ટાઢીઓ તાવ હોય તે પણ જાય.

**સૂચના:**—આ તાવમાં ખાવા પીવાની પરહેજી સાદા તાવમાં બતાવ્યા પ્રમાણે રાખવી. શરીરનો દોષ વિશેષ બગડવાથી, અથવા ખરાબ પાણી અને ખરાબ હવાથી આ તાવ આવે છે, માટે ખાન-પાન સાદું અને સ્વચ્છ રાખવું. દુધ, ચોખા ઉત્તમ પથ્ય છે. પેટ સાફ રાખવાની તજવીજ રાખવી; કોઈ પણ બોજાવાળી કે અતિ ગરમ ચીજ ખાવી નહિ; પાણી ઉકાળેલું પીવું. ઝાડીવાળું કે ખરાબ ભેજ-વાળી જમીનનું પાણી પીવું નહિ. એવી જગા છોડીને સારી કોરી હવામાં જવું. ખરાબ હવાપાણીની જગામાં પડી રહેવાથી તાવ ઉતરતો નથી, પણ ઉલટું જોર વધતું જાય છે. જ્યાં મચ્છર બહુ વધે ત્યાં આ તાવની હવા છે, એમ સમજવું. મચ્છરો કરડીને પણ આ તાવનું ઝેર આપણા શરીરના લોહીમાં ઉતારે છે. માટે ઘરમાંથી મચ્છરનો નીકાલ કરવાના ઉપાયો–ધુણી વગેરેના–કરવા.

## પ્રકરણ ૨૯ મું.

## તાવ સાથે ઉપદ્રવો.

તાવની સાથે ઉલટી, તરસ, દાહ વગેરે સાધારણ ફરિયાદો તો હોય છે, પણ તે ફરિયાદો બહુ જોરમાં હોય અને તાવના જેટલોજ અથવા તેથી પણ વધુ ઉપદ્રવ કરે એટલે દુઃખ આપે, તે તાવના ઉપદ્રવો કહેવાય; અને તેના ઉપાયો તાવ ઉપરાંત વિશેષ તે તે ઉપ-દ્રવ પ્રમાણે કરવા પડે છે. એવા તાવ સાથેના ઉપદ્રવોના થોડા ઉપાયો આ નીચે આપવામાં આવે છે:—

૧. તૃષા-તરસ.—તાવની સાથે ઘણીવાર અત્યંત પાણીનો શોષ થાય છે, તે ઉપદ્રવને તૃષા કહેવાય છે. તાવના ઉપાયો ઉપરાંત તૃષાના ઉપાયો નીચે પ્રમાણે કરવા.

૧. તાવમાં તૃષા બહુ લાગતી હોય તો પાણી ઉકાળી ઠંડુ પાડીને તેમાં સુખડ ઘસીને તેનો ઘસારો મેળવવો, તથા તેમાં વરિયાળીની એક પોટલી મૂકી રાખવી. આ પોટલી દરદીને ચુસાડવી તેથી તૃષા શાંત થાય છે.

૨. બરફનું પાણી વારંવાર પાવું, અથવા બરફ ચૂસવા આપવો.

૩. કાળો વાળો, વેરણ વાળો, મોથ, ખડસલીઓ, સુંઠ અને રતાંજલીને ઉકાળીને તેનું ઠંડું પાડેલું પાણી પાવું.

૪. કાળી દ્રાક્ષ અને ધાણાને પાણીમાં પલાળીને તે પાણી પાવું.

૫. દાડમનો રસ તથા પાણી, તેમાં થોડી સાકર મેળવીને તે પાણીના કોગળા વારંવાર કરાવવા.

૬. દ્રાક્ષ અને દાડમનાં પાણીના કોગળા કરાવવા.

૭. ખડસલીયાનું પાણી કરીને પાવું.

૨. દાહ.—તાવની સાથે શરીરમાં બળતરા એટલે દાહ થતો હોય તો તેના ઉપાયો નીચે પ્રમાણે કરવાઃ—

૧. કાચા ચોખાના ધોવણમાં સુખડનો તથા સુંઠનો ઘસારો અને મધ મેળવીને શરબત જેવું બનાવીને પાવુ.

૨. ગળો તથા વાળો, તેને ઉકાળીને તેમાં થોડી પીંપર અને મધ નાંખીને પાવાથી દાહ શાંત થાય છે.

૩. લીંબડાનાં કુંપળ, લીંબડાની છાલ, કડુ, કરીયાતુ, આ સર્વેનો ઉકાળો કરીને પાવો.

૪. ગળોનો રસ અથવા ઉકાળો મધ નાખીને પાવો.

૫. દ્રાક્ષ, પિત્તપાપડો અને આંબળાંને પાણીમાં પલાળી તે પાણી પાવું.

૬. ધાણા અને સાકરનું પાણી પાવું.

૭. લીંબડાનાં પાનનો રસ શરીર ઉપર ચોપડવાથી પણ દાહ શાંત થાય છે.

૮. બોરડીનાં લીલાં પાનને દહિં કે લીંબુની ખટાઈમાં વાટીને શરીર ઉપર ખરડ કરવો.

૯. સુખડ, સુંઠ, વાળો અને મીઠું વાટીને શરીરે ખરડ કરવો.

૧૦. ગળોનો રસ શરીર ઉપર ચોપડવો.

૧૧. ઘી સોવાર ધોઇને તે શરીરે ચોળવું.

૩. **ઉલટી**—તાવની સાથે પિત્તની ઉલટી થાય છે; માટે તાવ ઉપરાંત ઉલટીના ઉપાયો નીચે પ્રમાણે કરવા:—

૧. ગળોનો ઉકાળો ઠંડો કરી તેમાં મધ નાંખીને પાવો.

૨. ચોખાની ધાણી અને પીંપર મધમાં ચાટવાથી ઉલટી બંધ થાય છે.

૩. ખડસલીયાનો ઉકાળો સાકર નાંખીને પાવો.

૪. આંબળાં, દ્રાક્ષ અને સાકરનું શરબત બનાવીને પાવું.

૫. લીંબડાની અંતરછાલનો ઉકાળો સાકર નાંખીને પાવો.

૬. સુખડ, વાળો, દ્રાક્ષ, મોથ, જેઠીમધ અને ધાણા, તેમાંની જે જે વસ્તુઓ મળે તેને રાત્રે પાણીમાં પલાળી રાખી સવારે તેમાં સાકર અથવા મધ નાંખીને તે પાણી પાવુ.

૭. વાળો તથા સુખડ પાણીમાં પલાળી રાખીને તે પાણી જરી જરી સાકર મેળવીને વારંવાર પાવું.

૮. બરફનો કટકો મોંમાં રખાવવો અથવા નારંગી કે મીઠાં લીંબુ સુસાડવાથી કે તેનું શરબત આપવાથી પણ પિત્તની ઉલટી બેસી જાય છે.

૯. બહુ સખ્ત ઉલટી હોય ને બેસતી ન હોય તો કાળજા આગળ રાઈનું પ્લાસ્ટર મારવું.

૪. હેડકી.—તાવની સાથે હેડકી આવતી હોય તો તાવના ઉપાયો સાથે વિશેષ નીચે પ્રમાણે ઉપાયો કરવા—

૧. પીપળાની છાલની રાખ પાણીમાં પલાળી રાખતાં ઉપર આછરેલું પાણી થાય તે પાવું.

૨. આદુ કે સુંઠની કટકી મોંમાં રાખી તેનો રસ ઉતારવો.

૩. ઝાડાનો કબજો રહેતો હોય અને તેની સાથે હેડકી હોય તો કડુનો ઉકાળો પીંપરના ચૂર્ણ સાથે પાવો.

૪. કલોંજી જીરૂં રૂપિયા ૦ ભાર મધમાં ચટાડવું.

૫. રાઇની ભૂકી તોલો ૦ા અરધા રતલ પાણીમાં પલાળી ઉપરનું નીતરેલું પાણી એ ત્રણવાર થોડું થોડું પાવું.

૬. ફુદીનાનો રસ સાકર મેળવીને પાવો.

૭. એરંડીયાનો જુલાબ આપવાથી પણ હેડકી બંધ થાય છે.

૮. પેટ ઉપર તેલ ચોળાવીને ગરમ પાણીનો શેક કરવો.

૫. શ્વાસ—તાવ સાથે શ્વાસ ચડી આવતો હોય તો તાવના ઉપાયો ઉપરાંત નીચે પ્રમાણે ઉપાયો કરવાઃ—

૧. અરડુસીનો રસ તો. ૧, તેમાં પીંપરનું ચૂર્ણ વાલ ૧ મેળવીને આપવું.

૨. સુંઠ, મરી અને પીંપરનું ચૂર્ણ મધ સાથે ચટાડવું.

૩. ભોરીંગણીનો કવાથ કરી તેમાં લીંડીપીંપર વાલ ૧ મેળવીને પાવો.

૪. મોરપીંછાંની પુંછડીઓની રાખ બે રતી, પીંપરની ભૂકી બે રતી, આ બન્ને વસ્તુઓને મધમાં મેળવીને ચટાડવાથી શ્વાસમાં સારો ફાયદો થાય છે.

૫. જવખાર વાલ ૧ થી ૨ મધમાં ચટાડવો.

૬. ભોરીંગણી, ધમાસો, કડવી ઘીસોડી, કાકડાશીંગી અને કાયફળનું ચૂર્ણ મધ સાથે ચટાડવું.

૭. પીપર, કાયફળ અને કાકડાશીંગીનું ચૂર્ણ મધમાં મેળવીને ચટાડવું.

૮. કટનું ચૂર્ણ બેઆનીભાર મધ સાથે ચટાડવું.

૬. **મૂર્છા:**—તાવ સાથે દરદીને મૂર્છા આવી જતી હોય તો તાવના ઉપાયો ઉપરાંત મૂર્છા માટે નીચેના ઉપાયો કરવા:—

૧. આદુનો રસ નાક વાટે સુંઘાડવો.

૨. મધ, સીંધવ, મનશીલ અને મરી બારીક પીસીને તેનું અંજન આંજવું.

૩. ઠંડું પાણી આંખ ઉપર રેડવું.

૪. સુગંધી ધુપ, સુગંધી પુષ્પનો સુવાસ અને ઠંડો પવન મૂર્છાને મટાડી દરદીને શુદ્ધિમાં લાવે.

૭. **અરૂચિ:**—તાવમાં ઘણીકવાર અન્ન ઉપર રૂચિ થતી નથી અને જુદી જુદી વસ્તુઓ ખાવાની ઇચ્છા થયા કરે છે, પણ ખાવા તરફ ખરી રૂચિ થતી નથી. તેને માટે તાવ ઉપરાંત નીચેના ઉપાયો કરવા:—

૧. આદુના રસને ગરમ કરી તેમાં સીંધાલુણ નાખીને મોંમાં રાખવું.

૨. બીજોરાનો ગર્ભ અને સીંધાલુણ મેળવીને મોંમાં રાખવું.

૩. કાળી દ્રાક્ષને મીઠું ચઢાવીને ખાવી.

૪. પીંપરની ભૂકી જુના ગોળમાં મેળવીને ખાવી.

૮. **ખાંસી:**—તાવ સાથે ખાંસી હોય તો તાવના ઉપાયો ઉપરાંત નીચે પ્રમાણે ઉપાયો કરવા:—

૧. અરડુસીનો રસ અથવા ઉકાળો મધ નાંખીને પાવો.

૨. ગળોના ઉકાળામાં બહેડાનું ચૂર્ણ નાંખીને પાવું.

૩. ભારંગમૂળ તથા સુંઠનું ચૂર્ણ બેઆનીભાર, પાણી સાથે પાવું.

૪. લીલી ભોરીંગણીનો રસ અથવા ભોરીંગણીનો ઉકાળો મધ નાખીને પાવો.

૫. કાકડાશીંગીનું ચૂર્ણ વાલ ૧ થી ૨ મધમાં મેળવીને ચાટવું.

૬. પીંપરીમૂળ, બહેડાં, ખડસલીઓ, અને સુંઠનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૭. એરંડાનું મૂળ, સુંઠ, મરી, પીંપર, કાકડાશીંગી, કાયફળ, ધમાસો અને કલોંજી જીરૂં, તેનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૮. ભોરીંગણી, ગળો અને સુંઠનો ઉકાળો પીંપરનું ચૂર્ણ મેળવીને પાવો.

૯. અરડુસીનાં પાન, ભોરીંગણી અને ગળોનો ઉકાળો મધ નાખીને પાવો.

૧૦. પીંપર, અતિવિષ, કાકડાશીંગી અને નાગરમોથનું ચૂર્ણ મધ સાથે ચટાડવું.

૯. ઝાડો.—તાવ સાથે વધારે ઝાડા થતા હોય તો તાવના ઉપાયો ઉપરાંત ઝાડા માટે નીચે પ્રમાણે ઉપાયો કરવા.—

૧. લાંઘણ કરાવવી એ ઉત્તમ ઉપાય છે.

૨. ધાણા તથા સુંઠનો ઉકાળો પાવો.

૩. ગળો, ઇંદ્રજવ, મોથ, કરીયાતુ, લીંમડાની અંતરછાલ, અતિવિષ અને સુંઠનો ઉકાળો કરીને પાવો.

૪. સુંઠ, ગળો, ઇંદ્રજવ અને મોથનો ઉકાળો કરીને પાવો.

૫. સુંઠ, કડાછાલ, નાગરમોથ, ગળો અને અતિવિષનો ઉકાળો કરીને પાવો.

૬. કાળીપાટ, ગળો, ખડસલીઓ, મોથ, સુંઠ, કરીયાતુ અને ઇંદ્રજવનો ઉકાળો કરીને પાવો.

૭. તુલસીનાં ખી એકાદ રતી પાણીમાં પલાળવાં અને સવારમાં તે પાણી ચોળીને પાવાથી સારો ફાયદો થાય છે.

૯. પ્રોનાં મૂળ વાટી તેમાં સાકર નાંખીને પાવું.

૧૦. બંધકોશ.—ઝાડાનો સખ્ત કબજો રહેતો હોય તો તાવ ઉપરાંત કબજીયતના નીચે પ્રમાણે ઉપાયો કરવાઃ—

૧. ઝાડાનો બંધકોશ સામાન્ય હોય તો હરડે, સુંઠ અને સંચળની ફાકી આપવી.

૨. સોનામખી, સુંઠ અને સંચળનું ચૂર્ણ બે આનીભાર થી ચાર આનીભાર જેટલું પાણી સાથે આપવું.

૩. ગળો અને સુંઠના ઉકાળામાં એરંડીયું તેલ દરદીની શક્તિ પ્રમાણે રૂપૈયા બે ભાર થી પાંચ ભાર સુધી આપવું.

૪. જીર્ણ જ્વરમાં ઝાડાનો બંધકોશ થયો હોય તો હરડે, ગરમાળો, કડુ, નસોત્તર અને આંબળાનો ઉકાળો કરીને પાવો.

૫. કડુ તો. ૧, ગળો તો. ૧, સુંઠ તો. ૧; તે સર્વને એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે પાવું.

## પ્રકરણ ૩૦ મું.

## ઝેરી હવાના તાવો.

### મસૂરિકા એટલે ફુટી નીકળનારા તાવો-બળીઆ (માતા), ઓરી, અછબડા, ઢુંઢીયું, રંગીલું તથા રતવા.

એક પ્રકારની ઝેરી હવાથી આ જાતના તાવો ઘણીવાર ઓછા વધતા જોરમાં ફાટી નીકળે છે. આ તાવો વિશેષ કરીને બાળકો ઉપર હુમલો કરે છે. આ જાતના તાવોમાં શરીરની ચામડી ઉપર નાના મોટા દાણા કે ઝીણી બરૂડી ઉપડે છે, અથવા ચામડી લાલ થાય છે.

## મસૂરિકા—માતાના વાસરા.

**સમજણ:**—બળીયા અથવા માતા નીકળે છે, તેને લોકો 'માતાના વાસરા' અથવા 'માતા આવ્યાં' એમ કહે છે. આ માતાના વાસરામાં બળીયા, ઓરી, અછબડા વગેરેનો સમાવેશ થાય છે.

## બળીઆ-માતા.

આ રોગના અટકાવ માટે બાળકોના હાથ ઉપર જે ચેપ મૂકવામાં આવે છે તે ક્રિયાને શીતળા અથવા માતા કઢાવ્યાં એમ કહેવામાં આવે છે. અંગ્રેજીમાં માતા કઢાવવાની ક્રિયાને 'વેક્સીનેશન' કહે છે, અને બળીયાના દરદને 'સ્મૉલપોક્સ' કહે છે. બળીયા બે પ્રકારના છે. એક પ્રકારમાં દાણા થોડા અને છુટા; બીજા પ્રકારમાં દાણા આખા શરીર ઉપર ફુટી નીકળે છે અને દાણા સાથે સાથે મળી જઇને જગા રહેતી નથી. બળીયાના વિષનો શરીરમાં પ્રવેશ થયા પછી ૧૨ કે ૧૪ દિવસે બળીયાનો તાવ, બીજા સાદા તાવની પેઠે ટાઢના ઉકળાટા, ગરમી, માથાની પીડા, પીડમાં દરદ તથા ઉલટી સાથે શરૂ થાય છે. વળી તેની સાથે ગળામાં સોજો, થુંકનો વધારો, આંખનાં પોપચાંમાં સોજો, અને શ્વાસમાં ખરાબ વાસ થઈ આવે છે. કોઇ વાર નાનાં છોકરાંઓને માતાના તાવની શરૂઆતમાં તંદ્રા અને નાનાં બાળકોને આંચકી પણ થાય છે. માતાના દાણા તાવ પછી ત્રીજે દહાડે પ્રથમ મોં તથા ગરદનમાં અને પછી માથું, કપાળ, છાતી તથા છેલ્લે પગે જણાય છે. દાણા દેખાતા પહેલાં તાવ બળીઆનો છે કે સાદો તાવ છે, તેની પુરેપુરી ખાત્રી થઈ શકતી નથી, પણ અનુભવ તથા ચામડીનો ખાસ વર્ણ એ તાવને તરત ઓળખાવી આપે છે. બળીયાના દાણા બહાર દેખાઇ રહ્યા પછી તાવ નરમ પડે છે, પણ દાણા પાકીને ભરાય છે ત્યારે ફરી તાવ જોરથી હુમલો કરે છે. દાણા આશરે દશમે દિવસે ફુટીને પછી ભીંગડાં

વળવા માંડે છે, જે ઘણું કરીને ચૌદમે દિવસે ખરી પડે છે. દાણાનાં લાલ ચાઠાં થઇ રહે છે, તે વખત જતાં અદૃશ્ય થાય છે. સખ્ત હુમલામાં જ્યારે બળીયાના દાણા અંદરની ખરી ચામડીમાં પ્રવેશ કરે છે ત્યારે તેના ડાઘા ( ધાબા ) જતા નથી, એટલુંજ નહિ પણ સખ્ત મરજમાં જો યોગ્ય ઉપચાર થતો નથી તો દરદી પોતાની આંખો તથા કાનની ઇંદ્રિ ખોઇ બેસે છે.

**ઉપાય.**—બળીયાના સખ્ત હુમલામાં આખું શરીર કમકમી જાય છે અને ગંધાઇ ઉઠે છે, તે વખતે દરદીને આરામ મળે, ચેપ ઓછો થાય અને જખમ ઉંડા ન જાય એવા ઉપાયો કરવા.

૧. વાદળી અથવા એવુંજ નરમ કપડું લઇ નવશેકા પાણીમાં બોળીને વારંવાર બળીયાંના બાઝેલા પોપડાં ઉપર દાબવું જેથી બળીઆ નરમ પડે, ચેપ ઓછો થાય અને ચોખ્ખાઇ રહે.

૨. ગળામાં સોજો અને દરદ થઈ આવેલ હોય તો દરદીને કાંજી વગેરે ગરમ ગરમ પ્રવાહી પાવાં અથવા આંબળાં તથા મહુડાંને ઉકાળી મધ નાંખી કોગળા કરાવવા.

૩. બળીયાને ગરમ પાણીથી કે પીંપળો, વડ, ઉંબરો, પારસપીંપળો અને પીંપર એમાંની જેટલાં ઝાડની છાલ મળે તેટલી લઇને તે છાલના ઉકાળાથી ધોવા.

૪. આંખો ચીંચાઈ ગઈ હોય તો મહુડાના અથવા ત્રિફળાના અથવા સાદા ગરમ પાણીથી આંખો ધોવી તથા શેક કરવો.

૫. આંખમાં જખમને લીધે બળતરા થતી હોય તો આંખમાં દીવેલનું ટીપું નાંખવું, અને વ્રણ પડેલ હોય તો મહુડાં, આંબળાં, હરડે, બેડાં, દારૂહળદર, કમળ, વાળો, લોદર તથા મજીઠ તેનો લેપ આંખ ઉપર કરવો, અથવા તેનાં પાણીનાં ટીપાં નાંખવાં. જેટલી વસ્તુ મળી શકે તેનો ઉપયોગ કરવો.

૬. જો સખ્ત ભીંગડાં હોય, કાળાં હોય અને ખરાબ વાસ મારતાં હોય તો ઘઉંના આટાની કે કોયલાના ભુકાની પોટીસ મારવી.

૭. શરીરને સાફ કર્યા પછી લીંબોળીનું તેલ, દીવેલ તેલ અથવા ધૂપેલ તેલ ચોપડવું.

૮. મોંના ચહેરા ઉપર તપખીર અથવા શંખજીરૂ અથવા જસતના ફુલની ભુકી છાંટવી.

૯. મજીઠ, વડની છાલ, પીંપરની છાલ, સરસડાની છાલ અને ઉંબરાની છાલ વાટીને લેપ કરવો.

૧૦. લીંબડાની અંતરછાલ, ખડસલીઓ, કાળીપાટ, પટોળ, સુખડ, રતાંજલી, વાળો, કડુ, આંબળાં, અરડુસી તથા રાતો ધમામો તેને વાટી સાકર મેળવી તેનું પાણી કરી રાખવું અને તેમાંથી થોડું થોડું પાવું. તેથી દાહ, તાવ વિગેરે શાંત પડે છે.

૧૧. દાણા બહાર નીકળીને ફરી પાછા અંદર સમાતા જણાય તો કાંચનારના ઝાડની છાલના કવાથમાં મીંઢીઆવળનું થોડું ચૂર્ણ મેળવી પાવાથી દાણા પાછા બહાર આવે છે.

૧૨. મોઢામાં તથા ગળામાં વ્રણ એટલે ચાંદાં પડયાં હોય તો આંબળાં તથા જેઠીમધનો ઉકાળો કરી મધ નાંખી કોગળા કરાવવા.

૧૩. થેગી નામના ખડ ધાન્યના દાણા થાય છે તે તથા જેઠીમધને વાટી તેનું પાણી કરી આંખો ઉપર સીંચવાથી આંખોનો બચાવ થાય છે.

૧૪. આ દરદમાં બાળકને દસ્ત થઇ જાય તો મસુર તથા મોતી વાટીને પાવાં.

૧૫. અરડુસીનાં પાન, કરીયાતુ, હરડે, બેડાં, આમળાં, જવાસો, પટોળ અને લીમડાની છાલનો ઉકાળો મધ નાંખીને પાવો.

૧૬. જેઠીમધ, હરડે, બેડાં, આંબળાં, પીલુડી, દારૂહળદર,

પદાર્થો આપતાં સાવચેતી રાખવી. દરદ મટયા પછી કેટલોક વખત સુધી ઠંડા ઉપચારો તથા ઠંડાં ખાનપાન આપવાં અને ખોરાક તરીકે દુધનો વિશેષ ઉપયોગ કરવો; માતા તથા ઓરીમાં લોકોના માનવા પ્રમાણે દરદોનો ઉપાય કરવો નહિ; પણ તે ઠીક નથી. વૈદકશાસ્ત્રમાં તેના ઉપાયો બતાવેલા છે, અને એ કે દરદ ગણીને તેના ઉપાયો કરવાની આજ્ઞા આપેલ છે.

## ઓરી-ગોબરૂ.

આ દરદને અંગ્રેજીમાં 'મીસલ્સ' કહે છે. ઓરીનું વિષ શરીરમાં દાખલ થયા પછી બારથી ચૌદ દહાડે પ્રકટ થાય છે. શરૂઆતમાં માથામાં શરદી અને ટાઢની ચમકી દેખાય છે. આંખમાંથી તથા નાકમાંથી પાણી ઝરવું, મોં ઉપર રાતાં ધાબાં અને ખાંસી, એ બીજાં વિશેષ લક્ષણો છે. ચોથે દહાડે ગરદન ઉપર કાન પછવાડે અને કપાળે દાણા દેખાય છે. બે ત્રણ દિવસ સુધી તેનું જોર રહે છે ને પછી નરમ પડે છે. દાણા નાના, રાતા હોય છે, કદમાં વધે છે અને અનિયમિત પ્રકારના હોય છે. ઓરીમાં વધારે ભય ભરેલાં લક્ષણ થાય તો તે ખાંસી તથા ફેફસાનો સોજો છે, એમ સમજવું. કાન પાકી આવે, કાનમાં દરદ થાય, અથવા આંખો ઉઠવી એ લક્ષણ ઓરીનાં હોય છે. નબળાં બાળકોના ગુહ્ય ભાગો ક્રમક્રમે તો તેમાંથી ભાગ્યેજ બચાવ થાય છે.

ઉપાય.—૧. જ્યારે આ રોગનો પવન ચાલતો હોય ત્યારે બાળકને જરા શરદી થાય અથવા તાવ આવે કે તેને ઘરના એકાન્ત ભાગમાં પથારીમાં લેવું. શરીર ઉપર પવન કે ટાઢ લાગવા દેવાં નહિ. કફ થવા દેવો નહિ; કેમકે તાવમાં કફ થાય છે તો ભયભરેલી સ્થિતિ થાય છે. એવું થાય ત્યારે બાલકના ઉપચારમાં બતાવેલા સસણીના ઉપચારો કરવા.

૨. બાલકના કાનમાં દરદ થતું હોય કે પરૂ આવતું હોય તેના પર લક્ષ રાખવું. રેચક દવાઓ આપવી નહિ, કેમકે ઓરી પછી ઝાડો રહી જાય છે તે મટવો કઠણ થાય છે.

૩. બળીયાના ઉપાયો આપ્યા છે તે પૈકી ખાવા પીવાની દવાઓ જરૂર પડે તો આપવી.

૪. ઓરીની ગરમીને લીધે બાળક વારંવાર પાણી માગે છે, તો કાળી દ્રાક્ષ તથા ધાણાનું તૈયાર કરેલું પાણી આપ્યા કરવું.

## અછબડા.

આ દરદ નાનાં બચ્ચાંને તથા છોકરાંને થાય છે. આ દરદ એવું નરમ આકારમાં હોય છે કે ઘણી વાર અછબડા ઉઠયા છે, એવું માલુમ પણ પડતું નથી. એક દીવસ જરા જરા તાવ આવ્યા પછી બીજે દીવસ છાતી, પીઠ તથા ખભાપર નાના રાતા દાણા દેખાય છે. વારંવાર આ દાણા જોરમાં ઉપડે છે, ત્યારે કદમાં મોટા, ચપટા, અને અંદર દુધ જેવી રસીવાળા હોય છે. તે દાણા છુટા સફાઇ ભીંગરાં-વળીને ખરી પડે છે. ચાર પાંચ દીવસ સુધી અછબડાના દાણા ફૂટયા કરે છે અને એકંદર ૨ થી ૩ અઠવાડિયાં સુધી દરદ ચાલે છે. આ દરદમાં કાંઇ પણ ઉપાય કરવાની જરૂર નથી. તે તેની મેળે શાંત થાય છે.

## ટુંટીયું તથા રંગીલું.

આ દરદો પણ ઝેરી બગડેલી હવાના ઉપદ્રવો છે. તે વારંવાર દેખાતા નથી. આ દેશમાં સંવત ૧૯૫૮ માં તે દરદ મોટા જોરથી ફાટી નીકળ્યું હતું. તે પછી સંવત ૧૯૬૭ માં પણ તે દરદ ગુજરાતમાં ઘણા જોરથી ચાલ્યું હતું. અંગ્રેજી વૈદકમાં જેને 'ડેંગ્યુ ફીવર' કહે છે, તેજ આ દરદ હશે.

આ દરદમાં પ્રથમ તાવ ચડી આવે છે, તે તાવ ૧૦૩ થી ૧૦૫ ડિગ્રી સુધી ચડે છે અને ઓછામાં ઓછા ૩ અને વધુમાં વધુ

૭ દિવસ સુધી રહે છે, અને તાવ ઉતરે છે કે આખા શરીરે ખસ-ખસ જેવડી ફોલ્લીઓ નીકળે છે અને શરીર - રાતું થાય છે. આ ફોલ્લીઓ તથા રાતડ પણુ બે ત્રણુ દિવસમાં શમી જાય છે. આ દરદમાં શરીર આખું દુખે છે અને સાંધા રહી જાય છે, તેથી તેને કેટલાક પ્રાંતમાં ' ટુંટીયું ' કહે છે. કાઠીયાવાડમાં કૉલેરાના દરદને ' ટુંટીયું ' કહે છે. ભરૂચ જીલ્લામાં આ દરદને ' ટુંટીયુ ' કહે છે. ' રંગીલુ ' તથા ' ટુંટીયુ ' એ નામ એકજ દરદનાં છે, એમ પણુ મત છે અને કેટલાક કહે છે કે તે બંને પ્રકાર જુદા છે.

ઉપાય.—૧. આ દરદમાં કફ, વાયુ, તથા રક્તદોષ હોવાથી તાવ અને આમવાત એ બે દરદના ઉપાયો કરવા.

૨. દારૂડીનાં બી વાલ ૨ અને ફુલાવેલ ફટકડી વાલ ૧ તેની ૩ પડીકી કરીને પાણીમાં વાટીને પાવાથી આરામ આવી જાય છે.

૩. બનફશા, નીલોફર, શાથરા, ઉનાબ, પીતપાપડો, ગાજબાન, મજીઠ, ત્રિફલા, તે સર્વેનું ચૂર્ણ બનાવીને બે ટંક અરધો અરધો તોલો પાણીમાં પાવું.

૪. સુરતના વૈદ્ય તીલકચંદ તારાચંદ પોતાના ખાસ અનુભવથી જણાવે છે કે, આ ટુંટીયાના દરદીને બે ત્રણુ રૂપિયાભાર ઠંડા પાણીમાં ૧ લીંબુ નીચોવીને પાવું. એવી રીતે દિવસમાં બે ત્રણુ લીંબુ પાવાં; તેથી દુખતા સાંધા જલદી મટે છે ને દરદીને આરામ આવી જાય છે. તાવની સાથેજ લીંબુનો ઉપયોગ કરવા માંડવો, તેમાં ડરવું નહિ.

૫. ઉપર પ્રમાણે આ દરદમાં લીંબુ અનુકુળ આવે છે, માટે દરદીને ખાવામાં પણુ લીલી દ્રાક્ષ, સંતરાં, નારંગી, અને નાસ વગેરે લીલો મેવો આપવો. બીજું કાંઈ આપવું નહિ.

૬. આ સાથે સોડા કે સાજીખાર ત્રણુ ત્રણુ ચાર ચાર વાલ પાવો.

૭. સુંઠ અને સુદર્શન ઉકાળીને તેની ચા આપવી.

## રતવા.

**સમજણ.**—વિરૂદ્ધ આહારથી શરીરનુ લોહી બગડીને રતવા થાય છે, તેમજ શસ્ત્રનો જખમ, ઝેર અથવા ઝેરી જનાવરના ડંખથી, દાતવડે થયેલ જખમથી, અથવા જખમ ઉપર રતવાના ચેપનો સ્પર્શ થવાથી આગતુક એટલે બહારનો રતવા થાય છે ખરાબ ઝેરી હવા, મધુપ્રમેહ વગેરે વ્યાધિ ઇત્યાદિ કારણોથી જે લોકોની તદુરસ્તી બગડેલી હોય છે, તેમના ઉપર આ મરજ હુમલો કરે છે

આર્યવૈદકમા આ દરદનુ નામ 'વિસર્પ' છે અગ્રેજીમા

રતવા એ ચામડીનો વરમ છે તે એક જગ્યાથી બીજી જગ્યાએ ફેલાય છે, તેથી તેને વા કહેવામા આવે છે આ દરદમા તાવ આવે છે ને તેની સાથે ચામડી લાલ થઇ જાય છે, હાથને ગરમ લાગે છે ને અદર તણખ મારે છે પ્રથમ ટાઢની કપારી, તાવના ઉકળાટા અને પછી મદાગ્નિ, તૃષા અને તાવ એ તેના આરભના ચિન્હો છે પેસાબ લાલ ઉતરે છે, નાડી જલદ ચાલે છે, તેની સાથે કવચિત ઉનટી અને ભ્રમ થાય છે, તેથી દરદી બડબડે છે ને તોફાન કરે છે. આવા ચિન્હો થયા પછી બીજે કે ત્રીજે દિવસે શરીરના કોઇ ભાગમા રતવા દેખાય છે, દાહ સાથે લાલ સોજો થઇ આવે છે આગતુક એટલે બહારના કારણનો રતવા કળથીના દાણા જેવા ફોલ્લાઓથી શરૂ થાય છે, તેના સાથે રૂધિર કાળુ, સોજો, તાવ અને દાહ બહુ હોય છે ઉપરની ત્વચામા રતવા થયો હોય તો ઉપરના ઉપચારથી શાત થાય છે, પણ જો તેનુ વિષ ઉંડુ ગયુ હોય છે તો તે રતવા મહજ ભયકર રૂપ પકડે છે, પાકે છે, ફોલ્લા થઇ ફુટે છે, સોજો ઘણો થાય છે, વેદના બેહદ વધે છે, દરદીની શક્તિ કમી થાય છે, વખતે એક જગ્યાએ અને વખતે ઘણી જગ્યાએ મો કરી કોહીને તેમાથી માસના કટકા નિકળે છે, અદરનો ભાગ ખવાતો જાય છે

અને છેવટ હાડકાં સુધી પહોંચે છે તો દરદીનો બચાવ થતાં બહુ મુસ્કેલી પડે છે. ગળામાં થયેલો રતવા વધારે ભય ભરેલો છે. મગજ સુધી પહોંચેલો રતવા મરણુ નીપજાવે છે.

ઉપાયો—૧. રતવાનાં લક્ષણો પ્રગટ થાય કે દરદીને એક હલકો જુલાબ આપી દેવો. જુલાબમાં એરંડીયું આપવું.

૨. રતવાવાળા સોજા ઉપર નવશેકા પાણીમાં બોળેલ સફેદ સાદું કપડું કે લીંટ મુકી તેના પર રેશમી કપડાનો કટકો તેલમાં બોળીને ઢાંકી દેવો.

૩. અગરનો કે રતાંજલીનો લેપ કરવો.

૪. કમળનાં ફુલનો અને પાનનો લેપ કરવો.

૫. સુગંધી વાળો, રતાંજલી, રતવેલીયો એવી સુગંધીદાર ઠંડી દવાઓને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટીને સોજાવાળી લાલ ચામડી ઉપર લેપ કરવો. તે લેપ ભીનાસુકો કર્યા કરવો, એટલે સુકાવા દેવો નહિ.

૬. રાતી સુખડનો લેપ કરવો, અથવા વાળો તથા સુખડનો લેપ કરવો.

૭. ગેરૂ પાણીમાં વાટી ભીનાસુકો લેપ મારવો.

૮. રતવાનો સોજો ફેલાતો અટકાવવા માટે ગરમ પાણીથી ધોઇ ભોંય કોરી કરીને લાલ ભોંની આસપાસ રસકપુરના પાણીની લીટી કરવી, એટલે તે આગળ ફેલાશે નહિ.

૯. શંખજીરૂ ચોપડવું અથવા લીંબડાનાં પાન કે આંબલીનાં પાન બાફી ચોપડવાં.

૧૦. પીંપળો, પારસપીંપળો, વડ, ઉંબરો અને પીંપરની છાલ, તેમાંથી જે ઝાડની મળે તેની છાલનો ઉકાળો કરી રતવાના સે ઉપર તે પાણીની ધાર કરવી અને ભીના કપડાનો પાટો મા.

૧૧. ગળોનો રસ ચોપડવો તેમજ પાવો.

૧૨. જેઠીમધનો ઉકાળો ચોપડવો અને પાવો.

૧૩. સો વાર ધોયેલ ઘી ચોપડવું.

૧૪. જો સોજો બેસી ન જતાં પાક ઉપર આવે તો ઘઉંની પોટીસ મારવી અને ખસખસના ડોડા ઉકાળીને ગરમ પાણીથી શેક કરવો.

૧૫. પોલ્ટીસ બાંધવાથી ફુટે તો તેને નં. ૧૦ માં બતાવેલ ઉકાળાથી ધોઇ નાંખવું અને શંખજીરા અને ઓદારની ભુકી રૂઝ લાવવા માટે દાબવી.

૧૬. કરીઆતુ, અરડુસીનાં પાન, કડુ, કડવાં પરવળ, ત્રિફલા, રતાંજલી તથા લીંબડાની છાલ, એ સર્વેનો ઉકાળો કરીને કેટલાક ટંક પીવાથી રતવામાં સારો ફાયદો કરે છે.

૧૭. ધમાસો, પીતપાપડો, ગળો અને સુંઠ એને રાત્રે પલાળી રાખી સવારે વાટી કલ્ક કરી પાવું.

૧૮. રતવેલીઓ, કાળો હંસરાજ, દુધીઓ હેમકંદ, સોનાગેરૂ, ચણકબાબ, સુખડ, વાળો, વગેરે જેટલી મળે તેટલી ચીજેનો ઉકાળો કરી પાવો.

**સૂચના.**—આ દરદમાં લોહી સુધારનારી દવાઓ તાવનું જોર નરમ પડયા પછી આપવી. ખોરાક તદન સાદો આપવો; દુધ ભાતનું પથ્ય ઉત્તમ છે. પાચનશક્તિ સારી હોય તો ઘઉંની રોટલી કે પુરી અપાય. ગરમ, ખાટા તથા બહુ ખારા પદાર્થો તદન બંધ કરવા.



# પ્રકરણ ૩૧ મું.

## ગ્રંથીજ્વર–પ્લેગ.

**સમજણ.**—આ દરદમાં સાથળના મૂળમાં, બગલમાં, કે બીજા સાંધાઓમાં ગાંઠ નીકળે છે, તેથી તેને 'ગ્રંથીજ્વર' કહેવામાં આવેલ છે. અંગ્રેજીમાં પણ એજ કારણથી તેને 'બ્યૂબોનિક પ્લેગ' કહેલ છે. લોકોમાં સામાન્ય રીતે તે રોગ 'પ્લેગ' નામથી ઓળખાય છે. આ રોગ લગભગ ૧૫–૨૦ વર્ષથી આપણા દેશમાં વિશેષરૂપથી ફેલાયો છે. આ ભયંકર રોગના ઉપાયોની શોધ માટે રાજા તથા પ્રજાએ અનેક પ્રકારના પરિશ્રમો કર્યા છે, છતાં અત્યાર સુધી તેનો ચોકસ ઉપાય મળી આવ્યો નથી; તેમ છતાં આ રોગને માટે જે કેટલાક અનુભવવા યોગ્ય સહેલા ઉપાયો જણાયા છે તે અત્રે આપીશું. આપેલા ઉપાયોમાંથી કેટલાક અસરકારક છે, છતાં તે ઉપાયોને માટે વધારે ખાત્રી આપી શકાય તેમ નથી.

આ રોગની ઉત્પત્તિનાં કારણો વિષે મતભેદ છે, છતાં એટલું તો સ્વિકારવુંજ જોઈએ કે એક પ્રકારનું વિષ અથવા વિષારી જન્તુઓ એ તેનું કારણ છે.

આ રોગ જેને થાય છે તેના ગળામાં, કાખમાં કે સાથળના મૂળમાં બદના જેવી ગાંઠ નિકળે છે; અને સન્નિપાતજ્વરનાં લક્ષણોવાળો ભયંકર તાવ આવે છે. કોઇ વખત ગાંઠ નિકળતી પણ નથી. આ રોગના જુદા જુદા પ્રકારો વિદ્વાનો કહે છે, પણ તેના વિષે ચોક્કસ નિર્ણય થયેલો જાણવામાં નથી. પ્રથમ ગાંઠ થઇ આવ્યા પછી તાવ લાગુ પડે છે. વળી કેટલાક દરદીઓને પ્રથમ તાવ આવ્યા પછી ગાંઠ દેખાય છે. દરદીની કમ્મર, હાથ અને પગ વગેરે અંગો તૂટે છે.

રોગી બડબડવા લાગે છે, મોં તથા આંખો લાલ થાય છે, જીભ મેલી તથા કોરી થાય છે અને તરસ વધારે લાગે છે.

**પ્લેગથી બચવાના સામાન્ય ઉપાયો.**—આ રોગ સ્પર્શજન્ય નથી એટલે એક માણસના સ્પર્શથી બીજા માણસને થાય છે, એમ નથી, પણ તે ચેપી છે, એટલે તેના જંતુઓ મકાનમાં, ખાવાની વસ્તુઓમાં અને વસ્ત્રો વગેરેમાં પ્રસરે છે જેથી તે તરત ફેલાય છે, તેથી પ્લેગના રોગી મનુષ્યની વાપરેલી કોઈ વસ્તુનો ઉપયોગ કરવો નહિ. પ્લેગને લોકો અસાધ્ય માને છે, તેમાં બીજા કારણો કરતાં ભય એ એક પ્રબળ કારણ છે. તેથી વિશેષ ભય નહિ રાખવો અને પ્લેગના જંતુઓને શરીરમાં પ્રવેશ કરવાનાં જે દ્વારો છે તે જાણી લઇને સાવધાની રાખવી. પ્લેગના જંતુઓ માણસના શરીરમાં જુદી જુદી રીતે પ્રવેશ કરે છે. માટે પ્લેગ ચાલતો હોય ત્યારે પ્લેગના રોગીનો શ્વાસ નહિ લેવો, ઉઘાડે પગે નાહ ચાલવું, શરીરના કોઈ અંગ ઉપર ઘા પડયો હોય તો તેને બંધ કરવો; ઉંદર, ચાંચડ વગેરે જંતુઓથી દૂર રહેવું. દરદીને ખુલ્લી હવામાં લઈ જવો, તેની પાસે બહારના માણસોને આવવા દેવા નહિ, કારણકે તેમ કરવાથી શ્વાસોશ્વાસની હવા ઉલટી વધારે બગડે છે. દરદીના મળમૂત્રાદિને બહુજ દૂર નખાવવાં; જંતુનાશક વસ્તુઓ—કળીચુનો, કોલસાનો ભૂકો, છાણાની રાખ, ફીનાઈલ, ગોમૂત્ર વગેરે છંટાવવાં. દરદીના ખાટલાની આસપાસમાં સુગંધી ધુપ કરાવવો. વધારે તાવ અને માથામાં ઘણું દરદ હોય તો ઠંડક કરવી, માથા ઉપર બરફની પોટલી મૂકવી, તાવની ગરમી ઓછી કરવા માટે ગરમ પાણીમાં વાદળી બોળીને શરીરે ફેરવવી.

**ઉપાય.**—૧. જંતુનાશક અને જ્વરહર ઉપાયો કરવા. લોહીમાં આ દરદના જંતુઓ જેમ વધારે જાય તેમ ભય વધારે, માટે તાબડતોબ ઉપાયો કરવા.

૨. ડાકટરો આ દરદમાં બ્રાંડી આપવાની ભલામણ કરે છે; કેટલાક ડાકટરો કાર્બોલિક એસીડનાં થોડાં થોડાં ટીપાં આપવાની તેમજ કેટલાક અનુભવીઓ ટીંકચર આયોડીનનાં થોડાં થોડાં ટીપાં પાવાની ભલામણ કરે છે. જંતુઓને મારવા, એ આ ઉપાયોનો મુખ્ય હેતુ છે. દેશી લોકો આ દરદ માટે લીંબડાની તારીફ કરે છે. લીંબડાનાં પાનનો ઉકાળો પાવો તથા પાનની પોટીસ ગાંઠ ઉપર બાંધવી.

૩. જંતુહર દવાઓની સાથે પેટ સાફ લાવનારી દવાઓ પણ આપવી,

૪. કડુ તોલા ૨, કરિયાતુ તોલા ૨, બીલીની છાલ તોલા ૨, ખડસલીઓ તોલા ૨, દ્રાક્ષ તોલા ૨, સોનામુખી તોલા ૨, મોથ તોલા ૨, આ વસ્તુઓને ત્રણ શેર પાણી સાથે ઉકાળવી. જ્યારે એક અષ્ટમાંશ પાણી રહે ત્યારે તેમાંથી બે બે તોલા ઉકાળો ચાર ચાર કલાકે પાવો.

૫. હીમજ અથવા હરડે, નાગરમોથ, ધાણા, રતાંજલી, પદમક, અરડુસીનાં પાન, ઈંદ્રિજવ, વાળો, ગળો, ગરમાળાનો ગોળ, કાલીપાટ, સુંઠ અને કડુ, આ સર્વેને સમાન ભાગે લઇ અધકચરાં કરી કવાથ કરી તેમાંથી ત્રણ ચાર રૂપિયાભાર લઇને શેર દોઢશેર પાણીમાં ઉકાળવું; જ્યારે નવટાંક પાણી રહે ત્યારે પીંપરનું ચૂર્ણ વાલ ૧ થી ૨ જેટલું મેળવીને સવાર સાંજ આપવું.

૬. હરડાં, બેડાં, આંબળાં, નાગરમોથ, દેવદાર, ઉંદરકાની, સરગવાનાં મૂળની છાલ, તેના ઉકાળામાં પીંપર તથા વાવડીંગનું ચૂર્ણ નાંખીને આપવું; અથવા લીંબડાની અંતરછાલ, કાળીજીરી, વાવડીંગ, વગેરે કૃમીઘ્ન દવાઓ નાંખીને આપવાથી ફાયદો થાય છે.

૭. હરડાં, બેડાં, આંબળાં, એ ત્રણેનું ચૂર્ણ પા તોલો, બે આની ભાર ગુગળ, પીંપર બે વાલ, આ સર્વેને એકત્ર કરી દર ટંકે મધમાં ચટાડવું.

૮. દરદીને પ્રથમ ગરમ કરી ઠંડુ પાડેલું પાણી જ પીવરાવવું. કફપ્રધાન પ્રકૃતિવાળા રોગીને શિયાળાના દિવસોમાં સુંઠ નાખીને ઉનું કરેલું પાણી આપવું. જ્યારે હવા બગડેલી હોય ત્યારે થોડી સુંઠ તથા તુલસીનાં પાદડાં નાંખી ગરમ કરેલા પાણીને ઠંડુ પાડી તે પાણી રોગીને પીવરાવવું. પ્રકૃતિ સારી હોય તોપણ તે પીવું લાભકારી છે.

**બહારના ઉપાયો**—૧. લીંબડાનાં બાફેલાં પાન તથા મીઠું ખદખદાવીને તેની ગાંઠ ઉપર પોટીસ મારવી.

૨. ડુંગળી બાફીને તેમાં હિંગળો ભભરાવીને ગાંઠ ઉપર મૂકવી.

૩. બીલામું કાપીને તેના રસનો ગાંઠ ઉપર લેપ કરવો.

૪. ગાંઠ ઉપર થોરનું છીર મારવું.

૫. કળીચુનો અને મધ મેળવી તેને ગાંઠ ઉપર લગાવી ઉપરથી ૩ દાબવું.

૬. કપાસીઆ વાટી દુધમાં ખદખદાવી તેની પોટીસ ગાંઠ ઉપર બાંધવી અને તેના ઉપર લીંબડાનાં પાન બાંધી પાટો બાંધવો.

૭. અફીણનો ધાટો કસુંબો ગાંઠ ઉપર ચોપડીને તેના ઉપર આકડાનું છીર મારવું અને તેના ઉપર બાફેલી ડુંગળી બાંધીને શેક કરવાથી ગાંઠ ફાટે છે.

૮. શસ્ત્રવૈદ પાસે શસ્ત્રવડે ગાંઠ ફોડાવી નાંખવી.

૯. ટીંક્ચર આયોડીન વારંવાર લગાડવું.

૧૦. સુંઠ, સરસવ, સાટોડીનાં મૂળ, સરગવાની છાલ અને દેવદારને છાશમાં વાટીને લેપ કરવો.

૧૧. અનુભવીઓના અભિપ્રાયથી જળો મૂકાવવી.

૧૨. ડાંભ દેવાથી પણ ગાંઠ જલદી શમી જાય છે.

૧૩. ઘોડાકુનની તાજી ગાંઠ પાણીમાં ઘસીને ગાંઠના બધા સોજા ઉપર ચોપડવી. તે લેપથી બધો સોજો એક સ્થાનમાં આવે છે. પછી

ફાટે છે. ફાટયા પછી પણ મોં ઉપર ઘઉંની પોટીસ મૂકવી, પણ આસપાસના ભાગો ઉપર મૂળાયું ઘસીને ચોપડવું.

૧૪. ડાંભ દીધા પછી બળતરા શાન્ત થાય ત્યારે ઈસિસ, કાડીઓ લોબાન, એળીયો અને બરાસકપુર એ ચારેને પાણીમાં વાટી લેપ કરવો. લેપ ઉપર રૂની જાડી ગાદી મૂકવી. ત્રીજે દિવસે લેપ ઉખેડવો. પરૂ નિકળી ગયા પછી તેના ચાંદા ઉપર શંખજીરૂં છાંટવું.

૧૫. ગાંઠ ઉપર આકડાનું દુધ લગાડવું અને એકવાર સુકાય તો બીજીવાર, એમ તેનો વારંવાર લેપ કરવો; એક એક કલાકને અંતરે એવી રીતે લેપ કરવાથી ગાંઠ ફાટી જતાં તેમાંથી પરૂ પાચ નિકળી જાય છે.

૧૬. ગાંઠને ઠેકાણે ચામડીમાં છરીથી છેદ કરી તે ઉપર તમાકુનાં પાંદડાં બાંધી શેક કરવો.

૧૬. ગાંઠને ઠેકાણે કાપ મારી તેના ઉપર લસણ, રાઇ તથા ચિત્રકમૂળ સમાન ભાગે લઇ પાણીમાં ઘુંટી લેપ કરવો અને ઉપર રાઇનો લેપ કરવો.

૧૭. હળદરનો અરધો કટકો અગ્નિમાં ગરમ કરી તેનાથી ગાંઠને ડાંભીને ઉપરથી લીંબડાનાં પાન તથા ગુગળને વાટી બે દિવસ સુધી તેનો લેપ ગાંઠ ઉપર બાંધવો.

૧૮. ગોળમાં થોડુંક પાણી મેળવી તેને પાતળું કરી ગાંઠપર લગાડવું. અને લોઢાના કકડાને આગમાં તપાવી તે વડે તેના ઉપર ડામ દેવો; અને તેના ઉપર લીંબડાનાં પાંદડાં અને ગુગળ વાટીને બાંધવાં.

૧૮. ભીલામાનું તેલ ચોપડી ઉપરથી ચુનો, પાપડખાર, હીંગળો, મોચરસ અને ડુંગળીનો રસ એ સર્વને વાટી મધની સાથે મેળવી ગાંઠ ઉપર લગાડવું અને ઉપરથી રૂ ચોટાડી દેવું.

૧૯. ગાંઠને ચીરી તેમાં હળદર તથા ભીલામાંને સાથે વાટી ગરમ કરી ભરી દેવાં.

૨૦. રાઇ, મેથી, ભીલામાં, આકડો અને ચંપાની છાલને પાણીમાં વાટી તેનો લેપ કરવો અથવા આકડાનું દૂધ, ચૂનો, સીંધાલુણ, ગુગળ, એળીયો, ગુંદર, હળદર, કરમદીની જડ, ઇત્યાદિ વસ્તુઓમાંથી જેટલી વસ્તુઓ મળી શકે તેઓને પાણીમાં પકાવી તેમનો લેપ કરવો.

આ સર્વ ઉપાયો જુદા જુદા ઉપાય કરનારાઓએ બહાર પાડ્યા છે. તેમાંથી કયો ઉપાય કેટલો કારગત કરે છે, તેની કાંઇ પણ ખાત્રી અપાય તેમ નથી.

**સૂચના**—પ્લેગ થાય કે દરદીને ખુલી હવામાં–જંગલમાં લઇ જવો, એ તેને બચાવવાનો એક સારો ઉપાય છે, અને દરદીની સારવાર કરનારાઓની પણ તેમાં વિશેષ સલામતી છે. પ્લેગનો તાવ એ સન્નિપાત ત્રિદોષજવર છે, માટે ભયંકર સન્નિપાતજ્વરની જેટલી સંભાળ રાખવી તેના કરતાં પણ આ દરદીની વધારે સંભાળ રાખવી, કેમકે દરદી જલદી દરદમાં ઘેરાતો જાય છે. તેના શરીરનું લોહી પ્લેગના જંતુઓથી ચોખ્ખું થાય, એવા ઉપાયો જલદી લાગુ કરવા. ખોરાકમાં દુધની કાંજી કે મગના ઓસામણ સિવાય કાંઇ અપાય નહિ.

## પ્રકરણ ૩૩ મું.

## વિસૂચિકા–કોલેરા–કોગળીયું.

**સમજણ**—આર્યવૈદકમાં જે રોગને 'વિસૂચિકા' કહે છે, તેને અંગ્રેજી વૈદકમાં 'કોલેરા' કહે છે. દેશી ભાષાઓમાં પણ 'કોલેરા' નામ રૂઢ થઇ ગયેલ છે. આ રોગ મહામારી અને કોગળીઆના નામથી

પણ પ્રસિદ્ધ છે. ઉત્તર હિંદમાં તેને 'હૈજા' કહે છે. આ રોગનો હુમલો ઓછી જીવનશક્તિવાળાઓ ઉપર તરત થાય છે. માદક પદાર્થોના વ્યસન વગેરેથી મગજના તંતુઓ નિર્બળ પડી જાય છે, અધિક પરિશ્રમ અને લાંબી મુસાફરી કરવાથી માણસ અશક્ત થઇ જાય છે, અધિક માણસોની ભીડમાં સુવા–બેસવાથી જીવનશક્તિ ઓછી થાય છે, રહેવાનું મકાન ભીનાશ અને ભેજવાળું હોય છે, તેમજ ખાવાપીવાનાં પદાર્થો પૂર્ણ અને પૌષ્ટિક તત્વવાળાં મળતાં નથી. આવી સ્થિતિનાં મનુષ્યોમાં આ રોગ વિશેષ જોર કરે છે. આર્યવૈદ્યક–શાસ્ત્રકારોએ આ રોગને જઠરાગ્નિનો એક વિકાર એટલે અજીર્ણ ગણેલ છે; અને ખરી રીતે જોતાં એમજ છે; કારણકે તેનાં સર્વ લક્ષણો અને ઉપાયો પણ અજીર્ણનાજ હોય છે. પણ આ રોગ કેવળ અજીર્ણથીજ થતો નથી. ખરાબ હવા ને ખરાબ પાણી આ રોગનું પ્રાથમિક કારણ છે બહારની ઝેરી હવા કે પાણી મારફત કોલેરાનું વિષ શરીરમાં પ્રવેશ કરી અજીર્ણને ઉત્પન્ન કરે છે. અને બીજા ફાટી નિકળનારા રોગોની પેઠે જે માણસોનાં શરીર આવા ઝેરી અને ચેપી રોગની હવાને ગ્રહણ કરવાને લાયક થયેલાં હોય છે, તેમને વિશેષ લાગુ પડે છે. આ રોગ ચાલતો હોય, તે વખતે શરીરમાં અજીર્ણનો વિકાર થાય તો આ રોગનો હુમલો થવાનો વિશેષ સંભવ છે.

ઝાડો અને ઉલટી એ આ રોગનાં મુખ્ય લક્ષણો છે. આ રોગમાં ઝાડો પાતળો પાણી જેવો અને ચોખાના ધોણ જેવો સફેદ થાય છે. ઝાડા અને ઉલટી સાથે હાથ પગમાં ગોટલા, પેટમાં આંકડી, તૃષા, દાહ, અને પેશાબ થોડો થવો અથવા બંધ પડવો, આ સર્વ ચિન્હો આ રોગમાં જોવામાં આવે છે. જો દરદ બહુજ જોરથી થયું હોય તો પેશાબ બંધ પડે છે, શરીર ઠંડું પડે છે, શરીરનો રંગ બદલાઇને ઝાંખો થઈ જાય છે, આંખમાં ખાડા પડે છે, નાડી છેક ક્ષીણ પડી

જાય છે અને જો ઉપાય લાગુ ન પડે તો રોગી મરણ પામે છે.

ઉપાયો—ઉપાયો અનેક છે; વિશેષ કરીને શરીરમાં ગરમાળો લાવવાના તથા અજીર્ણને મટાડનારા ઉપાયો કરવા.

૧. તજ, એલચી, તથા સુંઠની ફાકી પાણીમાં આપવી.

૨. સુંઠ, મરી, પીપર, જીરૂં, અજમો, કડવી જીરી. કાંકચીઆં, કીડામારી, શેકેલી હીંગ, મરચાં, લસણ, ડુંગળીનો રસ આ વસ્તુઓમાંથી જેટલી મળે તેટલી વસ્તુઓ ખાંડીને કે વાટીને પાણીમાં આપવી.

૩. ડુંગળીનો રસ પાવો, તથા ગોટલાં ચડતાં હોય તો શરીરે ચોળવો.

૪. ફુદીનાની ચામાં ડુંગળીનો રસ તથા મળી શકે તો જરા શેરી લોબાન કે એલચી મેળવી પાવો.

૫. કાથો વાલ ૩, હીરાદખણ વાલ ૩, અફીણ રતી ০॥, વાટીને તેની ચાર પડીકી કરવી. અને તેની એકેક પડીકી દર ત્રણ કલાકે આપવી.

૬. કપુર કોલેરામાં સારો ફાયદો કરે છે માટે કપુરનો અર્ક અથવા કપુર અને અજમાનાં ફુલને એક શીશીમાં એકત્ર કરવાથી અર્ક બની જશે અને તેમાંથી થોડાં થોડાં ટીપાં બબ્બે કલાકે આપવાં.

૭. સુંઠ, મરી, પીપર, જીરૂં, શાહજીરૂ, અજમો, સીંધાલુણ અને હીંગ તેનું ચૂર્ણ પાણી સાથે આપવું.

૧૦. ફુદીનો, લીંબડાનો મોર, ડુંગળીના રસમાં વાટી ચણી-બોર જેવડી ગોળી કરી ડુંગળીના રસમાં આપવી.

૧૧. પપીતા તથા દરીયાઈ નાળીએરનો ઘસારો પાણીમાં આપવો.

૧૨. કાંકચીયાનો ગોળો શેકીને પાણીમાં આપવો.

૧૩. આકડાનાં મૂળને આદુના રસમાં કે સુંઠના પાણીમાં વાટી તેની કાળા મરી જેવડી ગોળી કરીને આપવી.

૧૪. જો ઉલટીનું જોર વધારે હોય તો ડુંગળીનો રસ પાવો તથા સુંઘાડવો તથા સોડાવોટર વારંવાર પાવું.

૧૫. જો હેડકી જેવું જણાય તો બે કડવી બદામનો મગજ વાટી પાણીમાં પાવો.

૧૬. અફીણ ત્રણ વાલ, મરી ત્રણ વાલ, હીંગ ત્રણ વાલ, તેની ગોળી ૧૨ કરવી. એક એક ગોળી અરધે અરધે કલાકે આપવી. તેથી ઝાડા ઉલટી બંધ થશે.

૧૭. ક્વીનાઇન કલાકે કલાકે દશ દશ ગ્રેન આપવું. એક દિવસમાં ૪૦ ગ્રેનથી અધિક આપવું નહિ, તેમજ ઝાડો પીળો થાય કે બંધ કરવું.

૧૮. કપુર ત્રણ ગ્રેન, અફીણ અરધો ગ્રેન, મરચાં અરધો ગ્રેન તેની ગોળી એક એક કલાકે આપવી.

૧૯. કપુર એક ભાગ, હીંગ બે ભાગ, કાળાં મરી ત્રણ ભાગ, કાંકચનો ગર એક ભાગ, લસણ ચાર ભાગ, તેની ચણા જેવડી ગોળી કરીને આદુ કે ફુદીનાના રસમાં પ્રથમ ત્રણ અને પછી એક એક આપવી.

૨૦ પેશાબ બંધ થાય તો બહુ ગરમ ઉપચારો બંધ કરવા. પેડુ ઉપર કેસુડાં બાફીને બાંધવાં, ગરમ પાણી બાટલીમાં ભરીને તેનો શેક કરવો; દરદીને ગરમ પાણીમાં બેસાડવો. પાણી તથા સુરોખાર અથવા એલચી શાલાબ્જત પાણી સાથે પાવાં.

૨૧. આદુની ચટણી જરા જરા ખવરાવવી, ત્રાંબાના વાસણનું પાણી પાવું, દર અડવાડીએ ગંધકનો ભૂકો હથેળીમાં તથા પગના તળામાં ૧૫ મીનીટ સુધી ઘસવો; દરદીના ખાટલાની આસપાસ ગુગળનો અથવા બીજી સુગંધી વસ્તુઓનો ધૂપ કરવો, લીંબડાનાં પાનની ધૂણી કરવી અને દરદીને ગળે, કમ્મરે, તેમજ ઘરને બારણે, લસણની કળીઓના કટકા કરીને બાંધવા.

૨૨. ગંધક ત્રણ ઘઉંભાર, કોલસો એક ઘઉંભાર, આ બન્નેને સાથે મેળવી દર પા કલાકે મધમાં ચટાડવું.

૨૩. ઝાડો બંધ થઇ પેટ ચડતું હોય તો નં. ૮ વાળી ફાકી આપવી. જો આથી ઝાડાનો ખુલાસો ન થાય તો એરંડીઉ તેલ સુઠના ઉકાળામાં કે પીપરમેંટના પાણીમાં આપવું.

*૨૪. કાળા ધંતુરાનો રસ દસ ટીપાં દહીંમાં ખાવાથી કોલેરાના જંતુઓ નાબુદ થાય છે.

૨૫. કારેલીના રસમાં તલનું તેલ નાખીને પાવું.

૨૬. અઘેડાનાં મૂળ પાણી સાથે વાટીને પાવાં

૨૭. લીલી સુંઠ અને કાયફલનો ઉકાળો પાવો.

૨૮. લીંબડાના પાનના રસમાં આંબલી મેળવીને પાવી.

૨૯. જો શરીરે શીત વળતાં હોય તો અજમાનું ચૂર્ણ શરીરે ઘસવું; રાઇના ભુકાથી કે સુંઠના બારીક ભુકાથી શરીરે ખરડ કરવો.

૩૦. ગોટલાં ચડતાં હોય તો ગરમ પાણીના સીસા ફેરવવા, રાઇ ઘસવી અથવા માલકાંકણીનું તેલ શરીરે ચોળવું.

**સૂચના**—કોલેરાની ૠતુ ચાલતી હોય તો નીચેની સૂચનાઓ જરૂર લક્ષમાં રાખી તે પ્રમાણે અવશ્ય વર્તવું.

૧. અજીર્ણ થાય એવો ભારે કે બગડેલ વાસી ખોરાક ખાવો નહિ.

૨. રાતના વખતે સુવાના ઓરડાની બારીઓ ખુલ્લી રાખીને સુવું.

૩. કાંઇક કડવાણી કે શરીરમાં ગરમાળો લાવનાર વસ્તુઓનું નિત્ય સેવન રાખવું—જેમકે

૧. કાંકચીઓ એક, રોજ શેકીને ખાઇ જવો.

૨. લસણ, શેકેલ હિંગ, મરી, મરચાં, વગેરેની ગોળી બનાવીને રોજ એકેક ગોળી સવારમાં ખાવી.

૩. કાળીજીરીની ચા પીવી, અથવા ફુદીનો અને સુંઠ નાંખેલી ચા પીવી.

૪. ક્વીનાઇન બબ્બે ત્રણ ત્રણ ગ્રેન રોજ સવારમાં ખાવું.

૫. લીમડાનાં થોડાં પાન અને મરીના થોડા દાણા રોજ ચાવી જવા.

૬. લીંબડાનાં પાન તો. ૧, કપુર રતી ૧, હીંગ રતી ૧, તેની ચણા જેવડી ગોળીઓ કરી રાખીને સવારમાં એક એક ગોળી ખાવી.

૭. ભેજવાળી હવામાં વસવું નહિ, વરસાદનાં ગંદા પાણીમાં ફરવું નહિ, અને ખરાબ કુવાનું પાણી પીવું નહિ.

૮. કોલેરાની રતુમાં પીવાનું પાણી બની શકે તો ઉકાળી ઠારીનેજ પીવું.

**ઝાડા ઉલટીનો નિકાલ**—કોલેરાના દરદીના ઝાડા ઉલટીનો તુરત નીકાલ કરવો ઘરમાં તેની જરા પણ ગંદકી કે દુર્ગંધ ફેલાવવા દેવી નહિ. આ ઉલટી તથા ઝાડો ચેપી છે, માટે બીજા માણસોના શ્વાસોશ્વાસમાં કે ખાનપાન સાથે એનો જરા પણ સ્પર્શ કે સંબંધ થવા દેવો નહિ. દરદીની પથારી તથા કપડાં બગડવા દેવાં નહિ, અને બગડે તો તુરત બદલી નાખવાં. ઝાડા ઉલટીથી બગડેલાં વાસણ તપાવી ઉટકીને પછી ઉપયોગમાં લેવા, તેમજ બગડેલાં કપડાં ગરમ છણછણતા પાણીમાં ધોઈ સાફ કર્યા પછીજ ફરી ઉપયોગમાં લેવાં. દરદીનો ઝાડો ઉલટી આંગણુંમાં નહિ નાંખતાં છેટે ઉકરડે નાખવાં.

**દરદીનું ખાનપાન**—કોલેરાના દરદીને કાંઈપણ ખોરાક અપાય નાહ. બહુ તરસ લાગતી હોય તો બરફ આપવો અથવા મોળી ચા પાવી. કોલેરા એ હળાહળ અજીર્ણ છે, માટે તે અજીર્ણ સારી રીતે મટતાં પહેલાં અનાજનો એક કણ પણ તેને ઝેર સમાન થઇ પડે છે; શેકેલ હિંગ તથા શેકેલ જીરૂં નાખીને મોળી છાશ પાવી; ઝાડો ઉલટી સારી રીતે બંધ પડયા પછી પણ એકાદ દિવસ સુધી ચા અને સાબુદાણાની મીઠું નાંખેલી કાંજી પાયા કરવી. સારી રીતે હુશિયારીમાં આવ્યા પછી તથા સારી રીતે ભુખ લાગવા માંડયા પછી મગનું ઓસામણ કે તુવેરનું પાતળું પાણી વધારીને તેમાં જરા જરા ભાત મેળવીને આપવો. દરદ ઉથલો ન મારે, તે માટે ખોરાકની આટલી સાવચેતી રાખવાની જરૂર છે. કોલેરામાં ત્રણ ત્રણ ચાર ચાર દિવસ સુધી નકોડી લાંઘણો કરાવવાથી દરદી ભુખે મરશે, એવી બીક બીલકુલ રાખવી નહિ; કેમકે તેના પેટમાં પાચનશક્તિ બીલકુલ હોતી નથી, તેથી કાંઇ પણ ખાવા આપવું તે ઝેર આપવા બરાબર છે.

## પ્રકરણ ૩૩ મું.

## વાનાં દરદો.

### પક્ષાઘાત, ધનુર્વા, ઉરૂસ્તંભ, અર્દિત, સંધિવા, કટિગ્રહ, વગેરે.

'વા'ના નામથી ઓળખાતાં દરદો અનેક છે. જે દરદમાં કોઈ પણ એકાદ અંગ ઝલાઇ જાય, જકડાય કે કામ કરતું અટકે, તેને

'વા' નામ આપવાનો રીવાજ છે. પણ આ વા થવાનાં કારણો એક કરતાં વધારે છેઃ—

૧. મગજનો વ્યાપાર આખા શરીર સાથે છે. મગજમાંથી જ્ઞાન તથા ગતિતંતુઓની ઝુડીઓ નીકળેલી છે, અને બરડાની કરોડ મારફત એ તંતુઓ આખા શરીરમાં પ્રસરેલી છે. મગજની નબળાઇથી કે મગજના વિકારથી કોઇ ગતિતંતુ કે જ્ઞાનતંતુ જુદી પડે તો તે તંતુઓ શરીરના જે ભાગમાં ગયેલ હોય તે અવયવનું કામ પણ બંધ પડે. મગજમાંથી કેટલીક તંતુઓ આંખમાં ગયેલી છે. એ તંતુઓ જુદી પડે તો આંખોમાં વા આવે. અને આંખો દરડાઇ જાય. જીભના સંબંધવાળી મગજની તંતુઓ બગડે તો વાચા બંધ પડે. એમજ હાથ, પગ સાથે સંબંધ રાખનારી તંતુઓ બગડે તો હાથ પગમાં વા–લકવો આવીને તે જુદા પડે; તેમની ચલનવલનની ક્રિયા બંધ પડે. આ પ્રકારનાં વાનાં દરદો મગજ સાથે સંબંધ રાખે છે, અને તેમાં પક્ષાઘાત, મોંનો લકવો (અર્દિત વા), ધનુર્વા, વગેરેનો સમાવેશ થાય.

૨. શરીરના જુદા જુદા સાંધાઓ ખટાણ વધવાથી અને ચરબીનો ભાગ–ચીકાસ કમી થવાથી પણ સાંધા જકડાય છે, તે પણ વા કહેવાય છે. સાંધાના દરદને લીધે તેને સંધિવા કહે છે.

૩. શરીરના જુદા જુદા ભાગમાં વાના જેવા ચસકા આવે છે, તે પણ 'વા' નામથી ઓળખાય છે. લોહીની બારીક નસોમાં પવન ભરાવાથી આવા ચસકા આવે છે; કટિશૂળ, ગૃધ્રસી, વગેરે તે જાતના છે.

માટે 'વા' ની જાત તથા કારણ સમજાય તો જ ઉપાય લાગુ પડે. વાને માટે ઘણાં ઉપચારકોની સમજણમાં ગોટાળો છે, એટલા માટે આટલી સમજણ અત્રે આપવાની જરૂર જાણી છે.

## પક્ષાઘાત–લકવો.

**સમજણ**—મગજ તથા બરડાની કરોડ સાથે સંબંધ રાખનારી મગજની તંતુઓ ઉપર લોહીનો દાબ પડવાથી તે તંતુઓનો વ્યાપાર બંધ પડે છે અને તેથી આ દરદ થાય છે. આ દરદ અર્ધાંગવા, એકાંગવા, પક્ષાઘાત અને લકવો એવાં અનેક નામોથી ઓળખાય છે. લકવો જુદા જુદા અંગમાં પણ થાય છે; જેમકે, જીભનો લકવો, મોંનો લકવો, આંખનો લકવો, હાથનો લકવો વગેરે; અર્થાત તેમાં અંગ જુઠું પડે છે. કેડની ઉપરનાં અંગોમાં વા આવે છે તેનો સંબંધ મગજ સાથે છે અને કેડની નીચેનાં અંગો એટલે પગોમાં વા આવે છે, તેનો સંબંધ બરડાની કરોડના તંતુઓ સાથે છે. કેડથી નીચેનો ભાગ ઝલાય છે તેને આર્યવૈદકમાં 'ઉરુસ્તંભ' કહેલ છે, અને અંગ્રેજી વૈદકમાં તે 'પારાપ્લીજીયા' કહેવાય છે. સાથળ અને પગોમાં જે વાનો દુખાવો થાય છે તેને 'સાયેટિકા' કહે છે. કોઈ પણ અંગ પકડાવું, જુઠું પડવું તેનું નામ 'લકવો' છે. લકવાને અંગ્રેજીમાં 'પેરાલીસીસ' કહે છે.

પક્ષાઘાત એટલે કોઈ પણ અવયવને ઘાત થતો અથવા તે અવયવ ક્રિયા રહિત થવો. પક્ષાઘાત મગજની સાથે સંબંધ રાખે છે, તેથી મગજમાં એની શું ક્રિયા થાય છે, અથવા તે થાય છે તો શાથી થાય છે, તે જાણવાની જરૂર છે. પક્ષાઘાત થયો એટલે એટલે શું થયું, અથવા કયા અંગનો ફેરફાર થયો, તે જાણવું જોઇએ.

મગજમાં લોહી ચડી જવાથી કે રક્તનો સ્રાવ થવાથી તંતુઓ ઉપર દબાણ થાય છે તેથી તેઓ પોતાનું કામ કરતા અટકે છે અને તેથી લકવો થઇ જાય છે. પક્ષાઘાત બે પ્રકારે થાય છે. ૧. મગજમાં રક્તસ્રાવ થવાથી એકાએક થાય છે તે, અને ૨. મગજના બીજા

દોષના સંચયને લીધે કે મગજની અતિ નબળાઇને લીધે ધીમે ધીમે પણ લકવો થાય છે. પડી જવાથી, મગજને ધક્કો લાગવાથી, માર પડવાથી કે કચરાવાથી, કોઇ નસ તુટી રક્તસ્રાવ થવાથી તેમજ બરડાની કરોડરજ્જુનો આઘાત કે રોગ થવાથી, દારૂ પીવાથી, શીશાનું ઝેર લોહીમાં મળવાથી, ઉપદંશ એટલે ગરમીનો રોગ થવાથી, વૃદ્ધાવસ્થામાં મગજને પોષણ નહિ મળવાથી એમ ઘણાંક કારણોથી લકવો થાય છે. આ સિવાય વાઇ, હીસ્ટીરીયા, આંચકી અને આંતરડાના તથા મૂત્રપિંડના વ્યાધિથી પણ લકવો થાય છે.

ઉપાય—સખ્ત હુમલામાં દરદી બેશુદ્ધ થઇને પડે છે, માટે ડાક્ટરી મદદ મળતાં સુધી બેશુદ્ધિના ઉપાયો કરવા—જુવો સન્યાસ કે મૂર્છાનું દરદ.

૧. એરંડીયું તેલ ઉત્તમ ઉપાય છે; દુધ કે પાણી સાથે આપવું. ઝાડાનો કબજો હોય તો અવશ્ય આપવું.

૨. સુંઠના ઉકાળામાં એરંડીયું તેલ દેવું.

૩. આ દરદના જીર્ણરૂપમાં ગુગળ ઘણો ઉત્તમ ઉપાય છે, માટે તેની યોગ્ય બનાવટ લાંબા વખત સુધી આપવી.

૪. રાસ્ના, સુંઠ, ગળો, દેવદાર, એરંડાનાં મૂળનો ઉકાળો એરંડીયા તેલ સાથે દેવો.

૫. હરડે, બેડાં, આંબળાં અને પીંપર દરેક તો. ૧ અને ગુગળ તો. ૪ મેળવીને તેમાંથી રોજ સવાર સાંજ મળીને તો. ૦ાા થી ૧ મધ સાથે ચાટવા આપવું.

૬. લસણ પણ વાનો સારો ઉપાય છે. લસણ એકલું દુધ સાથે, ઘી સાથે, તેલ સાથે કે સીંધાલુણ સાથે આપવું.

૭. સંચળ, અજમો, શેકેલી હિંગ, સીંધવ, સુંઠ, મરી તથા પીપર તેના ચૂર્ણમાં સર્વથી પાંચગણું લસણ અને લસણના ચોથા ભાગનું તેલ નાંખી મેળવી નિત્ય સવારમાં રૂા. ૧ ભાર ચાટવું.

૮. વામાં અડદ ઉત્તમ ઉપાય છે. તેના લોટનાં વડાં કે તેની દાળ અથવા શીરો કરીને ખાવો.

૯. માલકાંકણીનું તેલ કે બીનો ઉપયોગ ખાવા માટે કરવો; તેલ ટીપાં ૫ થી ૧૦, બી દાણા ૧૦ થી ૨૦.

૧૦. કુંઅળી પાકી રોજ સવારે કાચી ખવરાવવી.

૧૧. મરીનું ચૂર્ણ ઘી તથા તુલસીના રસમાં મેળવી પાવું.

૧૨. અડદ, કૌવચબીજ, એરંડમૂળ, ખરેટીનું મૂળ, એનો ઉકાળો કરી શેકેલી હીંગ અને સીંધવ સાથે લેવો.

૧૩. કૌચાંનાં બીજ, ખરેટીનું મૂળ, એરંડાનું મૂળ, અડદ, સુંઠ, સિંધવ તેનો ઉકાળો કરી ગાળીને પાવો.

૧૪. કૌચાનાં મૂળનો ક્વાથ પાવો.

બહારના ઉપાયો—

૧૫. અખરોટનું તેલ માલીસ કરવું.

૧૬. રાળના તેલનું મર્દન કરવું.

૧૭. શુળ કે ચસકા ઉપર ગુગળની પટી મારવી.

૧૮. લસણનો રસ ચોળવો.

૧૯. ધંતુરાનું તેલ મસળવું.

૨૦. વછનાગનું તેલ મસળવું.

૨૧. માલકાંકણીનું તેલ મસળવું.

૨૨. અડદ, કૌચાનાં બીજ અતિવિષની કળી, એરંડાનું મૂળ, રાસ્ના, વરીઆળી, અને સિંધવ એને બારીક વાટી તેનો ઉકાળો કરી તેમાં તેલ નાંખી ઉકાળી તે તેલ વા ઉપર ચોળવું.

**સૂચના**—વૃદ્ધાવસ્થામાં આ રોગ થાય તો તે ઘણો કષ્ટસાધ્ય તથા અસાધ્ય થઇ જાય છે; માટે આ દરદ થવાનાં કારણો ઉત્પન્ન ન થાય તેવી તજવીજ રાખવી. મગજને ધક્કો લાગે એવું

કાંઇ પણ મગજનું કામ કરવું નહિ; આરામ લેવો અને મગજની શક્તિ વધે એવું ખાનપાન રાખવું.

**પથ્યાપથ્ય**—અડદ, ઘઉં, કળથી, રાતા ચોખા, પરવળ, સરગવાની શીંગો, વંત્યાક, કેળાનાં ફુલનું શાક, પાકી કેરી, દ્રાક્ષ, દાડમ, ફાલસાં વગેરે ફળો; સાકર, દુધ, ઘી, લસણ ઇત્યાદિ ચીજો હિતકારક છે. સુગંધી વસ્તુઓ, ચોખ્ખી હવા, ચાંદનીની રાતનું સેવન, સંગીત, સંતોષ ઉપજે એવી વાતો સાંભળવી, આ સર્વ હિતકારક છે. શરીરે તલનું તેલ ચોળાવવું. ચિંતા, જાગરણ, મળમૂત્રનો અટકાવ, ઉલટી, શ્રમ, અપવાસ, કસરત; લુખા, ટાઢા, ખાટા અને ખારા પદાર્થો, શોક, ક્રોધ, ઉદ્વેગ, દારૂ, આળસ, તડકો, ઇચ્છા વિનાનાં કામ, વાહન ઉપર સ્વારી, મૈથુન, દાતણ, દિવસની નિંદ્રા વગેરે લકવાના દરદી માટે નુકસાનકારક છે.

## ધનુર્વા.

**સમજણ**—આ એક ઘણો ભયંકર રોગ છે. તેમાં આખું શરીર કમાનની પેઠે વાંકું વળી જાય છે, માટે તે 'ધનુર્વા' કહેવાય છે. જડબાંના સ્નાયુ ખેંચાઈ તે સખ્ત થાય છે, તેથી જડબું બંધ પડે છે ને ઉઘડતું નથી. દરદ બહુ જોર કરે છે ત્યારે દરદી કામઠાની પેઠે વાંકો વળી જાય છે અને તે શાંત પડે છે ત્યારે સ્નાયુ ઢીલા પડે છે. જ્યારે કમાન વળે છે ત્યારે આખા શરીરને બેહદ જોર મળે છે અને તાણ થોડી થોડી મીનીટે આવ્યા કરે છે. દરમિયાન સ્નાયુ ઘણાજ સખ્ત રહે છે અને જો દરદી કોઈ ઉપાયથી ઉંઘમાં નથી પડતો તો શ્વાસનું રૂંધન થઇ દરદી મરણ પામે છે. આ વાતવ્યાધિનો એક પ્રકાર છે, અને બીજા વાનાં જે કારણો છે તે આ રોગનાં કારણ છે. નવા શોધ પ્રમાણે આ રોગનાં જંતુ જખમ

દ્વારા શરીરમાં પ્રવેશ કરે છે અને ખાંડ, ખટાશ ખાધા પછી આંચકી થાય છે, એવું પણ લોકોમાં મનાય છે.

કામઠાની માફક શરીર વળી જવું, તેનું મુખ્ય લક્ષણ છે. હડકવા અને ધનુર્વાનાં લક્ષણો લગભગ મળતાં આવે છે. તફાવત એજ છે કે હડકવાનો દરદી પાણીને દેખે છે કે દરદ જોર કરે છે તથા દરદી કુતરાની પેઠે ભુમો મારે છે. ધનુર્વામાં એમાંનું કાંઈ થતું નથી.

ઉપાયો—શરીરની ખેંચાતી નસો અને સંકોચાયેલા અવયવો ઢીલા થાય તેવા ઉપાયો કરવા.

૧. અફીણ સૌથી સારામાં સારો ઉપાય છે. રતી ૦। થી ૦॥ આપવું; વધારે પણ અપાય; ધનુર્વાનો દરદી ઘણું અફીણ સહન કરી શકે છે, તેને ઝેર ચડતું નથી.

૨. કસ્તુરી રતી ૧ થી ૩ આપવી.

૩. ખુરશાની અજમો કપુર મેળવી વાલ ૧ થી ૨ આપવો.

૪. તમાકુની લુગ્દી બરડા ઉપર મૂકવી.

૫. પીંપરનું ચૂર્ણ વાલ ૧ થી ૩ આપવું.

૬. ભાંગની ભુકી શેકીને કે ઘીમાં તળીને વાલ ૧ થી ૨ આપવી.

૭. ટંકણખાર ફુલાવીને બે થી ચાર વાલ આપવો.

૮. કાળી તુલસીનાં પાનનો રસ, લસણનો રસ, હુંગળીનો રસ, આદુનો રસ, દરેક તો. ૦॥ લઈ એકત્ર કરી તેમાંથી તો. ૦॥ દરદીને પાવો અને તેજ રસ આખા શરીરે ચોળવો.

૯. ધંતુરાનો રસ શરીરે ચોળવો.

૧૦ ખોચી ઉપર રાઈનું પ્લાસ્ટર મારવું.

સૂચના—વિશેષ પથ્યાપથ્ય તથા સૂચના પક્ષાઘાત પ્રમાણે.

## ઉરૂસ્તંભ.

**સમજણ**—કેડથી નીચેનું અરધું અંગ ઝલાય તે ઉરૂસ્તંભ કહેવાય છે. કરોડરજ્જુના નીચલા ભાગમાં કાંઈ વ્યાધિ થવાથી એટલે કરોડરજ્જુનો વરમ થવાથી અથવા તે રજ્જુ વધારે સખ્ત થવાથી અથવા કરોડરજ્જુ ઉપર કાંઇ દબાણ થવાથી આ રોગ થાય છે. પીઠ ઉપર માર પડવાથી અને બરડાનાં હાડકાંને તથા તેની અંદર કરોડરજ્જુને ઇજા પહોંચવાથી તેની અંદરના મજ્જાતંતુઓ કામ કરતા બંધ પડે છે, અને તેથી તેનો પગો સાથેનો વ્યાપાર બંધ પડે છે, જેથી આ ઉરૂસ્તંભ એટલે સાથળ ઝલાવાનો રોગ થાય છે.

કાંઇક પચેલા અને કાંઇકિ નહિ પચેલા ખોરાક ઉપર બીજો અતિ શીત, અતિ ઉષ્ણ, ભારે અને ચીકણો ખોરાક ખાવાથી, અતિ પરિશ્રમથી, દિવસે સુવાથી અને રાત્રે જાગવાથી કફ તથા મેદ સહિત વાયુ આમવાળા તથા અતિ વધીને એકઠા થયેલા કફને તથા પિત્તને બગાડી સાથળમાં આવે છે અને અંદર વિંટાયેલા કફથી સાથળના અસ્થિઓને પુરી નાખી જડ બનાવે છે; જેથી સાથળો જડ, શન્ય, ભારે તથા ક્રિયા વગરના થાય છે.

અંગો ભાંગવાં, તંદ્રા, ઉલટી, અરૂચી, તાવ, ગ્લાનિ, પગ માંડ માંડ ઉપડવા, તથા છેવટ જડ બનવા, એ તેનાં પૂર્વ લક્ષણો છે. પગ જમીન ઉપર મુકતાં તેમાં દરદ થાય છે. ઠંડા સ્પર્શનું જ્ઞાન થતું નથી તથા બેસવા ઉઠવા કે ચાલવામાં અશક્તપણું આવે છે. ઉરૂસ્તંભનો દરદી પોતાના પગ ભાંગી ગએલા માને છે અને બીજા માણસો પગ ઉપાડે તો જ ઉપડે છે. ઉરૂસ્તંભમાં ઘણીવાર દરદીનો ઝાડો પેસાબ બંધ પડે છે અથવા બેકાયદે ઝાડો પેસાબ થઇ જાય છે, એટલે કે ઝાડા પેસાબનો વેગ દરદીના કબજામાં રહી શકતો નથી.

**ઉપાય**—૧. બરડાના હાડકા ઉપર દાબવાથી દરદ માલમ પડે તો તે ભાગ ઉપર જળો મુકાવવી. તથા

૨. બ્લિસ્ટર મારવું કે જેથી સોજો ઓછો થશે.

૩. સુંઠ, સરસવ, સરગવાની છાલ, સાટોડી અને દેવદારનો ભુકો કરી છાશ સાથે વાટી તેનો લેપ કરવો.

૪. ગુગળ ગોમૂત્ર સાથે ખાવા આપવો.

૫. હરડે, બેડાં, આંબળાં તથા પીપર દરેક અક્કેક તોલો અને ત્રિફળા ચાર તોલા લઇ ચૂર્ણ કરી તેમાંથી ૮ કે પાવલીભાર મધમાં આપવું.

૬. અફીણનો લેપ દરદવાળા ભાગ ઉપર મારવો.

૭. પેસાબ બંધ થયો હોય તો સળીનો ઉપયોગ કરવો અથવા સહન થાય તેવા ઉના પાણીમાં દરદીને કમરબુડ બેસાડવો.

૮, પીપર, પીપરીમૂળ અને ભીલામાંનો ઉકાળો મધ નાંખી પાવો.

૯. રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ તથા એરંડાનાં મૂળ તેનો ઉકાળો પાવો.

૧૦. ભીલામાનો કવાથ ઠારીને તેમાં ઘી, સાકર, મધ તથા મરીની ભુકી નાંખીને પાવો.

૧૧. ગૌમૂત્રમાં શીલાજીત, ગુગળ તથા પીપરની ભુકી નાં-ખીને પાવું.

૧૨. હરડે, બેડાં, આંબળાં અને કડુનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૧૩ લીંડીપીપરનું ચૂર્ણ ચડતા નંબરથી મધની સાથે કે જુના ગોળ સાથે ચટાડવું.

૧૪. ક્ષાર તથા ગૌમૂત્રવાળા પ્રવાહી પદાર્થોથી દરદવાળા ભાગ ઉપર બાફ દેવો.

૧૫. એરંડીયું હમેશ આપવાથી ઝાડા પેસાબનો ખુલાસો થશે અને દરદ કમતી થશે.

**સૂચના**—માર પડવાથી કે પડી જવાથી આ દરદ થયું હોય તો દરદીને સંપૂર્ણ આરામ આપવો. સ્વેદન (પરસેવો કાઢવો), લંઘન તથા રૂક્ષ (લુખા) પદાર્થો ખવરાવવા અથવા કફની શાંતિ કરનાર અને વાયુને નહિ કોપાવનાર એવી ક્રિયાઓ કરવી.

**પથ્યાપથ્ય**—લુણ વગરનાં હિતકારક શાક, જુનો સામો, જુના કોદરા, જુના ચોખા, મીઠા લીંબડાનાં પાન, ગરમાળાનાં પાન, બથવાની ભાજી તથા મૂળાનું શાક, એ સર્વે પથ્ય એટલે હિતકારક છે. ચિંતા, શોક, ક્રોધ, ઉદ્વેગ, જાગરણ, મળમૂત્રનો અટકાવ, ઉલટી, શ્રમ, અપવાસ, કસરત, લુખા, ટાઢા, ખાટા અને ખારા પદાર્થો, દારૂ, આળસ, તડકો, ઇચ્છા વિનાનાં કામ, વાહન પર સ્વારી, મૈથુન, દાતણ, દિવસની નિંદ્રા, વગેરે અપથ્ય છે.

## અર્દિત–અડદીઓ વા.

**સમજણ**—પક્ષાઘાત રોગનાં કારણો એજ આ રોગનાં પણ કારણો છે. ઘણીવાર પક્ષાઘાત સાથે અર્દિત પણ હોય છે. ટંડો પવન, ખુલ્લી જગામાં સુઇને પવન ખાવો, કાન તથા દાંતનાં દરદ, કાનની નીચેની ગાંઠ વગેરે દરદોથી પણ આ દરદ થાય છે. આ દરદ ઉપદંશના રોગમાંથી પણ થાય છે. રાત્રે ખુલ્લી પવનવાળી જગામાં સુવાથી એકાએક સવારમાં આ રોગનાં લક્ષણો જણાઈ આવે છે અને મ્હોં ટરડાએલું લાગે છે.

એક બાજુનો ચહેરો ઝલાવો, મોંનો એક ખુણો નીચે નમવો, ગાલ ઢીલો પડીને તેમાંથી થુંક ઝરવું, પાણી પીતાં એક બાજુથી નીકળી પડવું વગેરે તેનાં લક્ષણો થાય છે.

**ઉપાય**—પ્રથમ એક જુલાબ આપવો. તેને માટે એરંડીયુ તેલ આપવું ઉત્તમ છે. ગરમ પાણીનો શેક, ખસખસના ડોડા ઉકાળેલા ગરમ પાણીનો શેક અથવા બ્લીસ્ટર મારીને દોષ ખેંચી કાઢવો.

૧ તલના તેલમા લસણ તળીને ખાવુ

૨ અડદના વડા કરીને ખાવા

૩ કડુ તેલમા કકડાવી તેનુ મર્દન કરવુ.

૪ ચણોઠી ૧ ભાગ, તેલ ૨ ભાગ, પાણી સાથે ઉકાળી તેલ બાકી રહે તે તેલ મસળવુ

૫ માલમાકણી ૧ ભાગ, તલનુ તેલ ૨ ભાગ, દુધ ૪ ભાગ, તેને ઉમળવુ. તેલ બાકી રહે તે શરીરે ચોળવુ

**સૂચના**—ખોરાક સાદો ખાવો અડદના લોટના વડા, અડદની દાળ, અડદના લોટનો શીરો ખાવો ખટાઈ, ખાડ, અને વાયડા પદાર્થો નહિ ખાવા

## સધિવા.

**સમજણ**—વિરૂદ્ધ ખાનપાનથી લોહીમા એક પ્રકારનુ ખટાણુ વધે છે તથા ક્ષારનો ભાગ ઘટે છે, અને તેથી સાધા પકડાય છે ઠંડી તથા શરદીથી સાધા ઝલાય છે ખટાઇ ખાવાથી પણ સાધા ઝલાય છે પરમો તથા ઉપદશ એટલે ગરમીના દરદને લીધે લોહી બગડી સાધા ઝલાય છે આ રોગ ઝેરથી પણ થાય છે, તેમજ માબાપ તરફથી વારસામા પણ ઉતરે છે

સધિવા બે રીતે શરૂ થાય છે એક તીક્ષ્ણ અને બીજો શાત અથવા જીર્ણ, તીક્ષ્ણરૂપે એકદમ જોરમા હુમલો કરે અને તેની સાથે તાવ વગેરે બીજા ઉપદ્રવો થઈ આવે, અને લબાણે પડે તો જલદ લક્ષણો નરમ પડી જીર્ણરૂપે રહે છે તીક્ષ્ણ સધિવામા પ્રથમ તાવ થોડો આવીને પછી વધી જાય છે શરીર ઉપર પરસેવો, નાડી જલદ, જીભ ઉપર સફેદ છારી, માથામા દરદ, તરસ, ઝાડાનો કબજો, પેશાબ થોડો તથા લાલ વગેરે ચિન્હો માલમ પડે છે આ દરદ એકાદ સાધામા આવી પછી બીજા સાધાઓમા પ્રવેશ કરે છે. તીક્ષ્ણ રૂપમા

હાથ પગના સાંધા સુજી આવે છે અને તેમાં અસહ્ય વેદના થાય છે; કોઇ વખતે તાવ વધીને ૧૦૫ થી ૧૧૦ ડિગ્રી સુધી પણ આવી જાય છે.

આ દરદ માત્ર સાંધામાંજ રહીને બંધ પડતું નથી; પણ તે સ્નાયુ, રક્તાશય વગેરે ભાગોમાં પ્રવેશ કરે છે. રક્તાશયમાં જ્યારે જાય છે ત્યારે તે દરદ બહુ ભયંકર રૂપ પકડે છે; માટે તીક્ષ્ણ સંધિવામાં રક્તાશયની પરીક્ષા કરવી. રક્તાશયમાં દરદનો પ્રવેશ થાય છે ત્યારે હૃદય ધમણની પેઠે ઘણા જોરથી ચાલે છે. નાડી અનિયમિત ચાલે છે. છાતી દુઃખે છે તથા ઉછળે છે, અને દરદીનો ચહેરો ઉદાસ થઇ ગયેલો જણાય છે. સાધારણ સંધિવા બે ચાર અઠવાડીઆમાં મટે છે અને તીક્ષ્ણ રૂપમાં જો મૃત્યુ થાય છે તો તે રક્તાશયના દરદને લીધેજ થાય છે.

**ઉપાય**—૧. ખટાઇ ખાવાથી અને ક્ષારનો ભાગ કમની થવાથી સાંધા ઝલાય છે માટે ખટાઇ બંધ કરવી અને ક્ષારવાળા પદાર્થો વધુ લેવા. સાધારણ વાના ઉપાયમાં દસ્ત સાફ આવે તેમ કરવું. તેલનું મર્દન કરવું અને શેક કરવો અને તાવ નરમ પડે અને લોહી સુધરે તેવા ઉપાયો કરવા. દસ્ત સાફ લાવવાને માટે એરંડીયું ઉત્તમ છે.

૨. તીક્ષ્ણ સંધિવાના દરદીને પથારીમાં જ સુવાડી રાખવો; હરવા ફરવા દેવો નહિ. ફલાલીન કે ઉનનાં ગરમ કપડાં પહેરાવવાં, દુખતા સાંધા ઉપર ખસખસના ડોડાને ઉકાળી પાણીમાં સાજીખાર નાંખીને તેનાં પોતાં મુકવાં અને તેના ઉપર તેલવાળું કપડું વીંટવું. દરદ વધુ જણાય તો શેક કરવો.

૩. તાવની સાથે ઝાડાનો કબજો હોય તો કરીયાતુ, સુંઠ, ગળો, પીપર તથા કડુના ઉકાળા સાથે એરંડીયું આપવું.

૪. તીક્ષ્ણ સંધિવામાં રાસ્ના, આસંધ અને એરંડમૂળનો ઉકાળો ગુગળની સાથે આપવો.

૫. એરંડમૂળ અને સુંઠનો ઉકાળો એરંડીયા સાથે આપવો.

૬. સુંઠ, એરંડાનાં મૂળ, દેવદાર, ગળો અને કાંટાશેળીઆનો કવાથ કરીને પાવો.

૭. ગળજીભીનો રસ પીવો અથવા તેનું શાક કરીને ખાવું.

૮. સોનામુખીની ચામાં સીંધાલુણ નાખી પીવું.

૯. સુંઠ, હરડે, લીંડીપીપર, નસોતર, તથા સંચળ તેનું ચૂર્ણ પાણી સાથે પીવું.

૧૦. લસણનો રસ તો. ૧, તેમાં શેકેલી હિંગ, જીરૂં, સીંધવ, સંચળ તથા ત્રિકટુ દરેક બબે વાલ મેળવી પીવો; તેના ઉપર એરંડાના મૂળનો કવાથ પીવો.

૧૧. હરડે, સુંઠ, દેવદાર એ ત્રણ સમભાગ, ગુગળ ત્રણેથી બમણો, આ ચારે વસ્તુને ખાંડી એરંડીઆ તેલમાં ઘુંટી બોર જેવડી ગોળીઓ કરી અકેક લેવી.

૧૨. ઇંદ્રવરણાનું મૂળ અને લીંડીપીપર અકેક વાલ મેળવી ખાવું.

૧૩. લીંડીપીપરને ગૌમૂત્રમાં પલાળી સુકવીને ગુગળ સાથે મેળવી તેનું ચૂર્ણ મધમાં ચાટવું.

૧૪. ચોપચીની તો. ૧૦ ને ઘીમાં તળી તેમાં પીપર, પીપરીમૂળ, મરી, લવીંગ, સુંઠ, તજ, અકલકરો, દરેક તો. ૦। થી ০॥ મેળવી સાકરની ચાસણી કરીને તેનો પાક બનાવી તેમાંથી તો. ૫ ભાર રોજ ખાવો. આ પાક જીર્ણ સંધિવામાં સારો ફાયદો કરે છે.

૧૫. મેથીનો પાક કે લસણનો પાક કરી આપવાથી ફાયદો કરે છે.

૧૬. માલકાંકણીનાં તેલનો ઉપયોગ કરવો.

૧૭. માલકાંકણી તો. ૪, સુંઠ તો. ૪, અજમાનાં ફોતરાં તો. ૧ તેને ગોળમાં મેળવી તેમાંથી રોજ અકેક રૂપીઆભાર ખાવું.

૧૮. ચોપચીની તો. ૧૦, સાકર તો. ૪, પીપર, પીપરીમૂળ,

મરી, લવીંગ, અકલકરો, ઓરાસાની અજમો, સુંઠ, વાવડીંગ, તજ એ દરેક તો. ૧ લઇ તેનું ચૂર્ણ કરવું. રોજ સવારસાંજ બબે આનીભાર ચૂર્ણ પાણી સાથે ખાવું.

૧૯. ઉપદંશની ગરમીનું કારણ હોય તો તે કારણ દૂર કરવાના ઉપાયો કરવા. ભેજવાળી સુવાની જગા, ભેજવાળી દીવાલો, અપૂર્ણ કપડાં, વગેરે સંધિવાને વધારનારાં કારણો દૂર કરવાં. ગરમ કપડાં, અને તાજો સારો ખોરાક આપવો.

**બહારના ઉપચારો**—૨૦. નગોડનાં પાન બાફીને સાંધા ઉપર બંધાણ કરવું.

૨૧. ઓથમીજીરાની પોટીસ મારવી.

૨૨. સેસગુંદરનો લેપ કરવો.

૨૩. જાસનાં પાન બાફી બાંધવાં.

૨૪. બાવળની છાલ તથા સરગવાની છાલ વાટીને તેનો લેપ બાંધવો.

૨૫. તમાકુનું પાંદડું બાંધવું.

૨૬. માલકાંકણીનું તેલ ચોળવું.

૨૭. રાઇનો લેપ મારવો.

૨૮. લસણનો રસ ચોળવો.

૨૯. કળીચુનો અને મીઠું તેલ મેળવીને ચોળવું.

૩૦. એળીઓ અને રેવંચીનો શીરો બન્ને એકત્ર કરી ઉનાં કરી લગાવવાં.

૩૧. કાળા ધંતુરાનો રસ શે. ૦ાા, મીઠું તેલ શે. ૦ાા બન્ને ઉકાળી પાણી બળી જાય એટલે તેલ રહે તે સંધિવા ઉપર ચોળવું.

૩૨. કાળી માટી પાણીમાં પલાળી ગાળી લઇ તેમાં મીઠું નાખીને તેનો લેપ મારવો.

૩૩. ગુગળ તથા ગુજરનો લેપ મારવો.

૩૪. સુવા, દેવદાર, કઠ અને સીંધાલુણને વાટી આકડાના દુધમાં વાટી લેપ કરવો.

૩૫. આવળનાં પાનને બાફી લેપ કરવો.

સખત દુખાવામાં નીચેના ઉપાયો કરવા.

૩૬. ભીલામાનો રસ ચોપડવો. તેનાથી બળતરા થાય, માટે બહુ ચોપડવો નહિ.

૩૭. થોરનું દુધ અને લીંબડાનું તેલ મેળવીને ચોપડવું.

૩૮. આકડાનું દુધ મારવું.

૩૯. આકડાના ફળમાં રૂ થાય છે તે રૂની ગોદડી બનાવી દુઃખતા ભાગ ઉપર મૂકવી.

૪૦. વછનાગ પાણીમાં ઘસી ચોપડવો.

**વિશેષ સૂચના**—આ બધા બહારના ઉપચારો પીડાને ઓછી કરે છે, પણ દરદનું મૂળ લોહી સુધારનારી દવાઓ પીધા વગર મટતું નથી. કેમકે વા મટયા પછી ફરી ઉપડે છે. માટે લોહી સુધરે તેવી દવાઓ લેવાની જરૂર છે. તીક્ષ્ણ સંધિવામાં દરદીએ તાવના દરદી જેટલી સંભાળ રાખવાની જરૂર છે. પવનમાં તથા શરદ હવામાં ફરવું નહિ, ટાંડે પાણીએ ન્હાવું નહિ, અતિ ગરમ અને અતિ ટાંડા તથા લુખા પદાર્થો ખાવા નહિ; ટાઢું એટલે વાસી અન્ન ખાવું નહિ. સુકી એટલે ગરમ હવાવાળા પ્રદેશમાં વસવું.

**પથ્ય**—દુધ, ઘી, તેલ, મધુર રસ, તલ, ઘઉં, અડદ, એક વરસના જુના ચોખા, કળથી, મરવળ, સરગવો, લસણ, દાડમ, કેરી અને સ્નિગ્ધ તથા ગરમ પદાર્થો લેવા.

**અપથ્ય**—ચિંતા, ઉજાગરો, ઝાડા પેસાબનો અટકાવ, ઉલટી, મહેનત, લાંઘણ, ચણા, વટાણા, કાંગ, ચોળા, જાંબુ, સોપારી, વાલ,

કારેલાં, પાંદડાંનું શાક, ઠંડુ ધાન્ય, ઠંડુ પાણી, બહુ ક્ષાર, તુરા, કડવા તથા તીખા પદાર્થો, ગરમ મશાલા, દારૂ વગેરે માદક પદાર્થો, ઉત્તેજક પદાર્થો, સ્ત્રીસેવન તથા ઘોડા વગેરેનું વાહન, એટલાં વાનાં નુકશાનકારક છે. જીર્ણ સંધિવાવાળાએ શક્તિ પ્રમાણે ખુલ્લી હવામાં ફરવું.

## કટિશૂળ-કેડનો વા.

આ વાને કેટલાક લોકો ટચકીયું કહે છે. કેડની અંદરના તંતુઓ વિકાર પામવાથી આ રોગ થાય છે.

ઉપાય—૧. સુંઠનો ઉકાળો એરંડીયું મેળવીને પીવો.

૨. ગોખરૂ તથા સુંઠનો કવાથ પીવો.

૩. તેલ, ઘી, આદુનો રસ, લીંબુનો રસ, ગોળ, તથા મળી શકે તો સુકાની ભાજી તે સર્વે મેળવીને ખાવાં.

૪. લસણ ખાવું અને દરદ ઉપર ચોપડવું.

૫. એરંડાનાં મૂળનો કવાથ પીવો.

૬. શુદ્ધ ગુગળ ઘીમાં ખાવો. પ્રમાણ વાલ ૨ થી ૪.

૭. હરડે, બેડાં, આંબળાં અને પીપર, દરેક તો. ૧ ગુગળ તો. ૪, મેળવી તેમાંથી સવાર સાંજ પાવલીભાર ઘી તથા મધ સાથે મેળવી ચાટવું.

## કટિગ્રહ-કેડનું ઝલાવું.

ઉપાય—૧. કટિશૂળ પ્રમાણે ઉપાય કરવા.

૨. શુદ્ધ ઝેરકોચલાની ફાકી ટંકે રતી ૧–૨ ખાવી.

૩. સાબરશીંગું ઘસીને ચોપડવું તથા તેની ભસ્મ મધમાં ખાવી.

૪. શુદ્ધ ઝેરકોચલું, અફીણ તથા મરી, તેની રતી રતીની ગોળી કરીને ખાવી.

૫. હરડેનું ચૂર્ણ ગોમૂત્ર સાથે પીવું ટંકે તો. ૦।.

## ઘુંટણનો વા-જાનહવો વા.

આ વાને ગોઠણનો વા કહે છે.

૧. આ વાના ઉપાયો બીજા વાની પેઠે કરવા.

૨. ગળો, હરડે, બેડાં તથા આંબળાંનો ઉકાળો પીવો.

૩. વરધારાનું ચૂર્ણ દુધ સાથે પીવું.

૪. સરગવાનાં પાન બાફીને બાંધવાં.

૫. એરંડાનાં મૂળનો કવાથ પીવો.

## આંગળાંનો વા.

**સમજણ**—આંગળાંમાં વા આવવાથી લખતાં લખતાં આંગળાં ધ્રુજે છે; અને કલમ પકડાતી નથી કે લખી શકાતું નથી.

**ઉપાય**—શુદ્ધ કરેલ ઝેરકોચલાંની ફાકી રોજ વાલ એક થી બે, ઉમર અને દરદના પ્રમાણમાં કેટલાક વખત સુધી તેનું સેવન કરવું; તેથી સારો ફાયદો થાય છે અને આંગળીઓમાં કલમ ઝાલવાની ફરી શક્તિ આવે છે. ઝેરકોચલાને શુદ્ધ કરવા માટે તેને બે ચાર કલાક ગોમૂત્રમાં સારી રીતે બાફી, છરી વડે ઉપરની છાલ ઉતારી નાખી ઝેરકોચલાંની બે ફાડો કરવી; અને તેમાંથી સફેદ જીભ હોય છે તે કાઢી નાખવી; પછી પીસીને કે ખાંડીને બારીક ચૂર્ણ કરી શીશીમાં ભરી રાખવું. આ ચૂર્ણને ઘીમાં શેકવાથી તેનું ઝેર, કડવાશ તથા ઉગ્રતા વળી વિશેષ ઓછાં થાય થાય છે.

આ સિવાય ગુગળની કેટલીક બનાવટોનો ઉપયોગ કરવાથી આંગળાંનો વા મટે છે.

## સાથળનો વા-ગૃધ્રસી વા.

**સમજણ**.—સાથળમાં સોયો ઘોંચાયા-જેવી તીવ્ર વેદના થાય છે, તે સાથળનો વા કહેવાય છે. આ વાનું દરદ ઘણું કષ્ટસાધ્ય છે, અને ઘણા દરદીઓ એથી બહુ પીડા પામે છે.

**ઉપાય.**—૧. એરંડીના મગજને વાટી તેની દુધમાં ખીર બનાવી ખાવી.

૨. રાસ્નાનું ચૂર્ણ તો. ૪, ગુગળ તો. ૫, તેને ઘીમાં વાટી પાવલી પાવલીભારની ગોળીઓ કરી તેમાંથી દરરોજ ટંકે એક એક ખાવી.

૩. એરંડીયું તેલ ગૌમૂત્રમાં નાખીને પીવું.

૪. રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ તથા એરંડાનાં મૂળનો ઉકાળો કરીને પીવો.

૫. લસણ ખાવું, અથવા લસણનો પાક કરીને ખાવો.

૬. સુંઠ, રાઇ તથા સીંધાલુણ તેલમાં કકડાવીને તે તેલ સાથળ ઉપર ચોળાવવું.

## પ્રકરણ ૩૪ મું.

### આમવાત તથા વાતરક્ત.

અંગ્રેજીમાં જે દરદને ‘ રૂમેટિઝમ ’ કહે છે, તેજ દરદ આર્યવૈદકમાં ‘ આમવાત ’ નામથી ઓળખાય છે.

ચીકણા તથા ભારે પદાર્થો ખવાય, અને આળસુ થઇ પડી રહેવાથી કસરત ન મળે તો જઠરાગ્નિ બહુ મંદ પડીને તેથી બગડેલો વાયુ જઠરના આમને–એટલે કાચા રસને કફના સ્થાનમાં લઈ જાય છે. અને ત્યાંથી તે રસ નાડીઓમાં ભરાય છે, અને વાયુ તથા કફનો પ્રકોપ થતાં, તમામ સાંધાઓમાં પીડાકારક સોજો પેદા કરે છે. આ સોજો ચીકાસવાળો હોય છે; સાથે તાવ પણ હોય છે. અંગ્રેજી વૈદ

કહે છે કે આમવાતમાં લેકટીક ઍસીડ નામનો એક એસીડ સાંધાઓમાં વધે છે, તેથી આ રોગ થાય છે.

અંગ્રેજીમાં જે દરદ 'ગાઉટ' નામથી ઓળખાય છે તેજ દરદ આપણા આર્યવૈદકનો 'વાતરક્ત' રોગ હોય એમ જણાય છે. વાતરક્તનો સોજો ગાંઠાવાળો હોય છે તેથી તેને કોઇ 'ગંઠીઓ વા' કહે છે.

વાતરક્તનાં કેટલાંક લક્ષણો 'રગતપીત' રોગનાં પ્રાથમિક લક્ષણો જેવાં હોય છે, તેથી કેટલાક એ 'વાતરક્ત' અને 'રગતપીત' નામથી એકજ રોગ સમજે છે પણ તે બે રોગ બહુ જુદા છે. વાતરક્ત રોગ પૈસાદાર તથા સુખી લોકોમાં જોવામાં આવે છે, અને મદ્યપાનીઓમાં તથા માંસાહારીઓમાં તેનું વધારે પ્રબળ છે. રગતપીતનો રોગ નાક, કાન તથા ગાલ ઉપર શરૂ થાય છે, ત્યારે વાતરક્ત પ્રથમ પગમાં થાય છે. વાતરક્તમાં ઝણઝણી તથા સણકા આવે છે.

## આમવાત.

**સમજણ**—પ્રકૃતિ વિરૂદ્ધ આહાર વિહાર કરનારાં, મંદ અગ્નિવાળાં, કસરત નહિ કરનારાં, એવાં માણસોનો આમ (જઠરનો કાચો રસ) વાયુથી પ્રેરાઇને કફનાં સ્થાનકોમાં જાય છે અને ત્યાં કફનાં સંબંધથી વિશેષ બગડીને શરીરમાં આમ ફેલાવનારી ધોરી રગમાં પ્રવેશ કરે છે. આ અન્નરસ વાયુ, પિત્ત તથા કફથી બગડીને બધી નસોમાં ભરાય છે. આ આમ વિધવિધ પ્રકારનો ચીકણો તથા તેલીઓ હોય છે. આ આમયુક્ત વાત તથા કફ એકજ સમયે કુપિત થઈ કેડમાં પ્રવેશ કરીને શરીરને જડ બનાવે છે. ભારે અને ચીકણા પદાર્થો ખાઈ તરત મહેનત કરવાથી પણ આ રોગ પેદા થાય છે.

આ રોગ ઘણોજ ત્રાસદાયક છે. હાથ, પગ, ઘુંટી, કેડ, ઘુંટણ અને સાથળના સાંધાઓમાં વેદનાવાળો સોજો થાય છે. જ્યાં જ્યાં

આમ ફેલાયો હોય છે ત્યાં ત્યાં વીંછીના ડંખ જેવી વેદના થાય છે, જઠરાગ્નિ મંદ પડે છે, મોંમાંથી ફીણવાળું પાણી છુટે છે, અનાજ ઉપર અભાવ થાય છે, શરીર ભારે થાય છે, પેસાબ ઘણો થાય છે, શૂળ નીકળે છે, સોજામાં બળતરા થાય છે, દિવસે ઉંઘ અને રાત્રે અનિદ્રા, તૃષા, ઉલટી, ભ્રમણા, મૂર્ચ્છા, છાતીમાં શૂળ, દસ્તનો કબજો, શરીરમાં જડપણું, વગેરે આ દરદનાં ચીન્હો છે. આખા શરીરે સોજા આવી જાય, એવો આમવાત મટી શક્તો નથી.

ઉપાય—૧. તાવના તથા સોજનાઉપાયો કરવા. સુંઠ અને ગળોનો ઉકાળો પીવો.

૨. સુંઠ અને ગોખરૂનો કાઢો પીવાથી આમવાત, કટિશૂળ તથા પીઠનું શૂળ મટી જાય છે.

૩. એરંડીયું તેલ ગળોના ઉકાળામાં કે સુંઠના ઉકાળામાં નાખી પીવું.

૪. આવળનાં મૂળ અને ડાંખળી વચ્ચેના ભાગની છાલનો ભુકો વાલ ૧ દહીં સાથે ખાવો.

૫. સુંઠ, પીપરીમૂળ, ચવક અને ચિત્રકનો કવાથ કરી પીવો.

૬. સાટોડીના કવાથમાં સુંઠ તથા કચોરો મેળવીને પીવો.

૭. ગોળ તો. ૧, સુંઠ તો. ૧, એરંડાનાં મૂળ તો. ૧, આમંધ તો. ૧, સર્વ ચીજો ઉકાળા જેવી ખાંડી એક શેર પાણીમાં ઉકાળી અરધું રહે એટલે દહાડામાં ત્રણ વાર પીવું.

૮. પાકાં પોપૈયા સાથે ટંકણખાર વાલ ૨ થી ૪ રોજ ખાવો.

૯. બાવળની પાલીનો રસ પીવો.

૧૦. લસણ, સુંઠ અને નગોડનો કવાથ પીવો.

૧૧. સુંઠ, હરડે તથા અજમાનું ચૂર્ણ ખાટી છાશમાં કે ઉના પાણીમાં પીવું.

૧૨. સાટોડી, ભોરીંગણી, એરડો, મરવો, પીલુડી અને મરગ-

વાના મૂળની છાલ ઉકાળીને કવાથ પીવો.

૧૩. લસણનો રસ રૂા. ૧ ભાર અને ગાયનું ઘી રૂા. ૧ ભાર મેળવીને પીવું.

૧૪. બાવળના ગુંદરના પાણીનું શરબત બનાવીને પીવું.

૧૫. ગોમૂત્રની સાથે ગુગળ પીવો.

૧૬. તલ તથા સુંઠની ચટણી કરી ખાવી.

૧૭. સુંઠ, હરડે અને ગળોનો ઉકાળો ગુગળ નાખી પીવો.

૧૮. હરડે ૧૨ ભાગ, સુંઠ ૪ ભાગ, અજમોદ ૩ ભાગ, ખોરાસાની અજમો ૨ ભાગ, તથા સીંધાલુણ ૨ ભાગ, તેનું બારીક ચૂર્ણ ટંક તો. ૦ા ખાટી છાશ સાથે પીવું.

૧૯. રાસ્ના, ગળો, દેવદાર, સુંઠ તથા એરંડાનાં મૂળનો ઉકાળો પીવો.

**સૂચના**—લાંઘણ, શેક, રેચ, બાફેલા જવનું પાણી, બાફેલાં રીંગણાં, કડવાં ફળ, સાટોડીનાં પાંદડાંનું શાક, પરવળ, કારેલાં, જવ, જુના રાતા ચોખા, કળથી, વટાણા અને ચણાનું ઓસામણ, સર્વ રૂક્ષ એટલે લુખુ અન્ન, છાસ, લસણ અને કડવા તથા તીખા પદાર્થો હિતકારક છે. દહીં, ગોળ, ક્ષારવાળા પદાર્થો, અડદ, મળમૂત્રનો અટકાવ, ઉજાગરો, જડ અને કફકારક પદાર્થો, સ્નિગ્ધ અને ભારે પદાર્થો, જેવા કે ઘી, માંખણ, મલાઈ વગેરે ચીજો છોડી દેવી.

## વાતરક્ત-ગંઠીઓ વા.

**સમજણ**—અંગ્રેજીમાં આ દરદને ' ગાઉટ ' કહે છે. આ પણ એક પ્રકારનો સાંધાનો રોગ છે, પણ આમવાતના વામાં અને આ વાતરક્તના સંધિવામાં તફાવત એ છે કે આમવાતમાં ચીકણો સોજો આવે છે, ત્યારે આ દરદમાં ગાંઠીઓ વા આવે છે, અને ઝણઝણી તથા સણકા ઉઠે છે.

બગડેલ વાયુ પ્રકોપ પામીને તેમાં બગડેલ લોહી મળે છે. અતિ દારૂ કરનાર તથા અતિ ગરમ ખોરાક ખાનારા લોકોને આ રોગ થાય છે. અંગ્રેજી વૈદ્ય કહે છે કે, જે લોકો મધમાંસનું સેવન કરે છે, અને કસરત કે શરીર શ્રમ કરતા નથી તેમના શરીરમાં રસ રક્તનો સરખો પરિપાક ન થવાને લીધે ધાતુમાંથી ઉત્પન્ન થનારા ખાર મૂત્રમાર્ગમાં સારી રીતે વહેતા નથી, જેથી તે ક્ષાર રક્તમાં એકઠા થઈ સાંધાઓમાં સોજો પેદા કરે છે.

ઉપાય—૧. ગળોના ઉકાળામાં એરંડીયું તેલ તથા ગુગળ નાખીને લાંબા વખત સુધી સેવન કરવું.

૨. ગળોનું ચૂર્ણ, તથા ગુગળ તેને હરડે, બેડાં અને આંબળાના ઉકાળા સાથે ઘુંટીને બે બે આની ભારની ગોળીઓ કરી સવારસાંજ એક એક ગોળી ખાવી.

૩. અરડુસીનાં પાન, ગળો અને ગરમાળો, તેનો ઉકાળો કરી તેમાં એરંડીયું તેલ નાખીને પીવો.

૪. હરડેનું ચૂર્ણ તો. ૦। ગોળમાં મેળવીને ગળોના ઉકાળામાં પીવાથી ઘણો સારો ફાયદો થાય છે.

૫. દુધની સાથે એરંડીયું તેલ હમેશ લેવું, અને રેચ લાગી એરંડીયું પચી ગયા પછી દુધ ચોખા ખાવા.

૬. ગળોને છુંદી તેમાં ઘી અને પાણી નાખીને ઉકાળવું. પાણી બળી જઇને ઘી બાકી રહે તે ઘી તો. ૧ ગળોના ક્વાથમાં મેળવીને પીવાથી જીર્ણ વાતરક્ત તેમજ શરૂઆતનો વાતરક્ત મટે છે.

૭. ઉંદરકાનીનો રસ પીવો અને શરીરે ચોપડવો.

૮. ગળો, સુંઠ અને ધાણા દરેક તો. ૧ લઈ તેનો ઉકાળો પીવો.

૯. એરંડાનાં મૂળ, અરડુસીની છાલ, ગોખરૂ, ગળો, કાંસકીનાં મૂળ અને એખરો એ સર્વનો ક્વાથ કરીને પીવો.

૧૦. એખરો અને ગળોનો કવાથ પીપરનું ચૂર્ણ મેળવીને પીવો.

૧૧. કડવાં પરવળ, હરડાં, બેડાં અને આંબળાં, શતાવરી, કડુ અને ગળોનો કવાથ સાકર અને મધ નાખીને પીવો.

૧૨. સરગવાની અને વરણાની છાલને ખાંડી તેના ચૂર્ણને પાણીમાં મેળવી શરીરે લેપ કરવો.

૧૩. સરસવ, લીંબડાની અંતરછાલ, આકડો, જટામાંસી, જવખાર અને તલ, તેને પાણીમાં વાટી લેપ કરવો.

૧૪. ઘરના ધુંમાડાની ધુંસ, જવ, કઠ, સુવા, હળદર, અને દારૂહળદર તેનો પાણીમાં લેપ કરવો, તેથી શળ સાથેનો વાતરક્ત મટે છે.

૧૫. આસંધ તથા તલ પાણીમાં વાટીને લેપ કરવો.

૧૬. એરંડીનાં મીંજને પાણી કે દુધમાં વાટીને લેપ કરવો.

**સૂચના**—મધ, માંસ, ગરમ તથા દાહ કરનારા પદાર્થો છોડી દેવા. જવ, સાઠીચોખા, સંધિચોખા, ઘઉં, ચણા, મગ, તુવેર, મઠ; ગાય, ભેંસ તથા બકરીનું દુધ, કારેલાં, પટોલ, આંબળાં, આદુ, સુરણ, ખડીસાકર, દ્રાક્ષ, પાકેલું જુનું કોળું, તાજું ઘી, કડવાં પદાર્થો, કડવાં ઔષધો, એ સર્વે આ દરદમાં હિતકારક છે. દિવસે સુવું, તાપ, તડકો, કસરત, સ્ત્રીસેવન; અડદ, કળથી, બહુ ખારા પદાર્થો, દહીં, મૂળા, મધ, માંસ, તલ, ગરમ પદાર્થો, પચવામાં ભારે પદાર્થો, વગેરેનો આ દરદમાં ત્યાગ કરવો.

---

# પ્રકરણ ૩૫ મું.

## રક્તપિત્ત.

શરીરનાં જુદાં જુદાં દ્વારોમાંથી રક્ત એટલે લોહી વહે છે, તે રોગને ' રક્તપિત્ત ' રોગ કહે છે. અંગ્રેજીમાં આ રોગ ' સ્કર્વી ' નામથી ઓળખાય છે, અથવા સાધારણ અર્થમાં ' બ્લીડીંગ ' એટલે લોહીનો સ્રાવ કહેવાય.

મોં, નાક, કાન, આંખ, દાંત વગેરે રસ્તાઓમાંથી લોહી વહે તે ' ઊર્ધ્વગ રક્તપિત્ત ' કહેવાય છે; એવીજ રીતે નીચેનાં દ્વારો એટલે ગુદા, તથા પેસાબ માર્ગમાંથી રક્ત વહે, તે ' અધોગ રક્ત-પિત્ત ' કહેવાય છે.

**ઉપાય**—૧. લોહી બંધ કરવું એ આ દરદનો મુખ્ય ઉપાય છે, માટે લોહીને અટકાવનારી રક્તસ્તંભક તથા ઠંડી દવાઓનો વિશેષ ઉપયોગ કરવો.

૨. અરડુસીનાં પાનનો રસ કે ઊકાળો સાકર કે મધ નાખીને પીવો.

૩. અરડુસીનાં પાન, દ્રાક્ષ અને હીમજનો ઉકાળો મધ તથા સાકર નાખીને પીવો.

૪. અરડુસીનાં પાન બાફી હાથે ચોળીને રસ નીચોવી લેવો. તેમાં સાકર મેળવી ધીમે તાપે ગરમ કરી મધ જેવું ચાટણ થાય ત્યારે ખેડાં તથા હળદરનું ચૂર્ણ વાલ વાલ મેળવીને રૂપૈયા એક-ભાર ચાટવું.

૫. ધાણા, આંબળાં, અરડુસી, દ્રાક્ષ અને ખડસલીઆનો ઉકાળો પીવો.

૬. અરડુસીનાં પાન, દ્રાક્ષ અને હરડેનો ક્વાથ સાકર તથા મધ નાખીને પીવો.

૭. ભુરૂં કોળું રક્તપિત્તને મટાડે છે, તેથી તેની કોઈ પણ બનાવટનો ઉપયોગ કરવો.

૮. દ્રાક્ષ, સુખડ, લોદર અને ધઉલાનું ચૂર્ણ મધ અને અરડુસીના રસ સાથે પીવું.

૯. વાળો, કમળ, ધાણા, સુખડ, જેઠીમધ, ગળો અને નસોતરનો ક્વાથ કરીને મધ તથા સાકર સાથે પીવો.

૧૦. બકરીનું દુધ મધ અને સાકર નાખીને પીવું.

૧૧. ગોખરૂ અને સતાવરી નાખીને પકાવેલ દુધનો ઉપયોગ કરવો.

૧૨. નાકમાંથી લોહી વહેતું હોય તો સાકરવાળું પાણી પીવું અથવા નાકથી દુધ પીવું, કે દ્રાક્ષનો રસ અને દુધ સાકર મેળવીને પીવું.

૧૩. આંબાની છાલ, જાંબુની છાલ, દરેક તો. ૪ તેને રાત્રે પાણીમાં ભીંજવી પલાળીને સવારે તે પાણી મધ નાખીને પીવું.

૧૪. ગાયના છાણનો અથવા ઘોડાની લાદનો રસ તો. ૧, મધ તો. ૧ અને ઘી તો. ૦॥ મેળવીને પીવો.

૧૫. લોહીના ગાંઠા પડતા હોય તો જંગલી પારેવાની ચરકનું ચૂર્ણ વાલ ૪ મધ સાથે ચાટવું.

૧૬. શેરડીનો રસ ૫-૭ દિવસ પીવાથી લોહીની ઉલટી બંધ થાય છે.

૧૭. ગોખરૂનાં મૂળનું કે તેના ફળનું ચૂર્ણ તો. ૧, દુધ તો. ૨૦, પાણી તો. ૨૦, તેને ઉકાળવું. બાકી દુધ રહે ત્યારે તે દુધ પીવું.

૧૮. ભોંકોળું, કાળી દ્રાક્ષ અને સુંઠ આમાંની કોઇ પણ ચીજને ૧૨ પ્રમાણે ઉકાળીને આપવાથી ફાયદો થાય છે.

૧૯. કપાસનાં પાન, કે કપાસીઆ સાકર સાથે વાટીને પાણી સાથે પાવાથી ફાયદો થાય છે.

૨૦. બાવળ કે બોરડીની અંતરછાલનું ચૂર્ણ પાણીમાં વાટી તેમાં થોડું દહીં તથા સાકર મેળવી દિવસમાં ત્રણ વાર ખવરાવવાથી લોહી પડતું બંધ થાય છે.

૨૧. શક્તિ પ્રમાણે એક બે રતિ અફીણ ખાવાથી કોઈપણ ઠેકાણેથી પડતું લોહી અટકે છે.

૨૨. સરપંખાના મૂળનું ચૂર્ણ બબે વાલ સાકર મેળવીને પાણી સાથે પીવું.

૨૩. ફુલાવેલ ફટકડી એક બે વાલ સાકર અને દહીં સાથે ખાવાથી અને બહાર જખમ ઉપર લગાડવાથી લોહી પડતું બંધ થાય છે.

૨૪. નાકોડી ફુટતી હોય તો ગાયનું ઘી તો. ૫, તાજો ખજુર તો. ૫, આ બન્નેને મેળવીને ખાવાથી લોહી પડતું બંધ થાય છે.

**બહારના ઉપાયો**—૨૫. આંબળાંનું ચૂર્ણ ઘીમાં જરી શેકી પાણીમાં વાટી માથા ઉપર લેપ કરવાથી નાકોડીનું નાકમાંથી નિકળતું લોહી બંધ થાય છે.

૨૬. તાંદળજાનો રસ અને ઘી તે બન્નેને ઉકાળવાં, જ્યારે પાણી બળી જઈ ઘી રહે ત્યારે શરીરે ચોપડવું.

૨૭. ઘી અને આંબળાંના ચુર્ણને પાણીમાં વાટીને માથા ઉપર લેપ કરવો.

૨૮. સો વાર અથવા હજાર વાર પાણીથી ધોયેલ ઘીનો માથા ઉપર લેપ કરવાથી ફાયદો થાય છે.

૨૯. દાડમના ફુલનો રસ, આંબાની ગોટલીનો રસ અથવા ડુંગળીનો રસ નાકે સુંઘવાથી નાકમાંથી પડતું લોહી બંધ થાય છે.

**સૂચના**—ગરમ, અતિ તીખા, ખારા, ખાટા પદાર્થો ન ખાવા. લોહી સુધારક તાજો ખોરાક ખાવો; તાજાં ફળ—નારંગી, સંતરાં, દાડમ, દ્રાક્ષ, લીંબુ, ખાટાં લીંબુનો રસ વગેરે ખાવાં; સિવાય સાદો ખોરાક ખાવો; કસરત, પંથ, તાપ, મળમૂત્રનો અટકાવ, ઘોડાની સ્વારી, ઘામ (પરસેવો કાઢવો), બીડી પીવી, સ્ત્રીસેવન, કળથી, ગોળ, તલ, અડદ, દહીં, લસણ, ખારા પદાર્થો, વાસી અન્ન, કડવા તથા ખાટા પદાર્થો એ સર્વે નુકસાન કરે.

---

## પ્રકરણ ૩૬ મું.

## સોજા.

**સમજણ**—શરીરનું કોઈ એકાદ અંગ કે આખું શરીર સુજી આવે, તેનું નામ સોજો. આ કોઈ સ્વતંત્ર રોગ નથી, પણ જુદા જુદા રોગમાં સોજા એ એક લક્ષણ છે. તોપણ સોજાની સ્વતંત્ર ચિકિત્સા તથા ઉપાયો વૈદકશાસ્ત્રમાં આપ્યા છે.

સોજા બે રીતે થાય છે. તે નીચે પ્રમાણેઃ—

૧. અંદરના ખાનપાનના દોષથી.

૨. બહારના જખમથી, કરડથી કે ઝેરથી.

રેચ લીધો હોય, તાવ કે ઝાડાનું દરદ ચાલતું હોય, અપવાસ કર્યો હોય, તથા શરીર બહુ દુર્બળ હોય, એવી કોઇ પણ સ્થિતિમાં જો બહુ ખારા, ખાટા, જલદ તથા જડ પદાર્થો ખવાય, કાચું અન્ન, દહીં, માટી વગેરે ખવાય, ઝેરી અન્નપાન પેટમાં જાય, ઇત્યાદિ કારણથી સોજા થાય છે.

આ સિવાય સંગ્રહણી રોગમાં, પાંડુ રોગમાં તથા જલોદર રોગમાં સોજા ચડે છે. પેટમાં ઝેર ગયું હોય, કે ઝેરી જીવજંતુ કરડયું હોય તો તેના ઝેરથી પણ સોજા ચડે છે. વાયુથી, પિત્તથી, લોહીથી, કફથી એટલે રસવિકારથી, એમ ઘણા દોષથી સોજા ચડે છે. વાયુનો સોજો રૂક્ષ અને રંગે ઝાંખો હોય, પિત્તનો તથા લોહીનો સોજો રતાશ તથા પીળાશ પડતો હોય છે. એને સ્પર્શ કરતાં ચામડી ગરમ લાગે; કફનો કે રસનો સોજો ફીકા રંગનો તથા સ્પર્શમાં ઠંડો લાગે.

ઉપાય—૧. સોજા થવાનું કારણ શોધી કાઢીને ઉપાય કરવો; સ્થાનિક સોજો હોય ને બહારના કોઈ ઝેરી કરડથી કે ઝેરી દવા લાગવાથી સોજો થયો હોય તો બહારના ઉપચારથી પણ મટે. અંદરનો બીગાડ હોય તો દવા ખાવાથી તથા ખોરાકના ફેરફારથી મટે.

૨. સોજામાં રેચ લાગે તથા પરસેવો વળે એવી દવાની મુખ્ય જરૂર છે; માટે રેચ તથા પેસાબ લાવનાર દવાઓ આપવી.

૩. દુધ સાથે એરંડીયું તેલ પીને રેચ લેવો.

૪. ધોળી સાટોડી, દેવદાર તથા ચિત્રાનાં મૂળ મેળવીને ઉકાળેલું દુધ સારી રીતે પીવું.

૫. કાળીપાટને ઉકાળીને તે ઉકાળો પીવો.

૬. ત્રિફલા ચૂર્ણ ગોમૂત્રમાં પીવું.

૭. સુંઠ તથા ગોળની મોટી ગોળી ખાઇને તેના ઉપર સાટોડીના પાનનો રસ કે ઉકાળો પીવો.

૮. સુંઠ, પીપર તથા ગોળ, દરેક ૧૨ તોલા અને મંડુરભસ્મ તથા તલ દરેક ૪ તોલા, તે સર્વે ખાંડી તેનું ચૂર્ણ ટંકે તો. ૦ા થી ૧ ખાવાથી સર્વ જુના સોજા મટે.

૯. સાટોડી, દારૂહળદર, હળદર, સુંઠ, હીમજ, ગળો, ચિત્રકમૂળ, ભારંગમૂળ, તથા દેવદાર, તેનો કવાથ પીવો.

૧૦. સાટોડી, ગળો, દેવદાર, હરડે તથા સુંઠનો ઉકાળો ગોમૂત્ર અથવા ગુગળ નાખીને કે બન્ને નાખીને પીવો.

૧૧. બીલીનાં લીલાં પાનનો રસ પીવો.

૧૨. ત્રિફળાના કવાથમાં ભેંસનું ઘી પીવું.

૧૩. અરડુસીનાં પાન, ગળો તથા ભોરીંગણીનો કવાથ મધ નાખીને પીવો.

૧૪. ગોળ, પીપર તથા સુંઠ સમાન ભાગે મેળવીને ખાવાં.

૧૫. ગોળ તથા આદુનો રસ; ગોળ તથા સુંઠ; ગોળ તથા હરડે; ગોળ તથા પીપર; એ ચારે યોગ સોજામાં ફાયદો કરે છે, અને તે એકેક તોલો ખાવાં.

૧૬. બકરીનું દુધ ફક્ત પીવું, તેથી પણ સોજા મટે.

**બહારના ઉપાયો**—સ્થાનિક સોજા ઉપર બહારના ઉપાયો પણ ફાયદો કરે છે અને સોજાને મટાડે છે.

૧૭. જખમનો સોજો હોય તો તેના ઉપર ઠંડા પાણીનું પોતું મુકવું, અને તેના ઉપર ઠંડું પાણી સીંચ્યા કરવું.

૧૮. કક્ષેજાની ગાંઠનો કે કોથળી ઉપર સોજો આવ્યો હોય તો નવસારનાં પોતાં મુકવાં.

૧૯. ઉંદરના ઝેરનો સોજો હોય તો તેના ઉપર કાળીયા સરસની છાલ વાટીને લેપ કરવો, અથવા કાળીપાટનો લેપ કરવો.

૨૦. ભીલામાં ઉડીને સોજો આવ્યો હોય તો ભેંશના દુધમાં તલ વાટીને તેમાં માખણ મેળવી શરીરે લેપ કરવો.

૨૧. જેઠીમધ, તલ, દુધ તથા માખણનો લેપ કરવાથી, તેમજ તલ અને કાળી માટીને ઠંડા પાણીમાં વાટી લેપ કરવાથી પણ ભીલામાંનું ઝેર ઉતરે ને સોજો મટે. આંબલીનાં પાન બાફીને બાંધવાથી પણ તે સોજો મટે.

૨૨. આકડાનાં મૂળ, સારોડીનાં મૂળ, તથા લીંબડાની અંતર છાલનો ઉકાળો કરીને સોજા ઉપર સીંચવો અથવા તે ઉકાળાથી આખે શરીરે સ્નાન કરવું, તેથી શરીરના સોજા ઉતરે.

૨૩. અરણીનાં પાન બાફીને બાંધવાં, અથવા અરણીનાં પાન, કાળીજીરી, ફીડામારી, શરપંખો, તથા સુંઠ, સમભાગે પાણીમાં વાટી ગરમ કરી સોજા ઉપર ખરડ કરવો.

૨૪. કાળીપાટનો રસ સોજા ઉપર ચોપડવો.

૨૫. એરડાનાં પાન વરાળીયાં કરીને બાંધવાં.

૨૬. કેરડાનાં પાનનો રસ લગાડવો.

૨૭. ઝેરી નાળીયેર અને ગોળાધરી લાકડું પાણીમાં ઘસીને ચોપડવું.

૨૮. કાંકચ, આકડો તથા એરંડો, તેનાં પાન વાટી ગરમ કરીને બાંધવાં.

૨૯. ધતુરાનાં પાન વાટી લેપ કરવો; અથવા ધતુરાનાં પાન, ગલકાનાં પાન અને ભાંગરાનાં પાન, તેનો રસ કાઢવો; તે રસમાં અફીણ તો. ૦। થી ૦॥ મેળવી ગરમ કરીને સોજા ઉપર ચોપડવું.

૩૦. સાટોડી તથા સુંઠ સમાન ભાગે પાણીમાં વાટી લેપ કરવો.

૩૧. હળદર તથા સુંઠ, સમાન સાગે પાણીમાં વાટી લેપ કરવો.

૩૨. કાળા ધતુરાની ડાળીઓનો રસ તો. ૦। તથા કળીચુનો તો. ૦।, તે બન્ને ૩ તોલા બ્રાંડીમાં નાખી ગરમ કરીને લગાડવાથી રસ ઉતર્યો હોય તે જાય.

૩૩. ગરમ પાણી, ઘઉંના લોટની કે અળસીની પોટીસ બાંધવી; તેમજ અરણીનાં પાન, સાટોડીનાં મૂળ, આંબલીનાં પાન, આવળનાં પાન, લીંબડાનાં પાન, અઘેડો, કડવી તુંબડી, એમાંનાં કોઈ પણ પાનને બાફીને બંધારણ કરવાથી સ્થાનિક સોજો એટલે અમુક ઠેકાણે સોજો આવ્યો હોય તે મટે.

**સૂચના**—જુના ચોખા, જવ, કળથી, મગ, જુનું ઘી, છાશ, મધ, આસવ, લસણ, કુણા મૂળા, આંબળાં, વગેરે આ દરદમાં પથ્ય એટલે હિતકારક છે. નવું ધાન્ય, વાયડાં શાક, પિષ્ટાન્ન એટલે આટા-માંથી બનેલ અન્ન, દહીં, ગોળ, તેલ, મધ, ખટાશ, ભારે અન્ન, દાહ કરનારા પદાર્થો, તથા સ્ત્રીસેવન, એટલાં વાનાં હાિ

## પ્રકરણ ૩૭ મું.

૭૯ ગેરાક પચવા જાય તે.

### શૂળ.

**સમજણ**—શરીરમાં ચૂંક જેવું દરદ થાય છે, તેને આયુર્વેદમાં 'શૂળ' રોગ કહેલ છે. શૂળના પ્રકારો ઘણા છે અને તે શરીરના જુદા જુદા સ્થાન પ્રમાણે અને જુદી જુદી ક્રિયા પ્રમાણે તેનાં નામો રાખેલાં છે, અત્રે સામાન્ય વાચકો સમજી શકે એવા પ્રકારો તથા તેના ઉપાયો આપવામાં આવેલા છે.

૧. **વાતશૂળ**—હૃદય, પડખાં, પીઠ, અગર શરીરના કોઈ પણ ભાગની નસોમાં સોયો ભોંકાયા જેવા ચસકા આવે છે, તે વાતશૂળ. અંગ્રેજીમાં જેને 'ન્યુરેલ્જીયા' કહે છે તેજ આ શૂળ હશે.

૨. **પિત્તશૂળ**—કલેજા (લીવ્હર) માં થાય છે. કલેજાનું પિત્ત પિત્તાશયની નળીમાંથી આંતરડાંમાં આવતાં આવતાં અટકે અથવા પિત્તની ગંઠાઇને રેતી થાય તેથી ઉતરતાં દરદ થાય તેનું નામ પિત્ત-શૂળ–અંગ્રેજીમાં જેને 'બીલીયસ કોલિક' એટલે પિત્તનું શૂળ કહે છે, તેજ આ શૂળ સમજવું.

૩. **કફશૂળ–આમશૂળ**—હોજરીમાં દરદ થાય તે કફશૂળ અને આંતરડાંમાં ચૂંક થાય તે આમશૂળ.

**૪. પરિણામશૂળ**—ખોરાક ખાધા પછી તે હિંગ ૧ ભાગ, માંડે ત્યારે એટલે ખાધા પછી ત્રણ ચાર કલાકે જે શૂળ થે. થી ાા

**૫. મૂત્રાશય શૂળ**—એટલે મૂત્રપિંડમાંથી રેતી મૂત્રનળીઓ થઇને બસ્તિમાં ઉતરતાં ઉતરતાં જ અસહ્ય પીડા થાય તે. આના ઉપાયો મૂત્ર સંબંધી દરદોમાં આપેલા છે, તે જોવા.

**વાતશૂળના ઉપાયો**:—૧. સુંઠ તથા એરંડાનાં મૂળનો ઉકાળો કેલી હિંગ તથા સંચળ નાખીને પીવો.

૨. કળથીનું ઓસામણ તેલનો વઘાર કઇને પીવું; વળી તેમાં ધાલુણ, અથવા સુંઠ, અથવા હિંગ અથવા સંચળ અથવા એ ાં જરા જરા મેળવીને તે ઓસામણ પીવું. તેલનો વઘાર દેવો અથવા તેલ કે ઘી ઓસામણમાં મેળવવું.

૩. ઇંદ્રજવનો ઉકાળો શેકેલી હિંગ તથા સંચળ નાખીને પીવો.

૪. પેટ ચડી આવીને શૂળ નીકળતું હોય તો એરંડીયું તેલ હિંગ તથા સંચળ નાખીને પીવું.

૫. બહારના ઉપાયમાં શેક કરવો, મર્દન કરવું એટલે તેલથી પેટ ચોળવું અને સ્નિગ્ધ તથા ઉષ્ણ ભોજન કરવું, એટલે લુખું અન્ન નહિ ખાવું, પણ તેલ કે ઘી મિશ્રિત ઉનું ઉનું અન્ન ખાવું.

૬. કુસકી (અનાજ ઉપરથી નીકળેલી ફોતરી) ને પાણીમાં ઉકાળીને તે પાણીથી તલ વાટવા. તે તલને પોટલીમાં બાંધી તે પોટલી ગરમ કરીને પેટ ઉપર કે શૂળવાળા ભાગ ઉપર મૂકીને શેક કરવો.

૭. રાઈ તથા સરગવાના દાણા (અથવા છાલ) અથવા સરસવ દાણા, તેને છાશમાં વાટીને લેપ કરવો.

૮. હિંગ, તેલ, તથા લવણ તેને ગોમૂત્રમાં ખદખદાવીને નાભિની આસપાસ લેપ કરવો.

**પિત્તશૂળના ઉપાયો**—૧. ઉલટી કરાવવી અને પછી રેચ પણ આપવો.

**સૂચના**:આંબળાંનું ચૂર્ણ મધમાં ચાટવું.
મધ, આસુ, હીમજનું ચૂર્ણ ગોળ તથા ઘીમાં ખાવું.
એટલે ૪. ત્રિફલા તથા ગરમાળાનો ઉકાળો સાકરતથા મધ નાખીને પાવો.

૫. ભોરીંગણી, ગોખરૂ, એરંડાનું મૂળ, દરભનું મૂળ, કાસનું મૂળ, શેરડીનું મૂળ તથા વાળાનું મુળીયું, એ સર્વેનું ચૂર્ણ કે તેનો ઉકાળો પીવાથી પિત્તનું શૂળ જલદી મટે છે.

૬. ત્રિફલા, અરીઠાં, જેઠીમધ, કડુ, ગરમાળો, તેનો ઉકાળો મધ નાખીને પીવો.

૭. શતાવરીનો રસ અથવા સુઠીનો ઉકાળો કરીને મધ નાખીને સવારમાં પીવો.

૮. લીલાં આંબળાંના રસમાં અથવા વિદારીકંદના રસમાં દ્રાક્ષનો રસ અને સાકર નાખીને પીવાથી પણ પિત્તશૂળ મટે.

**કફશૂળ તથા આમશૂળના ઉપાયો**:—૧. લાંઘણ એટલે અપવાસ કરવો.

૨. હીમજ, ચિત્રકમૂળ, કડુ, વજ, તેનું ચૂર્ણ ગોમૂત્રમાં પીવું.

૩. સીંધાલુણ, સંચળ, તથા લવણ, હિંગ, પીપર પીપરીમૂળ, ચવક, ચિત્રક તથા સુંઠ, તે સર્વેનું ચૂર્ણ ઉના પાણી સાથે પાવું.

૪. સુંઠના ઉકાળામાં એરંડીયું પીવાથી આમનું શૂળ એટલે મરડાની ચૂંક હોય તે મટે.

૫. હિંગાષ્ટકની ફાકી સાથે જરા અફીણ મેળવીને લેવાથી પણ આમનું શૂળ મટે.

૬. હિંગાષ્ટકમાં જરા ઘી મેળવીને જમતાં જમતાં ચટણીની પેઠે ખાવું.

૭. ચિત્રકમૂળ, પીપરીમૂળ, એરંડાનાં મૂળ, સુંઠ તથા ધાણા, તેનો ઉકાળો શેકેલી હીંગ તથા સીંધાલુણ વગેરે એકાદ ખાર નાખીને પીવો; તેથી આમનું શૂળ મટે.

૮. એરંડીયું તેલ ૬ ભાગ, લસણ ૮ ભાગ, હિંગ ૧ ભાગ, અને સીંધાલુણ ૩ ભાગ, સર્વેને સાથે લસોટીને તેમાંથી ૦ા થી ૦ાા ભાર ખાવું.

**પરિણામ શૂળના ઉપાયો**—૧. સુંઠ, તલ તથા ગોળને વાટીને ગાયના દુધમાં ૭ દિવસ પીવાં.

૨. શંખની ભસ્મ કરીને ગરમ પાણીમાં પીવી.

૩. શેકેલા કાંકચીઆ રોજ ખાવા.

૪. નદીની નાની છીપલીઓ લાવીને છાણાના તાપમાં બાળીને તેની રાખ કરવી. પછી તે ભસ્મ પાણી સાથે બબે ચાર ચાર વાલ પીવી.

૫. પીપરને ઉકાળીને તેના ઉકાળામાં ઘી નાખીને ફરી ઉકાળવું. ઘી બાકી રહે તે ઘીમાં મધ નાખીને ચાટવું.

૬. ગરણીનાં મૂળને પાણીમાં વાટી તેમાં સાકર, મધ તથા ઘી મેળવીને પીવાથી ૭ દિવસમાં પરિણામ શળ મટે.

૭. સુંઠ. તલ, તથા ગોળ તેને લસોટીને દુધમાં કે પાણીમાં ૭ દિવસ પીવું.

૮. પીપર, ગોળ, ઘી, એ દરેક ૪ તોલા, અને દુધ ૧૬ તોલા, તેને ઉકાળીને પીવાં.

**સર્વ પ્રકારના શૂળના સામાન્ય ઉપાયો**:—૧. ત્રિફળાનો ઉકાળો, ગોમૂત્ર, મધ, દુધ, એ દરેક સાથે બમણું એરંડીયું મેળવીને પીવાથી શળ મટે.

૨. બીજોરાનો કે લીંબુનો રસ મધ તથા ક્ષાર મેળવીને પીવો.

૩. બીજોરાનો રસ કે સરગવાની છાલનો ઉકાળો સાજીખાર તથા મધ નાખી પીવો.

૪. બીજોરાના રસમાં ઘી, હિંગ તથા સીંધાલુણ મેળવીને તથા

જરા ગરમ કરીને પીવું

૫ બીલીનાં મૂળ, એરંડાના મૂળ, ચિત્રકમૂળ તથા સુંઠ, તેનો ઉકાળો હિંગ તથા સીંધાલુણ મેળવીને પીવો

૬ ગોમૂત્રમાં હરડેને રાંધવી—પછી સુકવીને તેમા જરા લોહભસ્મ અને ગોળ મેળવી ખાવી.

**સૂચના**—લુખી, કડવી તથા તુરી વસ્તુઓ, ઠંડો તથા પચવામા ભારે ખોરાક, કસરત, સ્ત્રીસેવન, દારૂ, અડદ, બીજા પણ શીંગ ધાન્ય, ઝાડા–પેસાબનો અટકાવ, ક્રોધ, તાપ, ઉજાગરો, એ સર્વનો ત્યાગ કરવો. એક વરસની જુની શાળના ચોખા, લસણ, સમુદ્રલવણ, સરગવો, એરંડીયુ તેલ, લીંબુ, અને ઉકાળેલુ પાણી, એટલાં શળવાળાને બહુજ ફાયદો કરે છે.




## પ્રકરણ ૩૮ મું.

## મેદરોગ–કાર્શ્યરોગ.

### ચરબીનો સંચય–ચરબીનો ક્ષય.

શરીરમા જોઇએ તેથી વધારે ચરબીનો સચય થઇને શરીર જાડુ બને છે, તેનુ નામ મેદરોગ છે, અને શરીરમા ચરબી જોઇએ તેથી ઓછી થઈ જાય અને શરીર કૃશ એટલે દુબળુ થાય, તેનું નામ ' કાર્શ્યરોગ ' છે. કેટલાક માણસોનુ શરીરનુ બંધારણ જ બેવડીયુ કે એકવડીયુ હોય છે, અને શરીર સપૂર્ણ તાકાતવાળુ હોય છે, ત્યા સુધી તેને **મેદરોગ** કે **કાર્શ્યરોગ** ગણવો નહિ, પણ આહાર વિહારના કારણોથી શરીર હોય તે કરતા ફુલીને જાડુ થાય, અથવા

દુબળું પડતું જાય અને શરીરમાં નબળાઇ વધતી જાય, તો સમજવું કે, શરીરમાં ચરબી જોઇએ તે કરતાં વધે છે, અથવા જોઇએ તે કરતાં ઓછી થાય છે, અને તેનો અટકાવ કરવાના ઉપાયો જરૂર કરવા જોઇએ. મેદરોગને અંગ્રેજીમાં 'ઓબેસીટી' કહે છે.

## મેદરોગ.

**સમજણ**—ખોરાક ખાઇએ છીએ તેનો પ્રથમ રસ થાય છે, રસમાંથી રક્ત (લોહી) થાય છે, લોહીમાંથી માંસ બને છે, માંસમાંથી મેદ બને છે, મેદમાંથી અસ્થિ (હાડકાં) બને છે, હાડકાં પછી મજ્જા બને છે, અને છેવટ વીર્ય બને છે. આ ક્રિયા નિયમિત બનતી આવે ત્યાં સુધી શરીરના એ સાત ધાતુ જોઇતા પ્રમાણમાં બનતા રહે છે; પણ જો તેમાંનો એકાદ ધાતુ વધારે કે ઓછો થાય તો શરીરમાં રોગ થાય છે. માંસમાંથી મેદ એટલે ચરબી (ફૅટ) બનવી જોઇએ તેના કરતાં વધારે બને અને તે ચરબીનો શરીરમાં સંચય થવા લાગે તો શરીર જાડું બનતું જાય, એ વાત દેખીતી જ છે. શરીર જાડું બને એટલે નકામો ભાર, જેને અંગ્રેજીમાં fatty degeneration કહે છે, તે વધે, અને તેથી તે પછીના ધાતુ નિયમિત બનવામાં પણ અડચણ આવે છે, અને તેથીજ મેદરોગવાળા જાડા માણસો ક્રમકૌવતની ફર્યાદ કરતા હોય છે. ચરબી વધવાથી શરીરના માર્ગો પુરાઇ જાય છે, અને કોઠામાં વાયુનું જોર થાય છે. તે વાયુ અગ્નિને વધારે છે, અને આહારનું શોષણ કરી લે છે, તેથી મેદવાળો માણસ વધારે ખાય છે, છતાં શરીરમાં શક્તિ ઓછી રહે છે. આ દરદમાં વાયુનું જોર હોવાથી કોઈ આ દરદને મેદવાયુ પણ કહે છે. વિશેષ કરીને ઉદર ઉપર એટલે પેડા ઉપર ચરબી વધારે જામે છે.

કસરત કે શરીરને શ્રમ પડે એવું કામ કર્યા વિના પડી રહેવાથી, દિવસે સુવાની ટેવથી, તથા કફ કરનારો ચીકણો આહાર–

મીઠાઈ-મલીદા લેવાની ટેવથી શરીરમાં મેદ વધે છે. મેદરોગનાં લક્ષણોમાં શરીર ઉપર ચરબીનું ચણતર થવા લાગે છે તે પ્રત્યક્ષ લક્ષણ છે; પણ તેની સાથે થોડો થોડો શ્વાસ ચડે, તરસ બહુ લાગે, મોહ એટલે બેશુદ્ધિ જેવી ઘેરી આવી જાય, સ્વપ્નાં આવે, શરીર દુખે, ભુખ બહુ લાગે, પરસેવો બહુ વળે અને તે પરસેવો દુર્ગંધ મારે, અલ્પ પ્રાણ થાય એટલે ચૈતન્યશક્તિ ઘટે અને અલ્પ મૈથુન એટલે સ્ત્રીસેવનની શક્તિ પણ ઘટી જાય, એ તેનાં બીજાં લક્ષણો છે. મેદવાયુ જેવા જાડા શરીરમાં વિસર્પ ( રતવા ), ભગંદર, તાવ સાથે ઝાડો, પ્રમેહ, અર્શ ( હરસ ), હાથીપગું, રસોળી, કમળો, વગેરે દરદો થવાનો સંભવ છે.

ઉપાય—૧. ચરબીવાળો ચીકણો ખોરાક બંધ કરવો, કસરત કરવી અથવા શરીરને મહેનત પડે એવું કામ કરવું. સારી રીતે ફરવું.

૨. ત્રિફલા તો. ૪ તેનો ક્વાથ કરીને તેમાં મધ નાખીને પીવો.

૩. પાણી ઉકાળી ટંડું પાડીને તેમાં મધ મેળવીને રોજ સવારમાં પીવું.

૪. ભાતનો ગરમાગરમ મંડ પીવો.

૫. ચવક, જીરૂં, સુંઠ, હિંગ, સંચળ, ચિત્રકમૂળ તેનું ચૂર્ણ બનાવીને મધ મેળવી પીવું.

૬. ત્રિફલા તથા ત્રિકટુ ( સુંઠ, મરી, પીપર ) તેનું ચૂર્ણ, લવણ તથા તેલ સાથે મેળવીને ખાવાં. ચૂર્ણ તો. ૦।, લવણ વાલ ૧ થી ૪, તેલ તોલો ૧.

૭. લીંડીપીપરનું ચૂર્ણ વાલ ૨ થી ૪ નિત્ય મધમાં ચાટવું. ગરમ પડે તો બંધ કરવું.

૮. ચિત્રકમૂળનું ચૂર્ણ ૨ વાલ થી ૪ વાલ મધ સાથે ચાટવું. ગરમ પડે તો બંધ કરવું.

૯. અરણીનાં મુળીયાંનો ઉકાળો કરીને પીવો.

૧૦. સુંઠ, મરી, પીપર, ત્રિફલા, મોથ તથા વાવડીંગ, તે આઠ વસ્તુનું સમાન ભાગે ચૂર્ણ કરવું. તે ચૂર્ણની બરાબર ગુગળ મેળવવો, અને તે સવારસાંજ બે વાર તો ૦।, મધ સાથે ચાટવું.

૧૧. સવારમાં એક ગ્લાસ પાણીમાં ૧ તાજું ખાટું લીંબુ નીચોવીને તે પાણી નિત્ય પીવું; પંદર વીશ દહાડામાં ગુણ માલમ પડશે.

**બહારના ઉપચારોઃ**—૧૨. સમુદ્રફીણ તથા મોચરસ તેનું ચૂર્ણ શરીરે ચોળવાથી પરસેવાની દુર્ગંધ દૂર થાય.

૧૩. બીલીનાં લીલાં પાનનો રસ શરીરે ચોળવો.

૧૪. હરડેનું બારીક ચૂર્ણ શરીરે ઘસવું અને પછી સ્નાન કરવું, તેથી પરસેવો બંધ પડે.

૧૫. બાવળનાં પાનને પાણીમાં વાટીને તેનો શરીરે ખરડ કરવો. તે પછી હરડે કે હીમજનો ઝીણો લોટ શરીરે ચોળવો, તે પછી સ્નાન કરવું, તેથી પરસેવો બંધ પડશે.

૧૬. સુગંધી વસાણાંઓ નાખીને ઉકાળી તૈયાર કરેલ તેલ શરીરે નિત્ય ચોળવું.

૧૭. નિત્ય ગરમ પાણીથી સ્નાન કરવુ.

**સૂચના**—મેદરોગવાળા દરદીએ ભારે અને ચીકણા પદાર્થો ખાવા નહિ; ઘી, તેલ ઓછાં ખાવાં, લુખા પદાર્થો વિશેષ ખાવા. વખતો વખત લાંઘણ કરવી અથવા ઓછું ખાવું; શરીરને શ્રમ પડે તેવી રીતે કસરત કરવી, દંડ પીલવા અને શ્રમ પડે એવું કામ કરવું; ખોરાકમાં જુનું અનાજ વાપરવું. જવ, મગ, ચોખા, કળથી, કોદરી, ચણા; મધ, ગરમ પાણી, છાસ વગેરે હિતકારક છે. દુધ, દહીં, માખણ, માંસ, ઘી કે તેલમાં તળેલા પદાર્થો, પાકાં કેળાં, અને પુષ્ટીકારક પદાર્થો મેદને વધારનારા છે, માટે તે સર્વ તજી દેવાં.

## કાર્શ્ય.

**સમજણ**—કાર્શ્ય એટલે કૃશપણુ, દુર્બળતા જેમ ચરબી વધવાથી મેદ થાય છે તેમ ચરબી, માંસ તથા લોહી ઘટવાથી કૃશપણુ થાય છે બ_ ચિંતાથી, બહુ મહેનત કરવાથી, જોઇએ એવુ પોષણ નહિ મળવાથી, ધાતુનો ક્ષય થઈ જવાથી અને ઝાડા–મરડો–વગેરે બીજા રોગો થઇ ગયા પછી શરીર દુર્બળ થઇ જાય છે મેદરોગ જેવો ભયભરેલો છે, તેવુ આ દુર્બળપણુ ભયભરેલુ નથી, કેમકે મેદ ચડ્યા પછી ઉતરતા બહુ મહેનત પડે છે, દુર્બળતા તો સારૂ પોષણ મળવાથી તુરત દુર થાય છે

**ઉપાય**—૧ શુ કારણથી શરીર લેવાતું જાય છે તેનો તપાસ કરવો, અને કારણ હોય તે દુર કરવુ ચિંતાનુ કારણ હોય તો તે ચિંતાનુ કારણ દુર કરવુ, બહુ મહેનત કરવાથી શરીર ઉતરતું હોય તો મહેનત મજુરી ઓછી કરવી, ધાતુક્ષીણતા હોય તો તેનો ઉપાય કરવો–ધાતુનુ રક્ષણ કરવુ–બ્રહ્મચર્ય પાળવુ, અને સારો પોષણકારક ખોરાક લેવો, એ મુખ્ય ઉપાયો છે

૨ દુધ તથા ઘી સારી રીતે ખાવા ઘી ન મળી શકે તો તાજા તેલનો ઉપયોગ કરવો તેલ પણ શરીરમા ચરબી વધારે છે ને પુષ્ટી આપે છે, અને એટલાજ માટે કૉડલીવ્હર ઑઇલની ક્ષયમા ભલામણ થાય છે તલનુ, બદામનુ તથા કાજુનુ તાજુ તેલ ખાવુ.

૩ ભુખ સારી હોય તો માવો, માવાની ચીજો, મલાઈ, માખણ, કઢેલુ દુધ, તે સર્વનો ઉપયોગ કરવો.

૪ અડદ, વાલ, વટાણા, વગેરે ચીજો પણ પુષ્ટી આપે છે, માટે તેના શાક બનાવી ખાવા, અથવા અડદના લાડુ બનાવી ખાવા.

૫. ઘઉંની રોટલી સાથે ઘી, માખણ તથા મધ ખાવા

**સૂચના**—દરદ વિનાની દુર્બળતામા દવાઓની જરૂર નથી, પુ-

ષ્ટીના ખોરાકની જ જરૂર છે. ઘઉં, ઘી, દુધ, અડદ, વાલ, વટાણા, દહીં, મલાઈ, માખણ, ખપે તેણે માંસ, એવો પુષ્ટીકારક ખોરાક ખાવો; શરીરના લોહીને તપાવે તથા બાળે એવી ગરમ ચીજો ન ખાવી, જેમકે બહુ મરચાં, બહુ તીખાં અથાણાં, ચટણીઓ, બહુ ખારી તથા બહુ ખાટી ચીજો ન ખાવી. ચોખા, બાજરી, જાર, કોદરી, છાશ, કઢી, એ ચીજો ન ખાવી અગર બહુ થોડી ખાવી. મહેનત ઓછી કરવી, સ્ત્રીસેવન બંધ રાખી બ્રહ્મચર્ય પાળવું; ઇત્યાદિ તજવીજથી શરીરની દુર્બળતા દુર થઇ શરીરમાં લોહી, માંસ તથા ચરબી ભરાય છે.

## પ્રકરણ ૩૯ મું.

## સારણ તથા વધરાવળ.

### સારણ.

**સમજણ**—પેટની અંદરથી નાનું આંતરડું સાથળના મુળમાં સરીને નીચે ઉતરી આવે તેને સારણ ગાંઠ અથવા અંતરગળ કહે છે. સારણ એટલે આંતરડું ઉતરવું, અને વધરાવળ એ બે જુદાં દરદ નથી; પણ વધરાવળના ઘણા પ્રકારોમાં એક પ્રકાર આંતરડું ઉતર્યાનો છે. વધરાવળના પ્રકાર ઘણા છે. માટે વધરાવળ અને સારણના જુદા ઉપાયો જાણવાની જરૂર છે.

હરકોઇ પ્રકારની અતિ મહેનત, કસરત, ઝાડે જતાં જોર કરવું, અતિ જોરથી ઉધરસ ખાવી, તથા સ્ત્રીની સગર્ભાવસ્થા, વગેરે કારણોથી પેટ ઉપર દબાણ થાય છે, અને તેથી સારણ થવાનો સંભવ

છે. બહુ કબજીયત, નબળાઇ, જખમ, અગર કાંઇ ગળ થવાથી પેટની દિવાલ કમજોર થઈ સાધારણ થઇ આવે છે.

**ઉપાયો**—૧. સારણની શરૂઆત થતાં જ તેને પાછી બેસાડીને સારણ પાછી ન ઉતરે તેને વાસ્તે કેડે કમરપટો રાખવો.

૨. નવસારનાં પોતાં મુકવાથી તે સંકોચાઇ પાછી ચડી જશે.

૩. ઠંડા પાણીમાં બેસવાથી પણ સારણ ચડી જાય છે.

૪. એરંડીયું તેલ ઝાડાના ખુલાસાને માટે વખતો વખત પીવું. ઝાડો કબજ થવા દેવો નહિ અને ઝાડે જતાં કરાંઝવું નહિ.

૫. મેથીદાણાને પાણીમાં વાટી જરા ગરમ કરી તેનો લેપ મારવો અથવા સુવા બાફીને તેનો લેપ કરવો.

૬. સુંઠ, મરી, પીપર, હરડે, બેડાં, આમળાં, એનો ઉકાળો જવખાર અને સીંધાલુણ નાખીને પીવો.

૭. લીમડાની સુકી લીંબોળીઓનો મગજ ખાવો.

૮. સુંઠનું ચૂર્ણ મધ સાથે ચાટવું, અથવા સુંઠનો ઉકાળો એરંડીયું નાખીને પીવો.

૯. એરંડાનાં મૂળ ઉકાળી તેમાં એરંડીયું કે સંચળની પડીકી નાખીને ઉકાળો પીવો.

૧૦. રાસના, ગળો, બળમૂળ, જેઠીમધ, ગોખરૂ તથા એરંડાનાં મૂળ, તેનો ઉકાળો એરંડીયું નાખીને કેટલાક દહાડા સુધી પીવો.

૧૧. બળમૂળનો ઉકાળો મધ તથા દુધ નાખીને પીધા કરવો.

**સૂચના**—વાયડું ખાવું નહિ; ઝાડો કબજ થવા દેવો નહિ; દોડવું નહિ. સાદો ખોરાક ખાવો.

### વધેરાવળ.

**સમજણ**—સોજો થવાથી, પાણી ભરાવાથી, લોહી ભરાવાથી, ગાંઠ થવાથી, નસ ફુલવાથી, કોથળીની ચામડી જાડી થવાથી, આંત-

રહું ઉતરવાથી, વિગેરે ઘણાંએક કારણોથી વૃષણ વધીને મોટાં થાય છે. આ સર્વ પ્રકારના વૃષણના વ્યાધિને વૃદ્ધિ, અંડવૃદ્ધિ, કે વધરાવળ એવાં નામો આપવામાં આવેલ છે. મુખ્ય બે પ્રકાર છે. ૧ કોથળી વધવી. ૨. ગોળીઓ વધવી.

વધરાવળના પ્રકારો નીચે મુજબ છેઃ—

૧. વૃષણનો વરમ, ૨. જળવૃદ્ધિ, ૩. રક્તજન્યવૃદ્ધિ. ૪. શિરાવૃદ્ધિ, ૫. વૃષણગ્રંથી, ૬. કોશવૃદ્ધિ.

**૧. વૃષણનો વરમ**—વૃષણ મોટાં થાય છે અને તેમાં પીડા, થોડો તાવ અને ઉલટી જણાય છે.

ઉપાય—૧. કોથળીને પાટાથી અથવા ગાદીના આધારથી અધર રાખવી. ગરમ પાણીનો શેક કરવો, અને ભોરીંગણીના મુળનો ભુકો અને જુની ઇંટનો ભુકો મેળવીને પાણીમાં વાટી તેનો લેપ કરવો.

૨. તાવ હોય તો તાવનો ઉપાય કરવો. પરસેવો વળે એવી દવા લેવી, તથા ઝાડાનો ખુલાસો કરવા માટે એરંડીયું તેલ કે એરંડીયામાં તળેલી હીમજની ફાકી લેવી.

૩. શળના લેપની પટીઓ મારવી.

૪. સુંઠ, સરસવ, સરગવાની છાલ, સાટોડીનાં મૂળ અને દેવદારના ચૂર્ણને પાણીમાં ઉકાળી તે પાણીથી શેક કરવો; અથવા તે ચૂર્ણને છાશમાં વાટી તેનો જાડો લેપ મારી પાટો બાંધવો. આ લેપ બળે તો તે સાથે ઘઉંનો આટો મેળવવો.

૫. એરંડીયું તેલ સુંઠના ઉકાળા સાથે પીવું અથવા દુધમાં નાખીને પીવું.

૬. ફુદીનો, સુંઠ અને વરીયાળીના ઉકાળામાં એરંડીયું તેલ નાખીને પીવું.

૭. ત્રિફલા ચૂર્ણના ઉકાળામાં ગોમૂત્ર પીવું.

**જળવૃદ્ધિ**—વૃષણની ગોળીની આસપાસ રસપડમાં પાણી ભરાય છે તેને જળવૃદ્ધિ કહે છે. નાના બાળકોને આ જ જાતની વધરાવળ થાય છે. મોટી ઉમરનાને આ વધરાવળ નારંગીથી તે મોટા નાળીયેર જેવડી થાય છે. અંગ્રેજીમાં તેને 'હાઇડ્રોસીલ' કહે છે.

**ઉપાય**—૧. વખતો વખત એરંડીયાનો જુલાબ લેવાથી વધરાવળની શાન્તિ થાય છે.

૨. ત્રિફલાચૂર્ણના ઉકાળામાં ગોમૂત્ર પીવું, અથવા ગુગળ મેળવીને ઉકાળો પીવો.

૩. પાણી ઘણું ભરાયું હોય તો શસ્ત્રવૈદ્ય પાસે ટેપીંગ કરાવીને પાણી કઢાવી નાખવું.

૪. કાંકચીયાના ચૂર્ણને એરંડીઆ તેલમાં વાટી તેનો લેપ કરવો.

૫. આવળનાં પાનને બાફીને બાંધવાં.

**૩. રક્તજન્યવૃદ્ધિ**—વૃષણના રસપડમાં લોહીનો સંચય થવાથી આ વૃદ્ધિ થઇ આવે છે અને તે પાણીની વૃદ્ધિ કરતાં ઘણી કઠણ હોય છે, અંગ્રેજીમાં આને 'હીમેટોસીલ' કહે છે.

**ઉપાય**—૧. ઠંડા પાણીનાં અથવા નવસારનાં પોતાં મુકવાં.

૨. એરંડીયું તેલ વારંવાર આપવું.

લોહી જામી જાય તો જળો મુકાવવી અગર કોથળી ચીરાવી લોહી કઢાવવું.

૩. નસોતર રૂ. ૧ ભાર ઉકાળીને તેમાં મધ તથા સાકર નાંખીને વારંવાર પીધા કરવું.

**૪. શિરાવૃદ્ધિ**—વૃષણની શિરાઓ ફુલવાથી તેનું કદ મોટું થાય છે. પવન ભરાવાથી આ રોગ થાય છે. આ વધરાવળનો આકાર શંકુ જેવો એટલે પેટ તરફ સાંકડો અને કોથળી તરફ મોટો હોય છે. આ દરદને અંગ્રેજીમાં 'વેરીકોસીલ' કહે છે.

**ઉપાય**—પારો અથવા કાછો મારવો. આ વધરાવળમાં શસ્ત્ર વૈદ્યની સલાહ લેવી.

**૫. વૃષણગ્રંથી:**—ગરમી કે ઉપદંશ થયા પછી વૃષણમાં લાંબે કાળે માંસમય કઠણ ગાંઠ લીંબુ જેવડી થઈ આવે છે. અંગ્રેજીમાં તેને 'સારકોસીલ' કહે છે.

**ઉપાય**—૧. ગરમી ઓછી કરવાના ઉપાયો કરવા, એટલે લોહી સુધારવાના ઉપાયો કરવા.

૨. રાળનો લેપ બાંધવો.

૩. સુંઠ, સરસવ, સરગવાનાં મૂળની છાલ, સાટોડીનાં મૂળ અને દેવદાર એ સર્વના ચૂર્ણનો લેપ છાશમાં વાટીને બાંધવો. બને તો અંદર ઘઉંનું થુલું કે લીંબડાનાં પાન મેળવવાં.

ઘણી મુદત થયા પછી આનો ઉપાય લાગુ પડતો નથી; તો પણ ઝાડાનો ખુલાસો રહે એવી તજવીજ રાખવી.

**૬. કોશવૃદ્ધિ:**—આમાં કોથળી વધે છે, અને જાડી થાય છે; પણ તેમાં કાંઈ ઈજા થતી નથી. આ કોથળીનો વરમ વધતાં વધતાં તે જમીન સુધી પણ પહોંચે છે. આના ઉપાયને માટે આ નીચે વધરાવળના સામાન્ય ઉપાયો આપેલા છે, તેમાંથી કરવા. આ દરદને અંગ્રેજીમાં 'એલીફંટાયાસીસ' કહે છે.

**વધરાવળના સામાન્ય ઉપાયો:**—૧. એરંડતેલ ઉત્તમ ઉપાય છે. એરંડીઆ તેલમાં દૂધ મેળવી એક માસ સુધી પીવું.

૨. એરંડીયું તેલ, ગુગળ અને ગૌમૂત્રનું લાંબા વખત સુધી સેવન કરવું.

૩. રતાંજલી, જેઠીમધ, કમળ અને વાળો એઓને દુધમાં વાટીને લેપ કરવાથી સોજાની તથા બળતરાની પીડા મટે છે.

૪. રાસ્ના, જેઠીમધ, ગળો, એરંડાનાં મૂળ, ખપાટનાં મૂળ, ગર-

માળો, ગોખરૂ, કડવાં પરવળ અને અરડુસાની છાલનો કવાથ એરંડીયું તેલ નાંખીને પીવો.

૫. તજ તથા સરસવ દાણાનો લેપ માર્યા કરવો.

૬. ઇંદ્રિવરણાના મૂળના ઉકાળામાં એરંડીયું તેલ તથા દુધ નાંખી પીવાથી સર્વ પ્રકારની વધરાવળ મટે છે.

૭. ત્રિફળા તથા ત્રિકટુ (સુંઠ, મરી, પીપર), તેનો કવાથ સીંધાલુણ કે સંચળ નાખીને પીવો.

**સૂચના**—વધરાવળના દરદીએ વાયડા પદાર્થો ખાવા નહિ. ઝાડો નિત્ય સાફ રહે એવી તજવીજ રાખવી. બહુ ગરમ પદાર્થો પણ ખાવા નહિ. રેચ, બસ્તિ (પીચકારી), લોહી કઢાવવું, પરસેવો કાઢવો એટલે બાફ લેવો; રાતા ચોખા, એરંડીયું તેલ, સરગવાની શીંગો તથા પાનનું શાક, સાટોડીનાં પાનનું શાક, હરડે, લસણ, મધ, ઘી, ગરમ કરેલું પાણી, છાશ, એ પથ્ય છે. માંસ, દહીં, અડદ, બગડેલ અન્ન, ભારે અન્ન, વીર્યના વેગનો અટકાવ, ઘોડાની સ્વારી, કસરત, સ્ત્રીસંગ, અતિ ખોરાક, કે ઉપવાસ તેનો ત્યાગ કરવો.




## પ્રકરણ ૪૦ મું.

## વ્રણ.

### વ્રણ, ભગંદર, નાઠીવ્રણ.

ઉપરછલો જખમ હોય તે ચાંદું અથવા ધારૂં કહેવાય છે, પણ જે જખમ ઉંડો ગયો હોય તે વ્રણ કહેવાય છે. આ વ્રણ બે રીતે થાય છે. ૧. અંદરના બિગાડથી પ્રથમ સોજો (ગાંઠ જેવી ચાક

ઘાલે છે તે ) થઈ આવે છે, પછી તે પાકે છે, ફુટે છે, અને અંદરથી પરૂ–પાચ–રસી–નીકળ્યા કરે છે. ૨. બહારથી કાંઇ જખમ વાગવાથી કે દાઝવાથી ઉંડા ઘા જાય છે; તે પાકીને તેમાં પરૂ થાય છે; તેનો પણ ઉપલા વ્રણની પેઠે ઉપાય કરવો પડે છે. અંદરથી થનારાં વ્રણ લોહીબીગાડથી તથા ગરમીના દરદથી થાય છે.

## વ્રણ.

**સમજણ**—વ્રણની કેટલીક જાતો છે. બહુ માંસવાળા તથા બહુ નાડીઓવાળા ભાગમાં જે વ્રણ થાય છે તે બહુ મુશ્કેલીથી મટે છે. સ્ત્રીઓના સ્તનમાં જે વ્રણ થાય છે તે ઘણું કષ્ટસાધ્ય છે. વળી તુરતનું તાજું સાદું વ્રણ જલદી રૂઝાય છે, પણ ઘણા દિવસનું બગડેલું દુષ્ટ વ્રણ રૂઝાતાં બહુ વાર લાગે છે.

**ઉપાય**—૧. વ્રણને વેરી નાખવું, પકાવવું, ફોડવું, પરૂ–પાચ કાઢી નાખવું, અને છેવટ રૂઝવવું, એ વ્રણના અનુક્રમે ઉપાયો છે. એ ક્રિયામાં વિલંબ થવાથી વ્રણનો જખમ ઉંડો જાય છે તથા સડે છે, માટે શરીરના કોઈ ભાગમાં વ્રણ થવાની તૈયારી થઇ કે તેનો તુરત ઉપાય કરવો.

**વેરી નાખવાના ઉપાયો**—૧. શરીરના કોઇ ભાગમાં ગુમડાંની ગાંઠ–ચાક–થાય, તે જો વેરાઇ જાય તો વધારે સારૂં. એકાદ જુલાબ લેવો, ખોરાક સાદો કરી નાખવો, લોહી તપે એવો ગરમ ખોરાક બંધ કરવો અને જ્યાં ગાંઠ કે સોજો થયો હોય તેના ઉપર ગરમ પાણીનો વારવાર શેક કરવો, તેથી કદાચ વેરાઇ જશે. હથેળી તપાવીને સોજા ઉપર વારંવાર સુકી શેક આપવો.

૨. સાટોડી, સરગવાની છાલ, દેવદાર, સુંઠ, સરસવ દાણા, તેની બારીક ભુકી બનાવીને છાશમાં વાટી તેની લુગદી સુકીને પાટો બાંધી

રાખવો બે ચાર દિવસ સુધી રોજ આ લેપ મારવાથી સોજો વેરાઇ જશે

**પકવવાના ઉપાયો**—૧ ઘઉંના લોટની કે ચુલાની પોલ્ટીસ ગરમાગરમ બાંધ્યા કરવી

૨ ઘઉંનો આટો, તલ, અગથી લવણ, એ સર્વને દહીંના પાણીમા કે ખાટી છાશમા વાટીને તેની પોલ્ટીસ મારવી

૩ અળસીનો ભુકો બાફીને તેની પોલ્ટીસ ઉપરાઉપર મારવી

૪ કાંદાને બાફીને તેની પોલ્ટીસ મારવી

૫ ખસખસના ડોડાને પાણીમા ઉકાળીને તેનો વરાળીઓ આફ આપવો

**ફોડવાના ઉપાયો**—૧ સાજીખાર, જવખાર, વગેરે ખાર મુકવાથી પામેલ વ્રણ ફાટે છે

૨ દારૂડીની ડાડલીનો રસ ચોપડવો

૩ નેપાળીનુ મૂળ, ચિત્રમૂળ, થોરનુ દુધ, આકડાનુ દુધ તથા ગોળ, ભીલામા, હીરાકસી તથા સીંધાલુણ, સર્વે વાટીને તેનો લેપ કરવો

૪ શણ મૂળ, સરગવો, તલ, સરસવ એ સર્વેના દાણા, ઘઉંનો આટો તથા અળસીનો ભુકો, સર્વેને પાણીમા કે ખટાઇમા વાટી લેપ કરવો

૫ હાથીદાતનો ભુકો પાણીમા વાટીને પાકેલ વ્રણ ઉપર એક બિંદુ માત્ર મુકી રાખવાથી વ્રણ ફાટે છે

૬ કબુતરની હગાર અથવા ગીધની હગાર, અથવા બન્નેને વાટીને લેપ કરવો

૭ ઉંદરને બાળીને ભસ્મ કરવી, તેમજ થોડી વગર બાળેલ ભુકી લેવી બનેને પાણીમા વાટીને લેપ કરવો

૮ બકરીની લીંડી, કોઇ પણ ખાર તથા રાફડાની માટી, તેનો લેપ મારવો

૯. આ ઉપાયોથી વ્રણ ફુટતાં વાર લાગે તો શસ્ત્રવૈદ પાસે જઇ તાકીદે ફોડાવવું. પાકયા પછી વ્રણ ઘણા દિવસ સુધી ફુટયા વિના રહે તો જખમ ઉંડો જાય છે, પરૂ બગડે છે, અને તે ઝેરની અસર લોહીમાં મળે છે, માટે વ્રણ પાકે કે તેને ફોડવા ફોડા વામાં વિલંબ કરવો નહિ.

**પરૂપાચ કાઢી નાખવાના ઉપાયો–શોધન**—૧. ફોડયા પછી પણ અંદરથી રસી કાઢી નાખવા માટે ફરી પણ ગરમ પાણીનો શેક આપવો, તેમજ અળશીની કે ઘઉંના લોટની પોટલીસો એકાદ દિવસ મારવી; જેથી રસી બધી નીકળી જશે અને વ્રણ ચોખ્ખું થશે.

૨. લીંબડાનાં પાન તથા તલને વાટીને તેમાં મધ મેળવી તેનો લેપ કરવો.

૩. તલ, સીંધાલુણ, જેઠીમધ, લીંબડાનાં પાન, નસોતર, હળદર, દારૂહળદર, ઘઉંનો આટો તથા મધ સર્વેને વાટીને તેનો લેપ મારવો.

૪. તલ, લવણ, હળદર, દારૂહળદર, નસોતર, લીંબડાનાં પાન, ઘી તથા મધ સર્વે વાટીને તેનો લેપ મારવો.

૫. લીંબડાનાં પાન, દાંતીમૂળ, તલ, નસોતર સીંધાલુણ તથા મધ, તેનો લેપ કરવાથી બગડેલ વ્રણ પણ સાફ થાય છે.

૬. શરપંખાને વાટી મધમાં કાલવીને તેનો લેપ કરવો.

૭. સાલ્વિન તથા દુધ તેનો કલ્ક કરીને લેપ કરવાથી દુષ્ટ વ્રણ પણ સારૂ થાય છે.

૮. પંચવલ્કલનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરીને વ્રણમાં ભરવું.

૯. લીંબડાનાં પાન, ઘી, તથા મધનો લેપ મારવો.

૧૦. દારૂહળદર તથા મહુડાનાં ફળને વાટીને તેનો લેપ મારવો.

૧૧. તલને વાટીને તેનો લેપ કરવો.

આ બધા લેપ વ્રણના ઉપર કરવા, એટલુંજ નહિ પણ જખ-

મના મોંમાં પણ ભરવા, અથવા ચોખ્ખા ધોળા મલમલના કકડાને કે લીંટને તે લેપોમાં મેળવી વાટ બનાવીને વ્રણના ઉંડા જખમ સુધી ઉતારવી.

૧૨. વળી જ્યાંસુધી આ શોધનના ઉપાયો ચાલે ત્યાંસુધી વ્રણને રોજ રોજ ગરમ પાણીથી ધોઇ સાફ કરવું, તેમજ ધોવા માટે નીચેના ઉપાયો પણ કરવા.

**વ્રણ ધોવાના ઉપાયો**—૧. પંચવલ્કલનો ઉકાળો કરીને તે પાણીથી વ્રણ ધોવું.

૨. દારૂહળદરનો ઉકાળો કરીને તેનાથી ધોવું.

૩. લીંબડાનાં પાન ઉકાળીને તે પાણીથી વ્રણ ધોવું.

૪. ધમાસાને ઉકાળીને તેના પાણીથી વ્રણ ધોવું.

૫. કારબોલિક લોશન ( ૧ ભાગ કારબોલિક એસીડ અને ૨૦ થી ૩૦ ભાગ પાણી ) તે પાણીથી વ્રણ ધોવું.

૬. ૧ ભાગ રસકપુર અને ૨૦૦૦ બે હજાર ભાગ પાણી–તે પાણીથી વ્રણ ધોવું તથા તે પાણીનું પોતું પણ કેટલીકવાર સુધી વ્રણ ઉપર મુકી રાખવું, તેથી વ્રણ બહુજ સાફ થાય છે ને રૂઝ પણ આવી જાય છે.

૭. મોરથુથાના પાણીથી વ્રણ ધોવું. બળે તો પાણી વધારે ઉમેરવું તથા વ્રણને પણ બીજા પાણીથી ધોઇ નાખવાથી બળતરા ઓછી થશે. ધોવામાં મોરથુથુ તો. ૦। તથા પાણી ૧૦ તોલા.

૮. લીંબડાનાં પાન, ગરમાળો, જુઇનાં પાન, સાલ્વિન, કરેણનાં પાન કે મૂળ, એ દરેકને ગોમૂત્રમાં વાટીને લેપ કે ઉકાળીને કરેલ પાણીથી ધોવામાં આવે અથવા આ એક એક વસ્તુના ઉકાળાથી ધોવામાં આવે તો વ્રણનો સડો તથા અંદરના બારીક તંતુ મરીને વ્રણમાં રૂઝ આવે છે.

૯. ત્રિફલાના ઉકાળાના પાણીથી વ્રણ ધોવું.

**વ્રણ રૂઝવવાના ઉપાયો**—૧. ઉપર ધોવાના ઉપાયો આપ્યા છે તે રૂઝવવાનું પણ કામ કરે છે.

૨. કરંજ (કણઝી), અરીઠા અને નગોડનાં પાનનો રસ વ્રણમાં ભરવાથી વ્રણનાં જંતુનો નાશ કરે છે.

૩. લસણને વાટીને તેનો લેપ મારવો.

૪. લીંમડાનાં પાન, વજ, હિંગ, ઘી, લસણ, સીંધાલુણ, સર્વે મેળવીને તેની ધુમાડી વ્રણને દેવી; તેથી વ્રણની અંદર થતી ચેળ તથા દરદ મટીને રૂઝ આવે.

૫. શેશગુંદરની પટી મારવી અથવા નરમ ડામરની પટી મારવી.

૬. કાસાંજણ કે ગેરૂની બારીક ભુકી વ્રણમાં દાબવી.

૭. મોરથુથુ, ગોપીચંદ તથા ગેરૂ, તેની ભુકી કરીને દાબવી. મોરથુથુ ઘણું થોડું લેવું. ગોપીચંદન ન મળે તો ગેરૂ, મોરથુથુ તથા કાથાની ભુકી બનાવી દાબવી.

૮. કાથો તથા શંખજીરૂ તેની ભુકી દાબવી.

૯. હીંગળો તથા કાથો, સમભાગ મેળવીને તેની ભુકી દાબવી.

૧૦ ઓદારમાં ઘી મેળવીને તે ચોપડવું.

૧૧. ગળી ૧ ભાગ અને સાદો મલમ ૮ ભાગ—તેનો મલમ ચોપડવો.

૧૨. કળીચુનાનું નીતરેલું પાણી એક શીશામાં ભરી રાખવું. તે પાણીનાં માત્ર પોતાં મુકયા કરવાથી ગમે એવું દુષ્ટ વ્રણ હશે તે રૂઝાશે.

૧૩. લીંબડાનાં પાન બાળીને તેની રાખમાં સરસીઉં તેલ કે કણઝીનું તેલ મેળવીને ચોપડવું.

૧૪. જુના જોડાના ચામડાને બાળી તેની રાખ, કોડીઓ લોબાન તથા કપુર સમાન ભાગે મેળવીને તેની ભુકી લગાડવી.

૧૫. કાથો તથા મુડદારસીંગ સોવાર ધોયેલ ઘીમાં મેળવીને લગાડવું.

૧૬. જુનો ગોળ દેવતા ઉપર ગરમ કરીને તેની પટી બનાવી વ્રણ ઉપર બાંધવી. તેથી વ્રણ ચાર દહાડામાં રૂઝ આવે.

૧૭. કીડામારીનો રસ ચોપડવો; તેનાં પાન વાટીને લુગદી બાંધવી, તેથી વ્રણમાં પડેલા જીવ મરી જાય.

૧૮. વ્રણમાં જીવ પડયા હોય તો વ્રણના મોં ઉપર ખાંડ ભભરાવવી; એટલે જીવડા ખાંડ ખાવા ઉપર આવે, તેના ઉપર કપુરની ભુકી ભભરાવવી એટલે કપુરની વાસથી જીવડા મરી જશે અથવા મુડદાલ બની ખરી પડશે, અગર ચીમટાવડે કાઢી લેવા.

**ખાવાના ઉપાયો**:—શરીરનું લોહી સુધરવાથી વ્રણ જલદી રૂઝાય, માટે લોહી સુધારવાના ઉપાયો કરવા—સહેલા ઉપાયો નીચે પ્રમાણે છે —

૧. ત્રિફલા ચૂર્ણ તથા ગુગળ સમાન ભાગે તેની ગોળી બનાવીને ચણીબોર જેવડી બબે ત્રણ ત્રણ ગોળી ખાવી.

૨. ત્રિફલા તથા કરીયાતુ તેનો ઉકાળો પીવો.

૩. ગળોનો ઉકાળો મધ નાખીને પીવો.

૪. ત્રિફલા ચૂર્ણ તથા વાવડીંગનો કવાથ ગુગળ નાખીને પીવો. ગુગળનુ પ્રમાણ ૨ થી ૪ વાલ.

૫. ત્રિફલા ચૂર્ણ તો. ૩, પીપર તો. ૧, અને ગુગળ તો. ૫ તેનું ચૂર્ણ ઘીમાં ઘુટીને બબે આનીભારની ગોળીઓ કરવી. તે ગોળીઓ રોજ સવાર સાંજ ખાવી.

આ સિવાય વૈદ્યની કે ડાકટરની સલાહથી ત્રિફલા ગુગળ, મંજીષ્ઠાદિ કવાથ, કિશોર ગુગળ, અમૃતા ગુગળ, કૉડાલબ્હર, વગેરેનું સેવન કરવાથી લોહી જલદી સુધરે છે.

**સૂચના**—વ્રણવાળાએ ખોરાક સારો ખાવો. બગડેલો, વાસી

ખોરાક ખાવો નહિ. દુધ, ઘી, વગેરે પુષ્ટીકારક ખોરાક ખાવો. પાચનશક્તિ સારી હોય તો ઘઉંના લોટનો શીરો ખાવો. લોહીને તપાવે એવો ગરમ ખોરાક બંધ રાખવો; તેમજ બહુ ચાલવું, કસરત, શરીર શ્રમ, સ્ત્રી સંબંધ, સર્વે બંધ રાખવાં.

## ભગંદર.

સમજણ—ભગંદરને અંગ્રેજીમાં 'ફીસ્ચુલા' કહે છે. ભગંદર કોથળી તથા ગુદાની વચ્ચેના માર્ગમાં–કાછામાં થાય છે. ગુદાની બાજુમાં તથા પાછળ પણ થાય છે, તે નાડી–વ્રણ કહેવાય. લોકો તેને પણ ભગંદર કહે છે. ભગંદર એ એક પ્રકારનું વ્રણ જ છે, પણ તે વધારે કષ્ટસાધ્ય છે. વિશેષ કરીને ગરમીના દરદવાળાઓને ભગંદર થાય છે. ભગંદરનો ઉપચાર વ્રણ પ્રમાણે જ કરવાનો છે; બહુ તફાવત નથી. પણ વ્રણ જેટલી સહેલથી મટી શકે એટલી સહેલથી ભગંદર મટે નહિ. શસ્ત્રક્રિયા (ઓપરેશન) વડે કાપી કાઢવાથી જલદી મટે છે; પણ જો જરા ખામી રહી જાય છે તો ફરી ભરાય છે. બહારના બીજા ઉપચારોથી તથા લોહી સુધારવાની દવાથી પણ મટી શકે, પણ બહુ મુદત લાગે.

ઉપાય—૧. વ્રણ પ્રમાણે પકવવાના, ફોડવાના તથા રૂઝાવવાના ઉપાયો કરવા.

૨. ઝાડા પેસાબનો ખુલાસો રહે એવી જરૂર તજવીજ રાખવી.

૩. ભગંદરની જગ્યા ઉપર ફોડલી થાય કે તરતજ ખોરાકમાં ફેરફાર કરવો, એટલે તદ્દન સાત્વિક, સાદો અને તાજો ખોરાક લેવો. દોષનું શોધન થાય એવા ઉપચાર કરવા કે જેથી ફોડલી પાકે નહિ; પાકે તો શસ્ત્રથી ભગંદર કપાવી કાઢવું; અથવા વ્રણમાં આપેલા ફોડવાના ઉપાયો કરવા.

૪. ફોડલી પાકી ન હોય ત્યાં સુધી તેની શાંતિના-ઉપચાર

માટે વડનાં પાન, ઈંટનો ભૂકો, સુંઠ, ગળો અને સાટોડીનું મૂળ આ સર્વને એકઠાં કરી વાટીને લેપ કરવો.

૫. ફોડલી પાકીને ફાટી જાય ત્યાર પછી વિશેષ ફાડવાની ક્રિયા કરવી, અને સર્વ બગાડ નિકળી ગયા પછી જખમ રૂઝાવવાના ઉપાયો કરવા.

૬. પકવવાને માટે ઘઉંની કે અળસીની પોટીસ ઉની ઉની વારંવાર મારવી, અથવા સુંઠ, સરસવ, સાટોડીનાં મૂળ, સરગવાના મૂળની છાલ. અને દેવદાર, આ પાંચેનું ચૂર્ણ કરી છાશમાં વાટી દિવસમાં હયેળી જેવો જાડો લેપ કરવાથી ભગંદરની ફોડલી ફૂટી જશે.

૭. ચમેલીનાં પાન, વડનાં પાન, ગળો, સુંઠ અને સીંધવ તેઓને ખાટી છાશમાં વાટીને ભગંદર ઉપર લેપ કરવાથી વ્રણ રૂઝાય છે.

૮. નસોતર, તલ, નેપાળાનાં મૂળ, મજીઠ અને સીંધવ તેઓને વાટી ઘી તથા મધમાં મેળવી ભગંદર ઉપર લેપ મારવો.

૯. લોહીવાળા અને વેદનાવાળા ભગંદર ઉપર તલ, લીંબડાનાં પાન અને જેઠીમધ દુધમાં વાટીને લેપ કરવો.

૧૦. દારૂહળદરના ચૂર્ણને થોર અને આકડાના દુધમાં ઘુંટીને તેની વાટ બનાવી ભગંદરના છીદ્રમાં ઉતારવી અથવા લેપ કરવો.

૧૧. કંટાળાથોરનું દૂધ ભગંદરના વ્રણ ઉપર મૂકવું,

૧૨. માણસનાં હાડકાંને પાણીમાં વાટી તેનો લેપ કરવો અને છીદ્રમાં જાય તેમ કરવું.

૧૩. પારસપીંપળાનાં ફળનો રસ અંદર મૂકવાથી ફાયદો થાય છે.

૧૪. હળદર, આકડાનું છીર, સીંધાલુણ, ગુગળ, કરેણનાં મૂળ, અને ઈંદ્રજવ, દરેક તો. ૧ લઈ તેની ભુકી બનાવી પાણીમાં વાટીને ચટણી કરવી. તેમાં તેલ તોલા ૫, અને પાણી શેર અરધો મેળવીને તે સર્વને ઉકાળવું. જ્યારે પાણી બળી જઈ તેલ બાકી રહે તે ભગંદરના જખમમાં મુકવાથી રૂઝ આવે.

૧૫. હરડે, બેડાં, આંબળાં, ગુગળ અને વાવડીંગ તેનો ક્વાથ કરીને પીવો અને પીવામાં ખેરસાર મેળવેલું પાણી વાપરવું.

૧૬. હરડે, બેડાં અને આંબળાં દરેક તો. ૧, પીપર તો. ૧ અને ગુગળ તો. ૫ આ સર્વેનું ચૂર્ણ કરી પાણીમાં લઢી બે બે આનીભારની ગોળીઓ કરી રોજ સવાર સાંજ બે બે ગોળી ખાવી.

૧૭. ત્રિફલાનું સેવન નિત્ય કરવું, તેથી ભગંદરનું જોર ઘણું ઓછું થાય છે.

*સૂચના*—ભગંદર મટયા પછી પણ એક વર્ષ સુધી કસરત, સ્ત્રી સંબંધ, ઘોડાની સ્વારી અને ભારે અન્નપાનનો ત્યાગ કરવો; મરચાં, અથાણાં અને લોહી તપાવનારા ગરમ મશાલા ખાવા નહિ. જેમ સાદો ને સાત્વિક ખોરાક તેમ ભગંદર ઓછું જોર કરે છે. લોહી સુધારા ઉપર અને ખોરાકની જાત ઉપર મોટો આધાર રાખવો. *જેઓ આ વાત સમજતા નથી તેઓ ભગંદરથી બહુ હેરાન થાય છે,* અને ભગંદર વારંવાર ફુટે છે અને ભરાય છે.

## નાસૂર.

**સમજણ**—નાડીવ્રણને નાસૂર કહે છે. ગુદાની બાજુમાં તેમજ ગુદાની પાછળ પીઠ તરફ જે ભગંદર જેવું વ્રણ પડે છે તે, તેમજ આંખ, નાક, દાંત વગેરેમાં પણ સોજો આવીને તેમાં વ્રણ પડી સોયની અણી જેવું છિદ્ર થાય છે, અને તે છિદ્રમાંથી પરૂ કે પાણી સરખી રસી આવે છે; વારંવાર ઉપરથી મો બંધ પડીને રૂઝાયા જેવું લાગે છે, અને ફરી ભરાઈને ફુટે છે. આ નાડીવ્રણ પણ વ્રણ તથા *ભગંદરની જ જાત છે,* અને સર્વે ઉપાયો વ્રણ તથા ભગંદરના જેવાજ કરવા. અગ્રેજીમાં આ દરદને 'સાઇનિસ' કહે છે.

**ઉપાય**—૧. શસ્ત્રક્રિયાથી નાસુર કપાવીને અથવા વ્રણમાં કહેલાં ઓષધો વડે પકાવી તથા ફોડીને, અથવા મોઢું મોટું કરાવીને પછી

અંદરથી દોષ-પરૂપાચ કાઢવા સારૂ વ્રણમાં કહેલા શોધન તથા વ્રણ રોપણ ઉપાયો કરવા.

૨. હળદર, રતાંજલી, અને લીંબડાની અંતરછાલના કવાથના પાણીથી વ્રણને ધોવું.

૩. કરંજ, લીંબડો, ચમેલી, આકડો અને પીલુડીનાં પાનના રસથી અથવા કવાથથી વ્રણને ધોવું.

૪. લીંબડાની અતરછાલ, અને કડવાં પટોળના ઊકાળાથી અથવા આસુંદરાની છાલના ઊકાળાથી વ્રણને ધોઈને સાફ રાખવું.

૫. તલ, નેપાળાનાં મુળ અને મજીઠના ચૂર્ણને પાણીમાં વાટી નાસુર ઉપર લેપ મારવો.

૬. લીંબડાનાં પાનને મધ તથા ઘીમાં વાટીને લેપ કરવો.

૭. તલને વાટીને તેનો લેપ કરવો.

૮. સીંધાલુણને મધમાં વાટી તેમાં સુતરની વાટ બોળી વ્રણમાં મૂકવાથી ફાયદો થાય છે.

૯. ગરમાળો, હળદર અને નસોતરનું ચૂર્ણ કરી ઘી તથા મધમાં વાટી તેમાં સુતરની વાટ બોળીને વ્રણમા મૂકવી.

૧૦ કપુરાનું ચૂર્ણ અને સીંદુર તેને પાણીમાં લઢીને પછી પાણી અને સરસીયું તેલ મેળવી પકાવવું. જ્યારે પાણી બળી જઈ તેલ બાકી રહે ત્યારે તે તેલનું પોતું નાસુર ઉપર મૂકવું, તેમજ જખમમાં ઉતારવું.

૧૧. પારેવાની હગારનો લેપ કરવાથી નાસુર ફાટે.

૧૨. જવખાર, સાજીખાર અને ટંકણખાર વગેરે ખારો મુકવાથી નાસુર ફાટે અથવા મો મોટું થાય.

૧૩. લસણને વાટીને તેનો લેપ કરવાથી વ્રણના જંતુઓ નાશ પામે છે.

૧૪. કુકડીનાં પીછાંની રાખ અથવા મસુરની દાળને બાળી તેની રાખ જખમ ઉપર દબાવવી.

૧૫. લોહી સુધારવા માટે ખાવાના ઉપાયો વણ પ્રમાણે કરવા.

**સૂચના**—વણ પ્રમાણે.

## પ્રકરણ ૪૧ મું.

## પરચુરણ દરદો.

### હેડકી.

**સમજણ**:—ગરમ, ભારે, કબજીયત કરનારૂં, લુખું, અને શરદી કરનારૂં ભોજન કરવાથી, ઠંડું પાણી પીવાથી, ટાઢું અન્ન ખાવાથી, ઠંડા પાણીમાં સ્નાન કરવાથી, ધુળ અને ધુમાડો નાકમાં જવાથી, વગેરે કારણોથી હેડકી થાય છે. આ કોઇ ખાસ દરદ નથી, પણ વાયુ ઉંચો ચડવાથી હેડકી આવે છે, અને અધોવાયુ રોકાવાથી તથા મળનો કબજો થવાથી હેડકી થવાનો સંભવ છે. અંગ્રેજીમાં આ દરદને ' હિકપ ' કહે છે.

**ઉપાય**:—૧. પ્રથમ શરીરે તેલ ચોળાવીને ઉપરથી શેક કરવો. ઉલટી થાય અને ઝાડો સાફ આવે તેવી દવા આપવી. શ્વાસને થોડીવાર રોકી રાખવાથી અને શરીર ઉપર ઠંડું પાણી રેડવાથી પણ હેડકી શાંત થાય છે.

૨. બકરીના દુધમાં સુંઠ નાંખી તે દુધને ઊકાળીને પીવાથી હેડકી બંધ થાય છે.

૩. જેરાનો રસ મધ તથા સંચળ નાંખીને પીવો.

૪. નગોડનાં બી અને પીપરનો ક્વાથ શેકેલ હીંગ નાંખીને પીવો.

૫. અસેળીયાનાં બીને આઠગણાં પાણીમાં ઉકાળવાં. બી કુણાં પડી જાય ત્યારે તે પાણી ગાળીને પીવું.

૬. જેઠીમધનું ચૂર્ણ મધ સાથે ચાટવું.

૭. લસણ ઘી મેળવીને ખાવું.

૮. ધમાસાનો ક્વાથ મધ મેળવીને પીવો.

૯. આંબળાં, પીપર અને સુંઠનો ઉકાળો મધ નાંખીને પીવો.

૧૦. જો આંતરડામાં મળ ભરાવાને લીધે હેડકી આવતી હોય તો કડુના ઉકાળામાં પીપર નાખીને પીવાથી આંતરડાં સાફ થઈ હેડકી બેસી જાય છે.

૧૧. આદુ મોઢામાં રાખી તેનો રસ ઉતારવો.

૧૨. ભય બતાવવાથી અથવા મનને અકસ્માત્ બીજા વિચારમાં લગાડવાથી કે આશ્ચર્યકારક વાત સંભળાવવાથી હેડકી બંધ પડી જાય છે.

૧૩. હીંગ તથા અડદની ભૂકી અંગારા ઉપર નાંખી ધુમાડી લેવી.

૧૪. જેઠીમધનું ચૂર્ણ મધ નાંખીને સુંઘવું.

૧૫. પીપરનું ચૂર્ણ સાકર સાથે મેળવી તે સુંઘવું.

૧૬. દર્ભનો ધુમાડો ગળામાં લેવો.

## લુ લાગવી.

**સમજણઃ**—સખ્ત તડકામાં ફરવાથી લુ લાગે છે, એ વાત સર્વ કોઈ જાણે છે. લુ લાગવાથી શરીરમાં બળતરા, તરસ, માથામાં ચકરી તથા છેવટ બેશુદ્ધિ થઈ આવે છે. સખ્ત તાવ ચડી આવે છે. આ દરદને અંગ્રેજીમાં 'સન સ્ટ્રોક' કહે છે.

ઉપાયઃ—૧. મધુર રસ તથા પિત્તને શાંત કરનારી વસ્તુ-આપવી.

૨. માથા ઉપર અથવા છાતી ઉપર સહન થઇ શકે તે પ્રમાણે ઠંડું પાણી અથવા બરફ મૂકવું.

૩. બહુફળી તેમજ તકમરીયાંનો હુઆબ આપવો.

૪. ગરમાળાનો ગોળ પાવો, તેથી ઝાડાનો ખુલાસો થશે.

૫. કાચી કેરીમાં ગોળ અથવા ખાંડ મેળવીને ખાવી.

૬. આંબલી અથવા લીંબુનું સરબત પીવું.

૭. ધાણા પલાળી તે પાણી સાકર નાંખીને પીવું.

૮. માખણ અથવા ઘીમાં કાળાં મરીની ભુકી નાખીને કાંસાની વાટકીથી હાથ પગનાં તળીયાં ઘસવાં.

૯. મધ તથા પાણી મેળવીને શરબત કરી પીવું.

**સૂચના**—આ બધા સામાન્ય લૂ લાગવાના ઉપાયો છે. સખ્ત હુમલો થાય છે ત્યારે દરદી બેભાન બને છે, અને માથે ગરમી ચડી જવાથી સખ્ત તાવ પણ ચડી આવે છે, ત્યારે અનુભવી વૈદ્યની કે ડાકટરની સલાહ લઇ ઉપાય કરવો. લૂ લાગનારને ગરમ ખોરાક કાંઇ આપવો નહિ. ચોખા, દુધ, સાકર અથવા કાંજી આપવી.

## પાઠું.

**સમજણઃ**—પીઠમાં એક ગંભીર વ્રણ થાય છે, તે પાઠું કહેવાય છે. અંગ્રેજીમાં તેને ' કારબંકલ ' કહે છે. ઘણું કરીને મધુપ્રમેહના દોષવાળાને આ દરદ થાય છે. પાઠું ફુટે છે તે પછી તેમાં છિદ્રો પડે છે; છિદ્રોમાંથી પરૂ નીકળે છે, તેમ છતાં પાઠું પથ્થર જેવું સખ્ત રહે છે. કેટલાક સમયે છિદ્રોવાળું માંસ સડીને નીકળવા માંડે છે, અને પાઠાનો ખાડો મોટો થવા લાગે છે. બરડાની કરોડમાં, ગરદનની બોચી ઉપર, ખભા ઉપર અને કુલાની વચ્ચેના હાડકા ઉપર પાઠું થાય છે. કોઇવાર આવુંજ વ્રણ બીજાં અંગો ઉપર પણ થાય છે.

ઉપાયઃ—૧. પ્રથમ જુલાબ લઇ પેટ સાફ કરવુ. સાથે તાવ હોય તો તાવની દવા લેવી. બળતરા તથા દુઃખાવાના ઉપાયો કરવા. ગુલાબજળનાં, કપુરનાં, પાણીનાં, કે સુખડનાં પોતાં મૂકવાં; તેથી બળતરાની શાંતિ થાય.

૨. સોજો દેખાય કે તે ઉપર અફીણ ચોપડવું, ધતુરાનાં પાન વાટીને બાંધવાં કે શેશગુંદરની પટ્ટી મારવી.

૩. પકાવવા માટે ઘઉંના લોટની કે અળસીની પોટીસ મારવી.

૪. કુવાડીયાનાં પાન વાટીને બાંધવાં.

૫. બાવળ અને બોરડીનાં કુણાં પાન વાટી તેનો લેપ કરવો.

૬. લીંમડાનાં પાન વાટી પાઠા ઉપર લાગલાગટ સાત દિવસ સુધી બાંધવાથી પાઠું બેશી જાય છે અને જુનું હોય તો પાકે છે.

૭. પીપરની વડવાઇને ઉકાળી તે પાણીથી ફાટેલું પાઠું કે ગુમડું ધોવું, અને તેનીજ લુગદી પાઠા ઉપર બાંધવી, તેથી રૂઝ આવી જશે.

૮. સીંદુર, રાળ, કપુર, કાથો, દરેક સરખે વજને લઈ ગાયના ઘીમાં કાંસાના વાસણમાં ઘુંટીને લગાડવાથી સારો ફાયદો થાય છે.

આ સિવાય વ્રણને રૂઝવવાના ઉપાયો પણ કામમાં લેવા.

**ખાવાની દવાઃ—**

૯. હરડે, બેડાં, આંબળાં અને કરિયાતું તેનો ઉકાળો અથવા ચૂર્ણ લેવું.

૧૦. ગળોના ઉકાળામાં ત્રિફલા તથા ગુગળની ભુકી નાંખીને બેવાર પીવી; તેથી લોહી સુધરે છે.

**સૂચના**—સાકર કે ખાંડ કે મિષ્ટાન્ન ખાવાનું બંધ કરવું. દુધનું સારી રીતે સેવન કરવું. બીજો ખોરાક તાજો ને પચવામાં હલકો ખાવો. ગરમ ચીજો બંધ કરવી.

## ગ્રંથિ—ગાંઠ.

સમજણ—શરીરમાં ગાંઠો ઘણી જાતની થાય છે. રસોળી, અર્બુદ, વિદ્રધિ, ગલગંડ, પ્લેગની ગાંઠ, બાંગલાઈની ગાંઠ, વગેરે. વળી ઉપદંશવાળા કેટલાક દરદીઓના શરીરમાં માંસમય ગાંઠો બાઝી જાય છે, અને કેટલીક વાર તે ગાંઠો ફુટીને ચાંદાં પડે છે. અગ્રેજીમાં ગાંઠને 'ટ્યૂમર' કહે છે. આવી ગાંઠો શરીરની બહાર થાય છે તેમજ શરીરની અંદર-પેટના અંદરના પડમાં-પણ થાય છે. તેનો મુખ્ય ઉપાય શસ્ત્રક્રિયાનો છે. તોપણ અહીં થોડા સામાન્ય ઉપાયો આપેલા છે.

ઘણું કરીને ગાંઠો લોહી બગડવાથી અને શરીરના જુદા જુદા પ્રકારના વિકારોથી થાય છે, તેથી તેના શોધનના ઉપાયો કરવા.

ઉપાયો—૧. સરગવાના મૂળની છાલ, સાટોડીનું મૂળ, સુંઠ, સરસવ, આ સર્વેનું ચૂર્ણ કરી ખાટી છાશમાં વાટીને તેનો ગાંઠ ઉપર લેપ કરવો. ઘણી મુદ્દત લેપ કરવાથી ગાંઠ જરા જરા વેરાઈ જાય છે અથવા પાકનારી હોય તો પાકે છે.

૨. વડ, પીંપર, પીંપળો, અને ઉમરો, તેની છાલના ચૂર્ણને સરગવાની છાલના ઉકાળામાં વાટી ગરમ કરી ગાંઠ ઉપર ચોપડવુ.

૩. વાળો, રતાંજલી, જેઠીમધ તથા આસંધ તેને દુધમાં વાટીને લેપ કરવો.

૪. ઇંટનો ભૂકો, રેતી, લોઢાના કાટોડા, ગાયનું છાણ, એ સર્વેને ગોમૂત્ર સાથે મેળવી જરી ગરમ કરી લગાડવું.

૫. રાતા એરંડાના મૂળને વાટી તેમાં તેલ તથા ઘી મેળવી ગરમી કરીને પોટીસની પેઠે બાંધવું.

૬. કાંચનાર વૃક્ષનાં મૂળની છાલનો ઉકાળો ગુગળ નાખીને ઘણા માસ સુધી પીવો.

૭. સરગવાનાં મુળની છાલનો ઉકાળો મધ તથા શેકેલ હિંગ નાખીને પીવાથી પેટની અંદરની વિદ્રધિ મટે. ઘણા દિવસ પીવાથી મટે.

## રસોળી.

**સમજણ**—આ નામની ગાંઠ થાય છે તેમાં ચરબી સરખો રસ ભરાય છે. તે દરદ કરતી નથી. વધીને કેટલીક વાર મોટા નાળીયેર જેવડી થાય છે તોપણ તે દરદ કરતી નથી. પાકતી પણ નથી. બહારના ઉપાયથી કે ખાવાની દવાથી તે મટતી નથી. તેને માટે શસ્ત્રક્રિયા જ કામની છે. છતાં આરંભમાં તેના દોષને અટકાવવા નીચેના ઉપાયો કરવા.

**પાય**—૧. શરૂઆતમાં ડાંભ દેવાથી અથવા ત્રોફાવાથી ફાયદો થાય છે.

૨. પાકેલી કેરીની ગોટલી પાણીમાં ઘસીને લગાડવી.

૩. વદાર, મનસીલ અને ઉપલેટ સમભાગે લઈ પાણીમાં વાટી ગરમ કરીને લેપ કરવો.

૪. કેરડાનાં કુંપળ તથા મીઠું વાટીને લેપ કરવો.

૫. પાપડખાર, સાજીખાર અને ચુનો આ સર્વેને સાથે મેળવીને લેપ કરવો.

૬. સરગવાના મૂળની છાલ, દેવદાર, સાટોડી, સરસવ અને દેવદારને છાશમા વાટીને લેપ કરવો.

## અર્બુદ.

**સમજણ**—આ દરદને અંગ્રેજીમાં ' કેન્સર ' કહે છે. તે ઘણું ભયંકર દરદ છે. સખ્ત પથ્થર જેવું ગડ થાય છે, ઘણા લાંબા સમયે પાકે છે, અને પાકયા પછી કોઈ દવાથી રૂઝાતું નથી. માંસાહારી ને વિશેષ થાય છે. માંસ બગડવાથી આ દરદ થાય છે.

**ઉપાય**—૧. સાધારણ ઉપાયોથી આ દરદ મટતું નથી. ડાક્ટરો તો તેને માટે સારી આશા આપતા નથી અને 'ઓપરેશન' એજ તેનો ઉપાય છે, એમ કહે છે. પણ જો ગાંઠ થવા લાગે કે લોહી સુધારવાના ચાંપતા ઉપાયો લેવામાં આવે તો અટકે ને મટે.

૨. વાવડીંગનાં બીજ તથા જેઠીમધ સમાન ભાગે લઈ તેનું ચૂર્ણ નિત્ય સવારમાં પાવલીભારથી અરધા તોલાભાર પાણીમાં કે ગળોના ઉકાળામાં પીવું. ખોરાકમાં ફક્ત મગની દાળ, ચોખા તથા ઘી ખાવાં. બે ત્રણ માસ સુધી આ ઔષધ તથા ખોરાક રહે તો તરતનું અર્બુદ સુકાઇ જાય.

૩, ત્રિફલા તથા ગુગળ તેને સમાન ભાગે મેળવીને ગળોના ઉકાળામાં ઘુંટી તેની ગોળી બનાવવી અને તે ગોળીઓ ટકે પાવલી-ભારથી અરધાભાર ખાવી અને બહુજ સાદો ખોરાક લેવો.

૪. આ સિવાય મોટા પ્રયોગો છે, તે અનુભવી વૈદ્યની સલાહ નીચે કરવા.

## બાંબલાઈ.

**સમજણ**—કાખની અંદર જે ગડ થાય છે, તેને બાંબલાઇ કહે છે. તેના ઉપર ગ્રંથિ–ગાંઠના ઉપાયો કરવા. તે સિવાય નીચેના ઉપાયો કરવા.

**ઉપાય**—૧. અફીણના ડોડવાનો ગરમ પાણીથી શેક કરવો.

૨. અળસીની કે ઘઉંના લોટની પોલ્ટીસ મારી પકાવવી.

૩. પાક્યા પછી ફોડી બગાડ કાઢી નાખવો. ફુટયા પછી પણ ઘઉંના લોટની પોલ્ટીસ એકાદ દિવસ મારવી.

૪. બગાડ નીકળી ગયા પછી વ્રણ–ઘારાંને રૂઝવવાના સર્વે ઉપાયો કરવા.

૫. બાંબલાઇ બહુ દિવસ ચાલે છે, અને કેટલાકને ઉપરાઉપર થાય છે; માટે લોહી સુધારવાની દવા ખાવી.

૬. ત્રિફલા ચૂર્ણ રોજ બે ટંક પાવલી પાવલીભાર ખાવું. ત્રિફલા ચૂર્ણ સાથે અકેક બબે વાલ ગુગળ મેળવવાથી વધારે ફાયદો કરે.

૭. મજીઠનો ઉકાળો લીંડીપીપરની ભુકી તથા ગુગળ મેળવીને પીવો; તેથી લોહી સુધરે.

૮. ચોપચીનીનું ચૂર્ણ થોડા દિવસ ખાવું.

## હાથીપગું.

**સમજણઃ**—જે દેશોમાં ઘણું જુનું પાણી ભરાઇ રહેતું હોય અને સઘળી ૠતુઓમાં ઠંડી વધુ રહેતી હોય, તે દેશોમાં આ રોગ વિશેષ થાય છે.

આ એક કફ એટલે મેદ અથવા ચરબી વધવાથી થએલો રોગ છે.

પગ સુજીને થાંભલા જેવા અથવા હાથીના પગ જેવા થાય છે, તે તેનું ખાસ લક્ષણ છે. આ રોગ હાથ, કાન, નાક, આંખ, હોઠ તથા લિંગમાં પણ થતો જોવામાં આવે છે. વિશેષ કરીને પગના રોગવાળા કેસો જોવામાં આવે છે. અંગ્રેજીમાં આ દરદને 'એલીફેન્ટાયાસીસ' કહે છે.

**ઉપાયઃ**—૧. લાંઘણ કરાવવી અથવા ખોરાક ઓછો અને હલકો આપવો. પરસેવો આવે તેવા ઉપાયો કરવા અને લોહી કઢાવવું, અને સારી રીતે ઝાડાનો ખુલાસો રહે તેમ કરવું.

૨. હરડેને એરંડ તેલમાં તળીને તેનું ચૂર્ણ ગોમૂત્ર સાથે ખાવું.

૩. ખાખરાના મૂળના ઉકાળામાં સરસવનું તેલ મેળવીને પીવું.

૪. હળદર તો. ॥, ગોળ તો. ।, અને ગોમૂત્ર તો. ૧, મેળવી પીવું.

૫. નાગરવેલના પાનના રસમાં સીંધાલુણ મેળવી ગરમ પાણી મેળવીને પીવું.

૬. સાટોડીનાં મૂળ, હરડે, બેડાં, આમળાં અને પીપરનું ચૂર્ણ મધમાં મેળવી ચાટવું.

૭. સરગવાની છાલનો ઉકાળો ગૌમૂત્ર મેળવીને પીવો.

ઉપરના ખાવાના ઉપાયો લાંબા વખત સુધી કરવાથી આ રોગ મટે છે.

૮. સરસવ, સરગવાનું મૂળ, દેવદાર, સુંઠ તથા સાટોડીના ચૂર્ણને ગાયના મૂત્રમાં વાટી લેપ કરવો.

૯. આવળનાં પાન બાફીને બાંધવાં.

૧૦. સાટોડી, સુંઠ તથા સરસવને છાશમાં વાટી જાડો લેપ કરવો.

૧૧. ધંતુરો, એરંડમૂળ, નગોડ, સાટોડીનાં મૂળ, સરગવાની છાલ અને સરસવના ચૂર્ણને પાણીમાં વાટીને લેપ કરવો.

આ ઉપર બતાવેલા બધા લેપો હથેલી જેવા જાડા કરીને લેપ મારીને ઉપર પાટો બાંધવો.

**સુચના:—**મેદ રોગમાં બતાવેલી સર્વ સુચનાઓ ધ્યાનમાં રાખવી.

## રાફી.

**સમજણ—**પગમાં કાંઈ વાગવાથી કે ઇજા થવાથી તેમાં પાક થઇને છિદ્ર પડે છે. છિદ્ર વધતાં જાય છે. જેવી રીતે જમીનમાં કીડીઓ ઉકેરા કાઢે છે તેવી રીતે રાફીમાં ઉકરા નીકળે છે. તેનો આકાર રાફડા જેવો હોવાથી જ તેને 'રાફી' કહે છે. અંગ્રેજીમાં 'આઇસેટોમા' અને આર્યવૈદ્યકમાં 'વાલ્મિક' કહે છે. વાલ્મિક એટલે રાફડો. રાફીમાંથી પરૂ, માટી જેવા દાણા દાણા જેવો પદાર્થ; આ દાણા જુદા જુદા રંગના અને ખસખસના જેવડા હોય છે.

**ઉપાય:—**૧. આ દરદ અસાધ્ય ગણાય છે, પણ આરંભમાં શસ્ત્રક્રિયાથી કાપી કાઢીને બાળવામાં આવે તો મટી શકે તેમ છે, માટે આરંભમાં તે ઉપાય અજમાવવો.

૨. બગડેલું લોહી કાઢી નંખાવવાના ઉપાયો કરવા.

૩. કળથીનાં મૂળીયાં, ગળો, સીંધવ, ગરમાળાનાં મૂળ, નેપાળાનાં મૂળ, નસોતરનાં મૂળ, માંસ અને સાથવો એમાંથી જેટલી વસ્તુ મળે તે લઇને જરા ગરમ કરીને તેનો લેપ મારવો.

૪. હળદર, લોદર, પતંગ, ઘરના ધુંવાડાની ધુંસ અને મનસીલ આ સર્વ વસ્તુને મધમાં કાલવી તેનો લેપ કરવો.

૫. વડનું છીર, ઉપલેટ અને સીંધાલુણ તેનો લેપ કરવો અને તે ઉપર વડનું પાન બાંધવું.

૬. લીંબોળીનું તેલ શેર ૪, અને છાશ શે. ૧૬, હરતાલ, મનશીલ, ભીલામાં, એલચી, સુખડ, અગર, તથા જાઇનાં પાન, એ દરેક વસ્તુ તો. પાંચ, પાંચ મેળવી તેની પાણીમાં ચટણી બનાવી પછી તેમાં પાણી નાખી ઉકાળવું. તેલ બાકી રહે તે ગાળી લઇ શીશીમાં ભરવું. આ તેલ આ વ્રણ ઉપર ચોપડવું.

## વાળો.

**સમજણ**—ચામડીમાંથી સફેદ રંગનો એક જાતનો લાંબો તાર જેવો છગડો નીકળે છે, તેને વાળો કહે છે. તેનાં બારીક ઈંડાં પાણીમાં રહે છે અને ખરાબ પાણી વાટે ચામડીમાં પ્રવેશ કરી ત્યાં મોટા થાય છે અને પછી બહાર આવે છે. કેટલીક જગ્યાનાં પાણીમાં આ જંતુ હમેશાં રહે છે, અને તેથી તે જગ્યાના લોકોમાં વાળાનો ઉપદ્રવ હોય છે. આ દરદને અંગ્રેજીમાં 'ગીનીવર્મ' કહે છે. આર્યવૈદકમાં તેને 'સ્નાયુ' કહેલ છે.

**ઉપાય**—૧. ચામડીમાં વાળો જણાતો હોય તો છેદ મુકીને કાઢી નાખવો. ચામડી ફુટીને તેનો છેડો બહાર આવ્યા પછી તે છેડાને બાંધવો એટલે કે પાછો જાય નહિ તેમ કરવું. વાળાને તાણવાથી તુટી જાય છે, અને બહુ પીડા કરે છે, માટે તાણીને બહાર કાઢવો નહિ.

૨. વાળા ઉપર ચોપડવાની દવાઓ ઘણી છે; આકડાનાં પાન, એરંડાનાં પાન, ધંતુરાનાં પાન, લીમડાનાં બાફેલાં પાન, એરંડીઆ તેલનું પોતું, લમણ, હીંગ, અફીણ, નવસાર, વડાગરૂ મીઠું, મેંદીનાં પાન, કબુતરની હગાર, બાવળનાં બી, એમાંથી કોઇ પણ ચીજનો લેપ કરવાથી વાળાની શાંતી થાય છે, અથવા વાળો તે દવાઓની વાસથી સુડદાલ થાય છે અથવા મરી જાય છે, અથવા નીકળી પડે છે.

૩. હીંગ, પારેવાની હગાર અને ગાજરનાં બીને પાણીમાં વાટીને ભીના સુકું ચોપડવું.

૪. વાળાના મોં ઉપર કવચનાં શીંગની રૂંવાટી ચીપીઆવની મુકવાથી વાળો તરત બહાર નીકળે છે.

૫. સરગવાનાં મૂળીઆંને છાસની સાથે વાટી લેપ કરવાથી વાળો બળી જશે.

૬. ઝેરકોચલાં અને સોમલ વાટીને લેપ કરવો.

૭. વાળો બહાર આવ્યા પછી અરીઠાં અને કાથાને પાણીમાં વાટી લેપ કરવો અને ઉપર નાગરવેલનાં ચાર પાંચ પાન ઉપરાઉપર મૂકવાં, અને ત્રણ દિવસ રહેવા દેવાં, જેથી વાળો મરી જશે.

૮. એળીઓ, હીંગ, અફીણ અને કબુતરની હગાર, એ સર્વે સરખે વજને લઇ અરીઠાંનાં પાણીમાં વાટી વાળાપર ચોપડી આકડાનું પાન બાંધવાથી ૨૪ થી ૩૬ કલાકમાં વાળો નીકળી જાય છે.

૯. વાળાના ફોલ્લાની આસપાસ ઘી મસળતા જવું, વાળો નીકળતો આવે તે એક સોટી ઉપર વીંટતા જવું. ૦II કલાકમાં તેમ કરવાથી વાળો નીકળી જાય છે. પછી જખમ ઉપર સીંદૂર દાબવો.

ઉપર બતાવેલા ચોપડવાના ઉપાયો કરવા તેમજ નીચે બતાવેલ ખાવાના ઉપાયો કરવાથી વાળાનો નાશ થાય છે.

૧૦. મોરપીંછના છેડા ઉપરનો એક ચાંદલો અથવા જુવારનો

દાણા જેટલું મોરથુથુ એમાંથી એકને ગોળમાં મેળવી ગોળી કરી ત્રણ દિવસ ખાવી.

૧૧. અરીઠા, મરી તથા ગોળની ગોળી ત્રણ દિવસ ખાવી.

૧૨. ક્યારડાઓમાં જે કોશેટા થાય છે તે એક કોશેટાને સુકવીને ગોળમાં મેળવીને તેની ૬ ગોળી બનાવવી. અને રોજ એક ગોળી ખાવાથી વાળો મરી જાય છે.

૧૩. હીંગ ચાર માસા દહીંમાં નાખીને પીવી.

૧૪. ફુલાવેલ ફટકડી તો. ૦ા ગોળમાં મેળવી ત્રણ દિવસ ખાવી.

૧૫. ઘુંટબોગડીનાં પાનનો રસ રૂ. ૧૦ ભાર તે સાથે શુદ્ધ પારો રૂા. ૨ ભાર પી જવાથી એક અઠવાડીયાની અંદર વાળો મરી જાય છે અને પારો ગુદા વાટે નીકળી જાય છે.

## ઘુમટાનું દરદ.

**સમજણ—**ગુહ્ય નળી ઉપર જે ઘુમટો-પડદો છે તેમાં દરદ બે પ્રકારે થાય છે. ઘુમટાનો જન્મથી જ સંકોચ અથવા પરમીયાના દરદમાં સોજો આવવાથી ઘુમટો ઉપર ચડી જાય તે પાછો ઉતરે નહિ, અથવા ચોટી બેસે તો ઉપર ચડે નહિ.

કેટલાંક બાળકોને જન્મથી જ મૂત્રનળીના ફુલ ઉપરના ઘુમટા ઉપરની ચામડી સાંકડી હોય છે અને તેથી તે ઉપર ચડી શકતી નથી, અને કેટલીકવાર ઘુમટાની ચામડીનો રસ્તો સોયના નાકા જેટલો હોય છે, જેથી પેસાબ મુશ્કેલીથી આવે છે, અને તેથી બાળક પેસાબ કરતાં રડે છે, ફુલ રાતું થાય છે, સુજી આવે છે, અને પેસાબમાં બળતરા પણ થાય છે. જખમ તથા વ્રણને લઇને પણ ઘુમટાનો સંકોચ થાય છે; જે શેક વગેરેના ઉપચારથી મટી શકે છે. અંગ્રેજીમાં આ દરદને 'ફાઇમોસીસ' કહે છે.

ઘુમટો ઉપર ચડી જવો એટલે ઘુમટાની ચામડી ઉપર ચડીને

પાછી ફુલ ઉપર નીચે ઉતરી શકે નહિ. આ દરદમાં સોજો આવે છે, ચામડી લાલ થાય છે, પીડા બહુ જણાય છે અને પેસાબ કરતાં અડચણ જણાય છે. હાથથી ચોળવાથી, કાંઇ વાગવાથી કે ચાંદીનો સોજો થવાથી આ સ્થિતિ થાય છે.

**ઉપાય**—૧. ઘુમટાના સંકોચમાં તે ભાગ સાંકડો હોય તો દાક્તરને બતાવી જરૂર પડે તો થોડો પડદો કાપી કાઢવો

૨. લાખની, લાકડાની અથવા લોઢાની બારીક લીસી સળી ઘી- વાળી કરીને ઘુમટાના માર્ગમાં નાખવી અને તેની ઉપર ચરબી તથા તેલનું સીંચન કરવું. થોડા થોડા દહાડાને આંતરે વધારે વધારે જાડી સળી નાખવી જેથી ઘુમટાનો રસ્તો મોકળો થશે.

૩. ઘુમટો ઉપર ચડી જાય ત્યારે મૂત્રનળીને અતિશય ઠંડા પાણીમાં બોળવી. પછી ફુલને હાથની આંગળી તથા અંગુઠાવતી ચોળીને લોહી કાઢવું. અને તેજ વખતે ફુલને પાછળ ધકેલીને પડદાને આગળ ખેંચવો જેથી પડદો નીચે ઉતરી જશે.

૪. ઉપરનો ઉપાય કર્યા છતાં પડદો નીચે ન ઉતરે તો પડદાને શસ્ત્રથી જરા કપાવવો.

૫. આ દરદમાં શેક કરવાથી, લેપ મારવાથી, ઘી ચોપડવાથી અને ચામડીને ધીમે ધીમે ચોળવાથી પડદો નીચે ઉતરી જશે.

૬. અડદના લોટની પોલ્ટીસ બાંધવી.

૭. અંદર જખમ હોય તો પંચવલ્કલની છાલ ઉકાળીને તે પા- ણીમાં બારીક મલમલ ભીંજવી તેનું પોતું મુકવું અને તેના ઉપર તે પાણી સીંચ્યા કરવું, જેથી સોજો ઉતરશે એટલે ઘુમટો ચડી ઉતરી શકશે.

## આમણ.

**સમજણ**—નબળાં માણસોને અને વિશેષ કરીને નબળાં બાળ- કોને ગુદામાથી આમણ નિકળે છે. સફરાની અંદરનો ભાગ બહાર

નિકળી આવે છે તે આમણુ કહેવાય છે. ઝાડાના દરદમાં વારંવાર કરાંઝવાથી તેમજ હરસના દરદીઓને પણ આમણુ નિકળી આવે છે. આ દરદને અંગ્રેજીમાં 'પ્રોલેપ્સસ ઇન એનો' કહે છે.

ઉપાય—૧. જે દરદનાં કારણથી આમણ બહાર આવતી હોય તેનો ઉપાય કરવો, એટલે કે ઝાડાનો બંધકોષ હોય તો ઝાડો ખુલાસા-બંધ આવે તેમ કરવું, તેથી આમણુ પોતાની મેળે બેસી જશે. ઝાડે જતાં આમણુ બહાર નીકળે તે હથેળીવતી દબાવી આમણને અંદર દાખલ કરવી. ઝાડો નરમ આવે એવી તજવીજ થાય તો આમણુ ઘણી બહાર ન આવે.

૨. ઘઉંના લોટમાં સારી રીતે ઘીનું મોણુ દઈ તેની સહન થાય તે પ્રમાણે ગરમ પોલ્ટીસ મારવી.

૩. ગાયના છાણની કપડામાં પોટલી બાંધી તે પોટલીને ગરમ કરીને ગુદા ઉપર તથા આમણુ ઉપર શેક કરવો.

૪. આમણુ ઉપર વારંવાર ફટકડીનું પાણી ચોપડવું.

૫. હીરાકસી ૧ થી ૨ રતી, અધોળ પાણીમાં મેળવી તે પાણીથી આમણુ ધોવી.

૬. જાંબુની છાલનો ઉકાળો આમણુ ઉપર છાંટવો. ઉપરનો શેક કર્યાપછી નીચેના ઉપાયો કરવાઃ—

૭. ભાંગની થેપલી આમણુ ઉપર મૂકવી.

૮. મેંદીનાં બી વાટી, તેનો આમણુ ઉપર લેપ કરવો.

૯. પોપૈયાના ઝાડનો તથા તેના કાચા ફળનો રસ ચોપડવો.

૧૦ બહુ વેદના થતી હોય તો હળદર તથા ભાંગરાના મૂળને વાટી તેનો લેપ કરવો.

૧૧. કમળનાં કુણાં પાન સાકરસાથે મેળવીને ખાવાં.

૧૨. ખાટી લુણી, કોકમ, ચિત્રકમૂળ, બીલાંનો ગરભ તથા જવખાર સમભાગે લઈ છાસમાં વાટીને પીવું.

## હાડકું ભાંગવું.

**સમજણ**—પડીજવાથી કે કાંઇ વાગવાથી હાડકું ભાંગી જાય છે અથવા હાડકાના સાંધાઓમાંનું એકાદ હાડકું ખસી જાય છે. અંગ્રેજીમાં આ દરદને 'ફ્રેક્ચર' કહે છે.

**ઉપાય**—હાડકું બેસાડવામાં મનુષ્ય કરતાં કુદરત સારૂં કામ કરે છે. તોપણ હાડકું બેસાડવા માટે શસ્ત્રવૈદ્યો કે હાડવૈદ્યોની સલાહ લેવી અને અનુભવીને હાથેજ પાટાપીંડી કરાવવી. ઘરમેળે ઉપાયો થઈ શકે તેવા નીચે મુજબ આપેલા છે, તેમાંથી સમજીને ઉપાયો કરવા.

૧. હાડકાને કાંઈ ઇજા થઈછે એમ માલમ પડે કે તરતજ તેના ઉપર ઠંડા જળનું સિંચન કરવું અથવા પંચવલ્કલને ઉકાળી તે પાણીનું સિંચન કરવું; અને પછી સો વાર ધોએલા ઘીમાં ચોખાનો આટો મેળવીને તેનો લેપ બાંધવો.

૨. આંબાહળદર, સાજીખાર અને મેંદાલકડીનો લેપ કરવો, જેથી હાડકાંનો સોજો અને લોહીનો જમાવ ફુટી જાય છે.

૩. મજીઠ અને મહુડાંને પાણીમાં વાટીને તેનો લેપ કરવો.

૪. લસણ, મધ અને પીંપળાની લાખ ઘી સાકરમાં ચાટવી.

૫. આસુંદરાના ઝાડની છાલનું ચૂર્ણ દુધમાં પીવું.

૬. ઘઉંનો લોટ, ઘી તથા ગોળનો શિરો નિત્ય કરીને ખાવો.

૭. બાવળની છાલનું ચૂર્ણ મધમાં દરરોજ ચાટવું.

૮. બાવળ, હરડે, બેડાં, આમળાં, સુંઠ, મરી અને પીંપર એ સર્વની બરોબર ગુગળ મેળવીને તેનું ચૂર્ણ કરી ખાવું.

૯. આસુંદરો, લાખ અને ગુગળનું ચૂર્ણ ઘીમાં ચાટી ઉપર દુધ પીવું.

ઉપલા ખાવાના ઉપાયોથી હાડકાંનો સાંધો જલદી મળી જાય છે. હાડકામાં જરા કચર કે ભાંગવા સરખી ઇજા થઈ હોય અને જખમવાળા ભાગને હલાવ્યા ચલાવ્યા વિના દરદી પથારીમાં પડી રહી ઉપર

પ્રમાણે એકાદ ઇલાજ કરે તો હાડકું મળી જાય છે અને સોજો વગેરે હોય છે તે પણ દૂર થાય છે.

## લચક.

**સમજણ**—શરીરના અમુક ભાગને કાંઈ લાગવાથી હાડકું લચકાઈ જાય કે ખડી જાય તેને લચક કહે છે. લચક થવાથી સોજો આવે છે અને દરદ પણ થાય છે.

**ઉપાય**—૧. હાલવું ચાલવું નહિ; એક ઠેકાણે પથારીમાં પડી રહેવું.

૨. ગુગળનો લેપ કરીને માથે રૂ દાબવું.

૩. આંબાહળદર, સાજીખાર, અને મેંદાલકડીનો લેપ કરવો.

૪. ટોપરૂં એક ભાગ અને હળદર ચાર ભાગ ગરમ કરી તેનો લેપ કરવો.

૫. આવળનાં બાફેલાં પાનનું બંધારણ કરવું.

૬. ઇસિસ એટલે શેપગુંદરનો લેપ કરવો.

૭. મહુડાંને વાટી તલનું તેલ નાખી ગરમ કરી લુગડાના બે પડ વચ્ચે પાથરી દરદ ઉપર તેનો પાટો બાંધવો.

૮. લચક જુનો થયા પછી રોજ તેલ ચોળાવીને શેક કરાવવો.

૯. લચકવાળા સાંધાને મજબુત પાટાથી બાંધવો.

**ખાવાના ઉપાયો**—૧. નાળીએરનું પાણી પીવું.

૨. લચક થતાંજ ખાંડ અને મીઠું પા પા તોલો મેળવીને ખાવું.

૩. પીંપળાનું એક પાન ગોળ સાથે કેટલાક દિવસ સુધી ખાવું.

૪. ફટકડી વાલ બે ગોળમાં મેળવીને ખાવી.

## મુંઢમાર-કચર.

**સમજણ**—કોઇની સાથે લડવાથી, પડી જવાથી કે લાકડી વગેરેનો માર પડવાથી શરીરના કોઇ પણ ભાગ ઉપર વાગે, તેને મુંઢમાર કહે છે. મુંઢમારમાં જખમ થતો નથી કે લોહી નીકળતું નથી.

**ઉપાય**—૧. માર પડે ત્યાં ઠંડું પાણી લગાડવું; પોતું મુકવું.

૨. સોજો તથા દરદ હોય તો શેક કરવો. લચકના સર્વ ઉપાયો મુંઢમારમાં પણ કરવા.

૩. સુજેલો ભાગ પાકે તેમ લાગે તો પકવવાના, ફોડવાના અને રૂઝવવાના સર્વ ઉપાયો કરવા.

૪. એકાદ ભીલામાના કટકા કરીને નવટાંક ઘીમાં તળવા. પછી ઘી ગાળી લઇ તે ઘીમાં જોઇએ એટલો ઘઉંનો લોટ શેકી ગોળનું પાણી નાંખી શિરો કરવો અને તે ખાવો. આ પ્રમાણે આઠેક દહાડા સુધી રોજ ખાવો. આ ઉપાયથી કોઇ પણ જાતની લચક, મુંઢમાર કે પછાટનું દરદ મટી જાય છે. દરદીની શક્તિ પ્રમાણે ભીલામાં ૧ થી ૪ નો નિત્ય ઉપયોગ કરવો. ખાટું, તીખું, ગરમ, કાંઇ ખાવું નહિ. બીજો સાદો ખોરાક ખાવો. છતાં ભીલામાં ગરમી જણાવે તો શરીરે ભેંસનું છાણ ચોપડવું તથા ટોપરૂં ખાવું; જેથી શરીરે ચેળ કે ચુંટ આવતી બંધ થશે. ભીલામાંનો શિરો ખાવાથી મુંઢમારનો સખ્ત દુખાવો મટી જાય છે.

## ખુંધ.

**સમજણ**—કરોડનું હાડકું વાંકુ વળે છે, તેને ખુંધ કહે છે. ખુંધ વિશેષે કરીને બાળકોને થાય છે. આ દરદ હાડકાંના સડાથી, નરમ પડવાથી તથા અંદર પવન ભરાવાથી થાય છે. તે ઘણું ભયંકર દરદ છે. અંગ્રેજીમાં આ દરદને 'રીકેટ' કહે છે.

**ઉપાય**—૧. લોહી સુધરે અને શક્તિ આવે તેવા ઉપાયો કરવા.

૨. દોરી પકડાવીને હીંચકા ખવરાવવા. જેથી હાડકું વાંકું વળતું અટકે, સીધું થાય.

૩. આસુંદરાના મૂળની છાલ તો. ૧ ને દરરોજ પાણીમાં ઉકાળી તેમાં વાલ એકથી બે ગુગળ મેળવીને પાવો.

૪. એરંડાનાં મૂળના ઉકાળામાં ગુગળ નાખીને પાવો અથવા એરંડીયું તેલ દુધમાં નાખીને પાવું.

૫. ત્રિફલાનો ઉકાળો ગુગળ મેળવીને પાવો.

૬. ડાક્ટરો કૉડલીવ્હરની ભલામણ બહુ કરે છે, માટે તેનો પણ ઉપયોગ કરવો.

## પ્રકરણ ૪૨ મું.

## ચામડીનાં દરદો.

### ચળ.

**સમજણ**—ચળનાં બીજાં નામ ચેળ, ખજવાળ, ખરજ, વલુર, વગેરે છે. ખસ, ખરજવાં, દાદર, ચિત્રી, શીળસ વગેરે દરદોમાં ચળ આવે છે. તે સિવાય પણ ઘણી વાર ચામડીના કોઇ દેખીતા દરદ વિના પણ ચામડી ઉપર ચળ અને વલુર આવે છે. લોહીબીગાડ, ગરમી, પ્રમેહ, પ્રદર, મધુપ્રમેહ, કમળો, અજીર્ણ વગેરે દરદોમાં ઘણી વાર ચળ આવે છે.

**ઉપાય**—૧. જુલાબ લઇને કોઠો સાફ કરવો; ત્રિફલા કે હીમજની ફાકી લેવી; સોનામુખીની ચા પીવી.

૨. લીંબડાનાં પાનને પાણીમાં ઉકાળી તે પાણીથી ન્હાવું,

૩. આંબળાં પાણીમાં ઉકાળી તે પાણીથી ન્હાવું.

૪, બોરડી, બાવળ વગેરેની છાલને પાણીમાં ઉકાળી તે પાણીથી ન્હાવું.

૫. ગોમૂત્ર શરીરે ચોળીને ન્હાવું.

૬. સુખડનું તેલ શરીરે ચોળવું.

૭. ટંકણનું પાણી કરીને શરીરે ચોપડવું.

૮. તલનું તેલ શરીરે ચોળવું.

૯. કારબોલીક સાબુથી ન્હાવું.

૧૦. તાંદળજાની ભાજી ઉકાળીને પીવી. લીલી ગળોનો રસ મધ નાખીને પીવો

૧૧ ગળજીભીનો રસ પીવો.

## લુખસ.

**સમજણ**—આખા શરીર ઉપર બારીક ફોડલીઓ (બરૂડીઓ) નીકળી આવે છે તથા તેમાં ઘણીજ ચેળ આવે છે, દરદી જેમ જેમ ખણીને લોહી કાઢે છે, તેમ તેમ તેમાં બળતરા તથા ચેળ વધે છે. ચામડી લુખી અને ખરસટ થઇ જાય છે.

**ઉપાય**—ચેળના તથા લુખસના ઉપાયો લગભગ સરખા છે.

૧. ધમાસાના પાણીથી ન્હાવું.

૨. સુખડનું તેલ શરીરે ચોળવું અથવા તલનું તેલ રોજ ચોળીને સ્નાન કરવું.

૩. ચારોળીને પાણીમાં વાટીને શરીરે ખરડ કરવો.

૪. તાંદળજાનો રસ, ગળોનો રસ, ગળજીભીનો રસ, એમાંથી કોઇ પણ દવા થોડા દિવસ પીવી.

૫. આંબળાંનું અથવા ત્રિફળાનું પાણી શરીરે ચોળવું.

૬. ગુલાબનાં ફુલનો રેચ લેવો અથવા સોનાસુખીની ફાકી કે ચા લેવી.

૭. આંબળાંનો મુરબ્બો, ગુલકંદ, વગેરે ઠંડી અને પૌષ્ટિક વસ્તુઓ ખાવી.

૮. ત્રિફલા ચૂર્ણ કેટલાક દિવસ સુધી પાણી સાથે ફાકવું.

## અળાઈ.

**સમજણ**—ચામડી ઉપર ઝીણી ઝીણી ફોડલીઓ થઇ આવે છે તેને અળાઈ કહે છે. આવી અળાઇ ઉનાળામાં વધારે થાય છે, જે માણસને ઘણો કંટાળો આપે છે.

**ઉપાય**—૧. સુખડનો લેપ કરવો અથવા સુખડનું તેલ શરીરે ચોળવું.

૨. વાળો, શંખજીરૂ અને કપુરકાચલીનો ખરડ કરવો.

૩. ગેરૂનો ખરડ કરવો.

૪. હરડેનો જુલાબ લેવો.

૫. ધમાસો અને પોસના ડોડા ઉકાળીને તે પાણીથી ન્હાવું.

૬. ત્રિફળાનું ચૂર્ણ મધમાં ચાટવું.

૭. તડકે ગરમ કરેલા પાણીથી ન્હાવું.

૮. થોડો ચણાનો લોટ લઈ તેને ઠંડા પાણી સાથે મેળવી, પાતળો કરીને શરીર ઉપર ચોપડવો અને થોડી વાર સૂકાવા દઇ ઠંડા પાણીથી ન્હાવું.

૯. પીપળાની છાલ તથા ઈંટને ઠંડા પાણીમાં વાટીને શરીર ઉપર લેપ કરવો.

૧૦. રતાંજળી તથા સફેદ ખડીને એક વાટકામાં નાખી પાણીમાં ગરમ કરી તેનો શરીરે ખરડ કરીને ચારેક કલાક રહેવા દઇ પછી ન્હાવું.

## ખસ.

**સમજણ**—ખસનું દરદ જાણીતું છે. આ એક પ્રકારનો સડો છે; અને તે ગંદા માણસોને થાય છે. તેમાં જન્તુ થાય છે અને તેનો ચેપ ફેલાય છે. આ દરદ ચેપી ગણાય છે.

ઉપાય—૧. પારો, ગંધક, મોરથુથુ, કાથો, મુડદાલસીંગ, આ સર્વેને સમાન ભાગે લઇ તેનાથી ચારગણા ઘીમાં ત્રાંબાના વાસણમાં ઘુંટીને મલમ બનાવવો અને તે ખસ ઉપર ચોપડવો.

૨. નાળીયેરની કાચલીનું તેલ પાડીને ચોપડવું. તેને કાચલીનો ચુવો કહે છે.

૩. સુખડનું તેલ, લીંબુનો રસ, અને કપુર એ ત્રણેને સાથે મેળવી ચોપડવું.

૪. ગંધક, કપુર, ટંકણખાર, અને થોડું મીણ કોપરેલ તેલમાં ખરલ કરી ચોપડવું.

૫. મુડદાલસીંગ, અને ફુલાવેલી ફટકડી સોવાર ધોએલ ઘીમાં મેળવી લેપ કરવો.

૬. સોવાર ધોએલ ઘીમાં રસકપુર મેળવી લગાડવો.

૭. પારો અને ગંધકની કજ્જલીને માખણમાં મેળવી લગાડવી.

૮. ગંધક, માયાં તથા કપુર તેને મેંઢીના દુધમાં મેળવી લગાડવાં.

૯. આંબાનાં પાનને ગોમૂત્રમાં વાટીને લગાડવો.

૧૦. કુવાડીઆનાં બીનો બારીક ભૂકો દહીંમાં મેળવી લગાડવો.

૧૧. ડાંડલીયા થોરની રાખ પાણીમાં મેળવી લગાડવી.

૧૨. મગની તથા વાલની દાળ બાળીને તેની રાખમાં જોઇતું સરસીયું મેળવી લગાડવું.

૧૩. ટંકણખાર અને પાપડખાર ગોમૂત્રમાં મેળવી લગાડવો.

૧૪. આંબાના ઝાડમાંથી ચીકણો લાખ જેવો રસ નિકળે છે, તે લીંબુના રસ સાથે મેળવી ખસ ઉપર ચોપડવો.

૧૫. આંબાની છાલની રાખ દાબવી.

૧૬. કરંજ (કણઝી)નું તેલ લીંબુનો રસ મેળવી ચોપડવું.

૧૭. ગંધકને પાણીમાં કે તેલમાં વાટી લેપ કરવો.

૧૮. ધમાસાની પોટલી બાંધી પાણીમાં નાખી પાણી ગરમ કરી તે પાણી વડે ન્હાવું.

૧૯. પારસપીપળના ડોડવામાંથી પીળો ચીકણો રસ નિકળે છે તે ખસ ઉપર લગાડવો.

૨૦. માલકાંકણીનાં બી ગોમૂત્રમાં વાટી ચોપડવાં

૨૧. લીમડાનાં પાનના ઉકાળાથી ન્હાવું.

૨૨. સુખડનું તેલ ચોપડવું.

૨૩. સમુદ્રફળનો લેપ કરવો.

૨૪. જીરૂં તો. ૧, સીંદુર તો. ॥ બન્ને સરસીયા તેલમાં ઘુંટી ગરમ કરીને લગાડવું.

૨૫. ભોંપાથરીનાં પાન તો. ૧ પાણીમાં વાટી ગાળી સાકર નાખી પીવું. રોજ ત્રણ વખત પીવું ને તે ત્રણ દિવસ પીવાથી સખતમાં સખત ખસ મટે છે.

૨૬. ગળોનો રસ સાકર નાખી પીવો.

૨૭. ગુલાબનાં ફુલ ચોખા સાથે રાંધીને ઘીસાથે ખાવાથી જુલાબ લાગે છે ને તેથી પણ સારો ફાયદો થાય છે

૨૮. તાંદલજાની ભાજીને વાટી તેનું પાણી કરી તેમાં સાકર મેળવી ટંકે બેબે તાલા પીવું.

૨૯. આમલસારો ચોખો ગંધક બબે આની ભારથી પાવલીભાર સાત દિવસ સુધી રોટલી ઘી તથા સાકર સાથે ખાવાથી ખસના જંતુઓ લોહીમાં હોય છે તે મરી જાય છે.

**સૂચના**—ખસના અનેક ઉપાયો છે. લોહીમાં એક પ્રકારના જંતુ પેસવાથી ખસ થાય છે, માટે જંતુ મારવાના ઉપાયો કરવા. શરીર તથા કપડાં ચોખ્ખાં રાખવાં. ખસવાળા દરદીનાં કપડાં બીજાએ પહેરવાં નહિ, કેમકે ખસ ચેપી દરદ છે. મરચાં, અથાણાં, બહુ ખારૂં-ખાટું, ખાવું નહિ.

## ખરજવું.

**સમજણ:**—આ પણ ખસની જાતનું ચામડીનું કંટાળા ભરેલું દરદ છે. તે ઘણું કરીને હાથ, પગ અને કાનની કોર વગેરે ભાગોમાં થાય છે. પ્રથમ ચામડી લાલ થઇને સુજી આવે છે, પછી તેના ઉપર ફોડલીઓ થાય છે, પછી તે ફુટીને ઝમે છે તથા ધારૂં પડે છે. તે ધારૂં વારંવાર સુકાઈ જાય છે ને ઉવળે છે. કેટલાંક ખરજવાં સુકાં હોય છે ને કેટલાંક કચકચતાં હોય છે. ખરજવું ઘણું કરીને બન્ને હાથે કે બન્ને પગે થાય છે, અને ચોમાસાની ભેજવાળી ૠતુમાં તે વધારે જોર કરે છે.

**ઉપાય:**—ખસના ઘણાક ઉપાયો ખરજવામાં પણ ચાલી શકે.

૧. કરંજનું તેલ લીંબુના રસમાં મેળવી લગાડવું.

૨. ગંધક તથા ટંકણ પાણીમાં મેળવી લગાડવો.

૩. તલનું અથવા સરસીયાનું તેલ તેનું પોતું મુકીને મજબુત પાટો બાંધવો.

૪. લસણનો રસ ચોપડવો; તેનાથી બળતરા થશે પણ ફાયદો સારો થાય છે.

૧૩. ડાંડલીયા થોરની રાખ પાણીમાં મેળવી લગાડવી.

૧૪. ટંકણખાર અને પાપડખારને ગોમૂત્રમાં મેળવી ચોપડવો.

૧૫. લસણની લોપરી મૂકવી. જ્યારે મોં લાલ થઇ જાય ત્યારે મીણનો મલમ લગાડવો અથવા એરંડીયાનું પોતું મુકવું.

૧૬. વડનાં પાકાં પાનની રાખ તેલમાં મેળવી લગાડવી.

૧૭. મોરથુથુ અને કળીચુનો પાણીમાં વાટી તેનો લેપ કરવો; જો તો તેમાં કાથો અથવા બોદાર ઉમેરવો.

૧૮. ગોમૂત્રથી ખરજવું હમેશ ધોવું.

પાણીમાં ૧૯. ભીલામાં અને રાળ બન્ને તેલમાં કકડાવી ઘુંટીને લગાડવાં.

૨૧. ટોપરૂં બાળીને તેની રાખ ખરજવા ઉપર દાબવી.

સૂચના—તો ખાલી આરે મજબૂત કરીને બાંધી દેવો

## ઉંદરી.

સમજણ—માથા ઉપરની ચામડીને કીડ લાગવાથી તે ચામડીના વાળ ખરી પડે છે; તેને ઉંદરી કહે છે; મુછ, દાઢી વગેરે બીજા ભાગોમાં પણ આવી ઉંદરી થાય છે.

ઉપાય—૧. ચણોઠીને પાણીમાં વાટી તેમાં ભાંગરાનો રસ તથા તેલ નાખી ઉકાળી કાઢેલુ તેલ ચોપડવું, તેથી ઉંદરી મટીને પાછા વાળ ઉગે.

૨. હાથીદાંતની રાખ, ગાડરનું દુધ અને રસવંતી તેને ઘુંટીને તેનો લેપ કરવો.

દાદર જ્યાં થાય છે ત્યાં ચામડી લાલ થઇને ઉપડી આવે છે, સફેત ફોતરી ઉખડે છે, તેમાં ઘણી ચળ આવે છે અને ચકરડાં જેવો આકાર થઇ આવે છે. દાદર બહુ ફેલાયા પછી તેના આકારનો કાંઇ નિયમ રહેતો નથી. દાદર જુની થયા પછી ચામડી કાળી પડી જાય છે. બહુ ખાટા, ખારા તેમજ ગરમ પદાર્થો અને અથાણાં ખાવાથી તથા મેલ જામવાથી આ દરદ ઉત્પન્ન થાય છે. દાદરના અનેક ઉપાયો છે.

**ઉપાય**—૧. કુવાડીયાનાં બી પાણીમાં વાટી ચોપડવાં. ...નુ

૨. ખાખરાના પીતપાપડાનો ભૂકો વાટીને ચોપડવો. .સપાસ

૩. હરતાલ લીંબુના રસમાં વાટી ચોપડવી. ...ો ચુવો

૪. ફટકડી, ટંકણ અને મોરથુથુનું જલદ પાણી ... ગધક તથા

૫. રસકપુર, બોદાર, ... અને ...નો માથા ઉપર

આખણ...

## ખોડો.

**સમજણ**—ખોડો એક પ્રકારનો જંતુ વિકાર છે. ખોડો માથામાં થાય છે, તેથી ધોળી ફોતરી ઉતરે છે તથા વાળ ખરી પડે છે.

૧. બદામનું તેલ, લીંબોળીનું તેલ, બીલામાંનું તેલ, કે સુપડનું તેલ ચોપડવું.

૨. એક શેર ગરમ પાણીમાં ટંકણખાર તો. ૧ મેળવી તે પાણીથી માથુ ધોવું.

૩. લીંબુનો રસ, લીલી ભોરીંગણીનો રસ, કે ભાગરાનો રસ ચોપડવો.

૪. હરતાલ પાણીમાં વાટીને માથા ઉપર લેપ કરવો.

૫. કમળનાં કેસર, આંબળાં અને જેઠીમધ તેને પાણીમાં વાટીને લેપ કરવો.

૬. ભાંગરાનો રસ તો. ૧૬, ચણોઠીનો ભૂકો તો. ૧, મીઠું તેલ તો. ૪, તે સર્વને ઉકાળીને તૈયાર કરેલું તેલ માથા ઉપર ચોપડવું.

૭. ઘોડાના નખની રાખ કે જુનાં ચામડાની રાખ દિવેલમાં મેળવીને માથા ઉપર લગાડવી.

૮. બકરીની લીંડીઓ પાણી સાથે વાટીને માથા ઉપર ચોપડવી.

## ટાલ અથવા પલિતરોગ.

સમજણ—વાળ ખરી પડવાથી ટાલ પડે છે, તેને ટાલ અથવા પલિત કહે છે. ઉંદરીને મળતુંજ આ દરદ છે.

ઉપાય—૧. ચણોઠીનાં બીજને પાણીમાં વાટીને ચોપડવાં.

૨. મરીનો ભૂકો ટાલ ઉપર ઘસવો.

૩. ચણોઠીનાં મૂળ અને ફુલને વાટીને ટાલ ઉપર લેપ કરવો.

૪. બીલામાંનો રસ મધ સાથે મેળવીને લગાડવો.

૫. ભોરીંગણીનો રસ મધ સાથે મેળવી લગાડવો.

૬. મેથી વાટીને તેનો લેપ કરવો.

૭. રસવંતી, હાથીદાંતના ભુકાને બાળીને કરેલ રાખ, અને ગાડરનું દુધ, સમાન ભાગે મેળવી તેનો લેપ કરવો.

૮. ભાંગરાના રસમાં કકડાવેલું તેલ ચોપડવું,

૯. કડવાં પરવળના પાંદડાંનો રસ કાઢી તેનો ત્રણ દિવસ લેપ કરવો.

## કોઢ.

સમજણ—ચામડીનો કુદરતી રંગ બદલાઇને તેના પર ધોળાં, કાળાં, રાતાં વગેરે ઘણા પ્રકારનાં ચાઠાં નિકળે છે, તેને કુષ્ટ અથવા કોઢ કહે છે. લોકો ધોળાં ચાઠાંનેજ કોઢ ગણે છે; ખરૂં જોતાં તો કુષ્ટની ૧૮ જાતો છે તેમાંની આ એક જાત છે. દાદર, ચિત્રી, કરોળીયા, વિચર્ચિકા, ખસ, વગેરે કુષ્ટરોગના ૧૧ હલકા પ્રકારના વિકાર છે;

અને બીજા ૭ પ્રકારના મહાકુષ્ટ છે, જેનો દોષ ધાતુમાં જલ્દી પ્રવેશ કરી ઉંડો ઉતરે છે, અને હાલનું અંગ્રેજી વૈદક તેને રગતપીત–પત કહે છે. વિરૂદ્ધ અન્નપાનનું સેવન એ કુષ્ટરોગનું કારણ છે.

**ઉપાયોઃ–ખાવાના ઉપાયો**—૧. આંબળાંનું સેવન કરવું. ચૂર્ણ પાણીમાં પીવું.

૨. એરંડમૂળનો કવાથ કરી પીવો.

૩. કાળીજીરીનું ચૂર્ણ એક બે માસ ખાવું.

૪. કાળીપાટનું ચૂર્ણ અથવા ઉકાળાનું સેવન કરવું.

૫. લીંબડાની અંતરછાલના ઉકાળા સાથે ગુગળ મેળવીને પીવો.

૬. લીંબડાનાં પંચાંગનું ચૂર્ણ બનાવી ખાવું. પંચાંગ એટલે છાલ, પાન, ફળ, મૂળ, ફૂલ.

૭. મેંદીની છાલ અને પાનનો ઉકાળો પીવો.

૮. લીંબડાનાં પાન, લીંબોળીનાં બીંજ અથવા લીંમડાનાં ફુલ ૨ થી ૪ માસા રોજ ખાવાં. (૪૦ દિવસમાં ફાયદો થાય છે.)

૯. આંબળાં તથા ખેરસારનો કવાથ કરી તેમાં બાબચીનું ચૂર્ણ નાખી પીવું.

૧૦. ત્રિફલાનો ઉકાળો ગુગળ નાખીને પીવો.

**લગાડવાના ઉપાયોઃ**—૧. કાળીજીરીનો લેપ કરવો.

૨. ગરણીનાં બીનો લેપ કરવો.

૩. ધમાસાના ઉકાળાથી ન્હાવું.

૪. લીંબડાનાં પાનના ઉકાળાથી ન્હાવું.

૫. કાળીજીરી ૪ ભાગ, ત્રિફળા ૧ ભાગ તથા હરતાલ ૧ ભાગ ગોમૂત્રમાં વાટીને લેપ કરવો.

૬. બાવચી અને આમલીના ચીચોડા છોલેલા સમાન ભાગે લઈ પાણીમાં કે ગોમૂત્રમાં વાટીને લેપ કરવો.

૭. બાવચી, હળદર, ગંધક અને બકાનનાં લીલાં પાનને પાણીમાં વાટી લેપ કરવો.

૮. લીંબડાની લીંબોળીઓને બાફીને કાઢેલું તેલ લગાડવું—લીંબોળીનું તેલ.

## કરોળીયા.

સમજણ—ચામડી ઉપર સફેદ ચાઠાં થાય છે તે કરોળીયા અથવા ચીત્રી કહેવાય છે. ચામડીની ઉપલી ફોતરી ઉતરતી જાય છે અને નીચે સફેદ ચાઠાં નિકળતાં જાય છે. ઘણું કરીને મોઢું, છાતી, વાંસા ઉપર અને ક્યારેક આખા શરીર ઉપર કરોળીયા થાય છે.

ઉપાય—૧. કાળીજીરીને પાણીમાં વાટીને લેપ કરવો.

૨. હરતાલને પાણીમાં વાટીને લેપ કરવો,

૩. તલના તેલનું મર્દન કરવું.

૪. તુલસીનાં મૂળમાં વળગેલી માટી લઇ સવારમાં તે માટી કરોળીયાવાળી જગાએ ચોપડવી.

૫. કુંવાડીયાનાં બી અધકચરાં કરી દહીંમાં ત્રણ દિવસ સુધી રાખીને તે દહીં કરોળીયા ઉપર મસળવું. થોડી વાર પછી ન્હાવું.

૬. કાળીજીરી અને કાળા તલ સમભાગે મેળવી, તેનું ચૂર્ણ રોજ પા તોલા જેટલું ખાવું.

૭. કળીચૂનો તો. ૧, સરસીયું તેલ તો. ૫ મેળવીને શરીરે મસળી તડકે બેસવું.

૮. ચોળાની ભાજીની રાખ પાણીમાં મેળવી શરીરે ચોપડી તડકે બેસવું ને પછી ગરમ પાણીએ ન્હાવું.

૯. તેલીયા દેવદારને લીંબુના રસમાં વાટીને લગાડવું.

૧૦. સુખડ તથા ટંકણખાર પાણીમાં વાટી ચોપડવું.

૧૧. હળદર તથા કાળા તલ સમભાગે મેળવી ભેંસના દુધમાં વાટીને કરોળીયા ઉપર ખરડ કરવો.

૧૨. ઠંડા પાણીમાં બોળેલી ચાદર શરીરે લપેટીને ઉપર ગરમ ધાબળો ઓઢી બે ચાર કલાક સુઇ રહેવું. વચમાં ઘણું પાણી પીવું, એટલે પરસેવો છૂટશે અને તે ક્રિયાથી કરોળીયા મટે.

૧૩. ત્રિફલા ચૂર્ણનું નિત્ય સેવન કરવું.

## ચીત્રી.

**સમજણ**—આ પણ કરોળીયાની જાતનો ચામડીનો દોષ છે. ચામડી ઉપર ચળ આવે છે ને ખણવાથી ચામડી ઉપરની ફોતરી રજની પેઠે ખરી પડે છે, અને સફેદ ચાઠાં પડે છે. ચીત્રી મોં ઉપર તથા વાંસા ઉપર વિશેષ કરીને થાય છે.

**ઉપાય**—૧. કાળીજીરી ખાવી તથા કાળીજીરીનો ખરડ કરવો.

૨. ગંધકને પાણીમાં વાટી લેપ કરવો.

૩. તલનું તેલ શરીરે નિત્ય ચોળીને ન્હાવું.

૪. બાવચી પાણીમાં વાટી તેનો લેપ કરવો.

૫. હરતાલને ગોમૂત્રમાં વાટીને તેનો લેપ કરવો.

૬. મોરથુથુના પાણીમાં તેલ મેળવી તે તેલ શરીરે ચોપડવાથી ચીત્રી જલ્દી મટે છે.

૭. ત્રિફલા ચૂર્ણનું સેવન કરવું.

## ચકામા-ચામઠાં.

**સમજણ**—શરીર ઉપર એક પ્રકારનાં ચામઠાં ઉપડી આવે છે, જેને ચકામાં અને ચામઠાં પણ કહીએ છીએ. ચકામાંમાં ચામડી લાલ થઈ આવે છે. તેમાં વિશેષ કરીને ઠંડા ઉપચારથી ફાયદો થાય છે.

**ઉપાય**—૧. કલોંજી જીરાને પાણીમાં વાટી લેપ કરવો.

૨. કળીચુનાનું નીતરેલ પાણી તથા તેલ સાથે મેળવીને લગાડવું.

૩. જુલાબ લેવો; હરડેનો, ત્રિફલાનો કે સોનામુખીનો.

૪. ચોપચીની શેર ૦। ને ઘીમાં તળી તેમાં પીપર, પીપરીમૂળ, મરી, લવીંગ, સુંઠ, તજ અને અકલકરો, એ દરેક તોલો ૦। થી ૦।। સુધી નાખી સાકરની ચાસણીમાં પાક બનાવી રોજ નવટાંક જેટલો ખાવો; તેથી લોહી સુધરે.

૫. જેઠીમધ તથા વાત્રડીંગનાં બીજને ભરડી ઉપરનાં છોતરાં કાઢી નાખી તેના મગજનો ભૂકો સમાન ભાગે લઇ તેની ફાકી તો. ૦।। થી ૧ સુધી ખાવી. ખોરાકમાં ભાત, ઘી અને મગનું ઓ-સામણ લેવું.

૬. ત્રિફલા ચૂર્ણ ઘી તથા સાકરમાં ચાટવું.

## શીળસ.

**સમજણ**—આ દરદમાં શરીર ઉપર ફ્રામઠાં ઉપડે છે. આ ફ્રામઠાં નાનાં અથવા મોટાં અને લાલ તેમજ સફેદ રંગનાં થાય છે. ચામડી સુજેલી તથા ઉપસેલી લાગે છે અને અત્યંત ચળ તથા દાહ થાય છે. શીળસ એકદમ થઇ આવે અને એકદમ અદૃશ્ય પણ થાય છે. કેટલાકને આ રોગ વારંવાર થાય છે. અજીર્ણથી તથા તેના વિકારોથી, ખટાસથી, વાળાલોચથી વગેરે કારણોથી શીળસ અથવા શીળસ જેવાં ફ્રામઠાં ઉપડે છે. મચ્છર વગેરેના ડંખથી પણ શીળસ જેવાં ફ્રામઠાં ઉપડે છે.

**ઉપાય**—૧. જુલાબ લેવો; એરંડીયું, હિમજ, હરડે, કે સોના-મુખીનો જુલાબ લેવો.

૨. કાળાં મરી ઘીમાં મેળવી ચાટવાં.

૩. આદુના રસમાં જુનો ગોળ પીવો.

૪. કાળીજીરીની ચા કરીને પીવી.

૫. લીંબડાનાં પાનનો રસ પીવો.

૬. કાળાં મરી ઘીમાં મેળવી શીળસ ઉપર ચોપડવાં.

૭. સરસીયું તેલ શરીરે ચોળીને સ્નાન કરવું.

**સૂચના**—ગરમ કપડાં પહેરી રાખવાં; ખુલ્લી ઠંડી હવામાં ફરવું નહિ, ખુલ્લી હવાની જગામાં સુવું નહિ. મિષ્ટાન ખાવાં નહિ. ખાંડ ખટાઈ ઓછાં ખાવાં; રોજ સરસીયું તેલ શરીરે ચોળવું.

## મસા.

**સમજણ**—માથા ઉપર તેમજ શરીરના બીજા કોઇ પણ ભાગ ઉપર નાના મોટા ચામડીના અંકુરો ફુટે છે, તે મસા કહેવાય છે; ઘણી વાર તે જીભ, હોઠ, નાક, કાન, મળદ્વાર વગેરે ગુહ્ય સ્થાનોમાં પણ થાય છે.

**ઉપાય**-ખેરી કાઢવાના ઉપાયો:—૧. અઘેડાનો ખાર પાણીમાં વાટી ચોપડવો.

૨. આકડાનું છીર મસા ઉપર લગાડવું; તેથી મસો બળી જશે.

૩. કળીચુનો પાણીમાં લગાવવો.

૪. અઘેડાનો ખાર અને હરતાલ સમભાગે મેળવી પાણીમાં વાટી મસા ઉપર ચોપડવાં.

૫. ચૂનો અને સાજીખાર પાણીમાં વાટી ચોપડવાં.

૬. કાથો અને ચુનો ખાવાના પાનમાં મૂકી તેની બીડી મસળીને તે મસા ઉપર ચોપડવી તથા જોરથી મસળવી; ત્રણ ચાર દીવસ કરવાથી મસો ખરી પડે છે.

૭. ફટકડી એરંડીયામાં મેળવી લગાડવી.

૮. ઘોડાનો વાળ મસે બાંધી નિત્ય જરા જરા ખેંચવાથી કેટલેક દિવસે મસો ખરી પડે છે.

## કપાસી.

**સમજણ**:—કપાસીને આંટણુ પણ કહે છે. તે હાથપગ ઉપર થાય છે. ચામડી જાડી થાય છે ને કવચિત્ તેમાં દરદ પણ થાય છે, અને કવચિત્ ગંઠાઈ જવાથી દરદ થતું નથી.

**ઉપાય**—૧. કપાસીને કાઢ્યા સિવાય બીજો ઉપાય નથી. પ્રથમ પાણીથી ધોઇ સાફ કરવી ને પંઝી ચપુથી અથવા નખ કાપવાની નરેણીથી, અથવા અસ્ત્રાવતી કપાવી નાખવી અને પછી ગરમ પાણીનો શેક કરવો તથા ગરમ તેલના ચપકા ( ડામ ) દેવા અથવા આગ્નેનો ડામ દેવો.

## ખીલ.

**સમજણ**—ચામડીનાં છિદ્રોમાં એક પ્રકારનો ચીકણો પદાર્થ ભરાઇ રહે છે, અને જ્યારે તેનો સ્ત્રાવ થતો નથી ત્યારે તે ખીલના આકારમાં બહાર ફૂટે છે. જુવાનીમાં આવા ખીલ મોઢા ઉપર થાય છે અને તેથી મોં બેડોળ થઇ જાય છે.

**ઉપાય**—૧. સાંજ સવાર ગરમ પાણીથી ખીલ ધોવા અને ગરમ પાણીની બાફ દેવી.

૨. કાસાંજણુ પાણીમાં મેળવી ચોપડવું.

૩. ટંકણખાર ગુલાબજળમાં મેળવી લગાડવો.

૪. ગોરોચન તથા મરીનો લેપ કરવો.

૫. શેમળાના કાંટાઓને દુધમાં વાટીને લેપ કરવો.

૬. કપીલો તથા હીરાદખણુ સમભાગે ઘીમાં વાટીને લેપ મારવો.

૭. કુલીંજન પાણી અથવા તેલમાં વાટીને ચોપડવું.

૮. સુખડ પથર ઉપર પાણીમાં ઘસીને ખીલ ઉપર ચોપડવી.

૯. ચણોઠી અને સંચળ વાટીને લેપ કરવો.

૧૦. જીરાને પાણી સાથે વાટીને લેપ કરવો.

૧૧. આરોળીને દુધમાં વાટીને રાત્રે રોજ ખીલ ઉપર ખરડ કરવો.

૧૨. દુધ વતી રોજ એકાદવાર ખીલ ધોવા.

## ગુમડાં.

**સમજણ**—શરીરના જુદા જુદા ભાગો ઉપર ન્હાની અથવા મ્હોટી ફોડલીઓ થાય છે તે ગુમડાં કહેવાય છે. આવાં ગુમડાં થવાનું કારણ વિશેષ કરીને અયોગ્ય ખાનપાન છે. અયોગ્ય ખાનપાનથી લોહી તપીને બગડી જાય છે ત્યારે આવાં ગડગુમડ થાય છે. તે ઘણું કરીને ગરમીની ઋતુમાં વધારે જોર કરી આવે છે. લોકો તેને તાપોડીમાં કહે છે. તે મોટાં થાય છે ત્યારે વ્રણ જેવાં થાય છે.

૧. ગરમી અથવા લોહી અને પિત્ત શાંત થાય તેવા ઉપાયો કરવા અને દસ્ત સારી રીતે સાફ આવે તેવો જુલાબ લઇ લેવો.

૨. હરડે, બેડાં અને આંબળાનું ચૂર્ણ તોલો ૦ા તેમાં બે આનીભાર સાકર મેળવી સવાર સાંજ તેની ફાકી લેવી.

૩. લીંબડાની અંતરછાલનો કે ગળોનો ઉકાળો મધ નાંખીને પીવો.

**બહારના ઉપાયો**:—૪. ગુમડાં થાય કે તેને બેમારવાને માટે તેના ઉપર ગરમ પાણીનો શેક કરવો, અને કાંઇક મ્હોટાં થયા પછી પકવવાને માટે ઘઉંના લોટની કે અળસીની પોટીસ મારવી.

૫. ડુંગળીની પોટીસ મારવી.

૬. ગુમડું પાકીને ફુટી જાય ત્યાર પછી રૂઝવવાને માટે નીચેના ઉપાય કરવા.

૭. કડવા લીંમડાનાં પાનને પાણીમાં ઉકાળી તે પાણી વતી ધોવાથી કચકચતાં ધારાં રૂઝાય છે.

૮. હરડે, બેડાં અને આંબળાંને પાણીમાં ઉકાળી તે પાણીથી ધોઇને ધારૂં સાફ રાખવું.

૯. કાસાંજણુ પાણીમાં મેળવી લેપ કરવો.

૧૦. રતાંજળી પાણી સાથે ઘસીને ચોપડવી; લીંબડાનું લાકડું ઘસીને ચોપડવું.

૧૧. ગોપીચંદન, મોરથુથુ અને ગેરૂ જુના ઘી સાથે મેળવીને ચોપડવું.

૧૨. લીંબડાનાં પાન બાળી તેની રાખ કરી તેમાં તેલ મેળવીને ચોપડવાથી ફાયદો થાય છે.

૧૩. કળીચુનાનું આછરેલું પાણી ઘારાંને રૂઝવી દે છે માટે તેનું પોતું મુકવું.

૧૪. ગુમડું ફુટયા પછી તલ વાટીને તેની લોપરી ઘારાં ઉપર મૂકવાથી ઘારૂં રૂઝાઇ જાય છે.

૧૫. જુનો ગોળ દેવતા ઉપર ગરમ કરી લુગડા ઉપર ચોપડી પટી મારવાથી ચાર દિવસમાં ચાંદાં અને ઘારાં સાફ થઇ જાય છે.

## ફોડલા.

**સમજણઃ**—ચામડીનાં બે પડ વચ્ચે પાણી જેવી રસી ભરાવાથી ફોલ્લો ઉપડી આવે છે. જોડાના ડંખથી અથવા દાહકારક ઝેરી વસ્તુનો લેપ મારવાથી અથવા દાઝવાથી ફોલ્લા ઉઠી આવે છે. ન્હાના ફોલ્લા ઉપાય કર્યા વિનાજ ફૂટીને સુકાઈ જાય છે.

**ઉપાય**—૧. જો ફોલ્લો મ્હોટો હોય તો અણીવાળા હથીયારથી કે સોયથી ફોડીને પાણી કાઢી નાખવું, પણ દરદ કરે તો ઉતાવળ કરવી નહિ. એની મેળે ફાટીને રસી નીકળી જશે.

૨. ગરમ પાણીનો શેક આપવો.

૩. ફુટયા પછી કે ફોડયા પછી સાધારણ ચાંદાંના ઉપાયો કરવા.

૪. આ પછી ઝામરાના ઉપાયો આપ્યા છે તેમાંના કેટલાક ઉપાયો આવા ફોડલામાં પણ ફાયદો કરે.

## ઝામરો.

**સમજણ:**—ચામડી ઉપર એક મ્હોટો ફરફોલ્લો થાય છે, તેને આપણે ઝામરો કહિએ છીએ. આ ફરફોલ્લામાં પ્રથમ પાણી ભરાય છે, પછી પરૂ થાય છે અને સખ્ત બળતરા તથા વેદના થાય છે.

**ઉપાય:-ઠંડા ઉપચારો કરવા:**—૧. ગુલાબનાં ફુલનો જુલાબ આપવો.

૨. ધમાસાના પાણીથી ન્હાવું.

૩. કુવાડીયાનાં બીને છાસમાં વાટી ચોપડવાં.

૪. ગાજરનાં બી સંચળ સાથે વાટી લગાડવાં.

૫. સોનાગેરૂને પાણીમાં વાટીને લેપ કરવો.

૬. મેંદીનાં પાનનો લેપ કરવાથી અથવા તેનાં પાણીવડે ધોવાથી શાંતિ થાય છે.

૭. મેંદીની છાલ પાણીમાં વાટીને લગાવવી.

૮. અફીણનો લેપ કરવો; તેથી વેદના ઓછી થાય; અથવા પોશના ડોડાનો શેક કરવો.

૯. તકમરીયાં પાણીમાં વાટીને બાંધવાં.

૧૦. ઝામરો સોયવતી ફોડીને સાદા મલમની પટ્ટી મારવી.

૧૧. ધોએલ ઘી અથવા માખણ લગાડવું.

૧૨. ગળીના દોરાને ઝીણી સોયમાં પરોવી તે સોયથી ઝામરો વીંધીને આસપાસ દોરો કાઢી બાંધી રાખવાથી ઝામરો મટે છે.

૧૩. તાંદળજાની ભાજીનો રસ તીખાં નાખી પીવો, અને તેનું શાક ખાવું.

૧૪. આંબળાંની કોઈ પણ વસ્તુ ખાવી; ચૂર્ણ, મુરબ્બો.

૧૫. કાંટાશેળીયાનાં મૂળનો ઉકાળો બીજી રક્તશોધક દવા સાથે પીવો.

૧૬. લાંબી મુદત સુધી કાળીજીરીનું સેવન કરવું.

૧૭. કાળીપાટ, ઇન્દ્રિજવ, કરીયાતુ, મોથ, ગળો, સુંઠ, ખડસલીઓ અને પીતપાપડો, આ સાત વસ્તુઓને મેળવી તેમાંથી ૨ તોલાનો ક્વાથ કરી પીવો.

૧૮. હરડે, બેડાં અને આંબળાંનું ચૂર્ણ મધમાં ચાટવું.

**સૂચના**—ઝામરો થાય છે તેના શરીરમાં પણ દાહ ચાલે છે, અને ઝામરામાં પણ બેહદ પીડા તથા બળતરા ચાલે છે માટે લોહી શાંત પડે .એવા ખાવાના ઉપાયો આપ્યા છે તે પણ કરવા અને લગાવવાના ઉપાયો પણ કરવા. ખોરાક છેક હલકો ને ઠંડો લેવો. દુધ ચોખા તથા સાકર ખાવાં; ઘઉંની રોટલી તથા દુધ, મોળી દાળ તથા રોટલી. ઝામરો ઘણા દીવસ ચાલે છે, માટે ધીરજ રાખીને ઉપાયો કરવા.

## ખીલી.

**સમજણઃ**—આંગળીના ટેરવામાં કાંટા જેવી કોઇ બારીક વસ્તુ રહી જવાથી તે પાકી આવે છે અને અત્યંત પીડા થાય છે, તેને ખીલી કહેવામાં આવે છે. આ દરદ પણ ઝામરાના જેવુંજ પીડાકારી છે. ખીલી ઘણા દીવસ રહે છે.

**ઉપાય**—૧. ઇન્દ્રવરણાનું કે ગાવસુકડાંનું ફળ કોતરીને તેમાં દરદવાળી આંગળી ઘાલવી.

૨. સાજીખાર, સુકા મૂળાની રાખ અને શંખનું ચૂર્ણ, તેને પાણીમાં વાટી ખીલી ઉપર લેપ કરવો.

૩. વડનું છીર, ઉપલેટ અને સીંધાલુણ તેનો ખીલી ઉપર લેપ કરવો.

૪. આ સિવાય ગ્રંથી અને વ્રણના ઉપાયો કરવા.

## કંખવા.

**સમજણ:**—કાખની નીચે છાતીની બાજુમા ચામડી રાતી થઇ તેના ઉપર મોતીના દાણા જેવી ફોડલીઓ થાય છે. તે ગુજરાતીમાં કખવા અને સંસ્કૃતમાં કક્ષાના નામથી ઓળખાય છે. કેટલીક વાર શરીરના બીજા ભાગ ઉપર પણ એવા દાણા દેખાઇ આવે છે. તે નબળાઈથી થાય છે. તાવ ઉતરી ગયા પછી એના દાણા હોઠ ઉપર થાય છે. તે "બરોસુતરી ગયો" એના નામથી ઓળખાય છે. તેમાં દાહ થાય છે તથા તાવ પણ આવી જાય છે.

**ઉપાય**—૧. ગેરૂને પાણીમા વાટી લેપ કરવો.

૨. વાળો, આંબળાં, એલચી, કપુરકાચલી, સુખડ, વગેરે ઠંડી ચીજોનો લેપ મારવો.

૩. રતાંજલીને પાણીમાં ઘસીને તેના ઘસારાનો લેપ કરવો.

૪. બહુ બળતરા થતી હોય તો સો પાણીથી ધોયેલુ ઘી ચોપડવું.

૫. પંચવલ્કલનો ઉકાળો કરીને તેના પાણીથી શેક કરવો, અથવા તેના પાણમાં મલમલનું કપડુ બોળીને દાણા ઉપર મુકવું.

૬. પંચવલ્કલ અથવા એકલા પીંપળાની છાલનું બારીક ચૂર્ણ પાણીમાં વાટીને તેનો લેપ કરવો.

૭. કાળીઓસરસ મળે તો તેની છાલ વાટીને લેપ કરવો.

## વ્યા ફાટવી.

**સમજણ**—હાથપગમાં જરા સોજો, દાહ, અને ચળ સાથે તેમાં ચીરા પડે છે, તેનું નામ 'વ્યા ફાટવી' એમ કહેવાય છે. આ એક હલકા પ્રકારનું ચામડીનું દરદ છે; જે ભેજ તથા શરદ હવાને લીધે થાય છે.

ઉપાય—૧. આંબળાંના ચૂર્ણનું સેવન કરવું.

૨. હરડે, બેહાં અને આંબળાંનું ૦। તોલો ચૂર્ણ હમેશ ખાવું

૩. આંબળાંના પાણીથી તે ભાગ રોજ બે ચાર વખત ધોવો.

૪. કાંટાશેળીયાનાં પાનનો રસ ચોપડવો.

૫. કોકમનું તેલ લગાડવું.

૬. મેંદીનાં પાન વાટી તેનો લેપ કરવો.

૭. રાળનો મલમ લગાડવો.

૮. વડના છીરનો લેપ કરવો.

૯. ગરમાગરમ તેલથી સહન થઇ શકે તે પ્રમાણે શેક કરવો.

૧૦. રાળ, સીંધાલુણ, મધ, ઘી, તેને સરસીયા તેલમાં મેળવી વ્યામાં ભરવી.

૧૧. તલનું તેલ તો. ૧, ગરમ કરી, તેમાં રાળની ભુકી નાખી પછી તેને ગરમાગરમ પાણી સાથે મેળવી હલાવ્યા કરવું; એકજીવ થાય ત્યારે તે વ્યામાં ભરવું.

૧૨. ધંતુરાનાં બી અને જવખાર સરસીયા તેલમાં કકડાવી ચોપડવું.

**સૂચના**—દરદવાળા ભાગોને ભેજ, ઠંડી અને શરદીવાળી હવામાંથી મુક્ત રાખવા. ઠંડા પાણીમાં ઘણીવાર પગ પલળવાથી પગની વ્યા જલ્દી ફાટે છે. માટે પગને ઠંડા પાણીમાં રાખવા નહિ; ગરમ મોજાં પહેરી રાખવાં.

## અળસ.

**સમજણ**—પાણીમાં બહુવાર રહેવાથી પગનાં આંગળાં સડે છે તેને અળસ કહે છે. વારંવાર પાણીમાં તથા કાદવમાં પગ રહેવાથી પગનાં આંગળાંની વચલી ફાંટો કચકચે છે, ચળ આવે છે અને બળતરા થાય છે.

ઉપાય—૧. પગ પાણીમાં ભીના થવા દેવા નહિ. ઘોડા દિવસ પાણીમાં પલળવા દેવા નહિ.

૨. પગને કોરા કરી એરંડીયું તેલ લગાવી ઉપરથી સળગાવેલ છાણાનો કે કોયલાના તાપનો શેક કરવો.

૩. કરંજીયું તેલ ચોપડવું અથવા કરંજનાં બી, હળદર, હીરાકસી, પદ્મક, મધ, ગોરોચન અને હરતાલ, પાણીમાં વાટીને તેનો લેપ કરવો.

## જખમ.

સમજણ:—તરવાર, છરી વગેરે કોઈ પણ હથીયારથી ચામડીનો ભાગ કપાઇ જાય છે, તે જખમ કહેવાય છે. પડી જવાથી વાગે ને કોઇ અંગ કપાય છોલાય, તે પણ જખમ કહેવાય.

ઉપાય:—૧. જખમમાંથી નીકળતા લોહીને બંધ કરવાને જખમ ઉપર ઠંડું પાણી રેડવું અથવા ઠંડા પાણીમાં કપડું બોળીને તેનો મજબુત પાટો બાંધી દેવો.

૨. પાણીમાં મીઠું મેળવીને તે પાણીનો પાટો બાંધવો; તેથી લોહી બંધ પડશે.

૩. કપાસનાં પાન વાટીને બાંધવાં.

૪. મોટો જખમ થયો હોય તો શસ્ત્રવૈદ પાસે જવું, કેમકે વખતે ટાંકા મારીને ચીરાયેલી ચામડી સાંધવી પડે છે. જખમની બે કોર ભેગી થયા સિવાય રૂઝ આવતી નથી.

૫. નાનો જખમ તાણીને પાટો બાંધવાથી પણ મળી જાય છે.

૬. તેલમાં કપડું બોળીને જખમ ઉપર બાંધવાથી જખમ પ નહિ અને રૂઝ આવતી જાય.

૭. રાળના પ્લાસ્ટરની પટી મારવાથી જખમની કોરો મળી જાય છે.

૮. રૂઝ લાવવા માટે તલના તેલનો પાટો બાંધવો અને થોડું થોડું તેલ વખતોવખત સિંચ્યા કરવું.

૯. ફટકડીનો કે શંખજીરાનો ભૂકો દાબવાથી લોહી બંધ પડે છે.

૧૦ સાકર અને ખાંડ વાટીને જખમ ઉપર દાબવાથી લોહી બંધ થઇને રૂઝ આવે છે.

૧૧. ગંધકની ભૂકી દાબવી; તેથી લોહી બંધ પડે.

૧૨. જખમ પાક ઉપર આવે તો ઘઉંની કે લીમડાનાં પાનની પોટીસ મારીને જલદી પકાવવો.

પાકેલ જખમ માટે સર્વ ઉપચાર વ્રણ પ્રમાણે કરવા.

૧૩. પરૂવાળા જખમપર ગરમ કરેલ ગોળની પટી બાંધવાથી પરૂ સાફ થાય છે, ને રૂઝ પણ આવે છે.

૧૪. કીડામારીનાં પાનનો રસ લગાડવાથી જખમમાં પડેલા કીડા મરી જાય છે; એજ રીતે કપુર દાબવાથી પણ જીવડા મરે છે.

૧૫. રૂઝ લાવવાને માટે શંખજીરૂ તો. ૧, હીરાદખણ બે આની ભાર અને રસકપુર એક વાલ એની ભૂકી કરીને દાબવી.

૧૬. રતનજોતનાં ઝાડના દુધમાં (રસમાં) કપડું ભીનું કરી જખમ ઉપર મૂકવાથી લોહી બંધ થાય છે, અને રૂઝ પણ એકદમ આવે છે.

**સૂચના:**—જખમ થાય કે તરતજ લોહીને બંધ કરવાના ઉપાયો કરવા. મોટો જખમ હોય તો ખોરાકમાં ખટાશ કે ગરમ ચીજો ખાવા આપવી નહિ, કેમકે તેથી આંચકી ઉપડવાનો ભય રહે છે. જખમમાં હવાના જંતુઓ દાખલ થાય તો પાકે છે, માટે મજબુત પાટો બાંધવો અને બહારની હવા બીલકુલ લાગવા દેવી નહિ.

# સ્ત્રીઓનાં દરદો.

## પ્રકરણ ૪૩ મું.

### ગર્ભસ્થાનનાં દરદો.

**ગર્ભાશય વરમ, કમળનું ક્ષત, કમળનું ફરી જવું, ગર્ભાશય ગ્રંથી.**

ગર્ભસ્થાનમાં અનેક પ્રકારનાં દરદો થાય છે. તેના બે વર્ગ કરીએ તો સ્થાનિક દરદોમાં ઉપલાં દરદો આવી શકે. ૠતુ સંબંધી દસ્તાનનાં દરદો તેમજ પ્રદર રોગ પણ ગર્ભસ્થાન સાથે સંબંધ રાખે છે, અને તેના ઉપાયો જુદા પ્રકરણમાં આપવામાં આવ્યા છે. ગર્ભસ્થાનને કોઈ કમળ પણ કહે છે, ગર્ભસ્થાનનાં દરદોને અંગ્રેજીમાં 'મેટ્રીટીસ' કહે છે.

ગર્ભસ્થાનનાં સ્થાનિક દરદો એટલે કે, ગર્ભસ્થાનનો વરમ, ક્ષત વગેરે દરદો કોઇ ઝેરી તત્વને લીધે, સુવાવડના સખ્ત તાવને લીધે, પ્રમેહ થવાથી, પ્રસવ વખતે કમળ ઉપર બહુ દબાણ થવાથી અથવા ગર્ભસ્થાનમાં કે પ્રસવકાળમાં કાંઈ ઓપરેશન (શસ્ત્રક્રિયા) કર્યા પછી આ દરદો થાય છે. દસ્તાનના વિકારથી પણ આ દરદ (સોજો) થાય છે.

આ સ્થાનિક દરદોના પણ બે પ્રકાર છે:—

(૧) તીક્ષ્ણ વરમ-'એક્યુટ ઇન્ફ્લેમેશન'–જલદ સોજો.

(૨) દીર્ઘ વરમ-'ક્રૉનિક ઇન્ફ્લેમેશન'–શાંત સોજો.

આ દરદો બહુ મુશ્કેલીથી મટે છે, અને ઘણીવાર શસ્ત્રક્રિયાની

મદદ લેવી પડે છે તે દરદો ઓળખવામા પણ ઘણી મુસ્કેલી પડે છે, માટે આવા દરદોના ઉપાય અનુભવી વૈદ, કુશળ ડાકટર કે અનુભવી સ્ત્રીડાકટરની સલાહ અને સહાયતાથીજ કરવા

## ગર્ભાશય વરમ.

સમજણ —ગર્ભાશય વરમ એટલે ગર્ભસ્થાનની અ દરનો સોજો અગ્રેજીમા આ દરદને 'ઇન્ફ્લેમેશન ઑફ ધી વુમ્બ' કહે છે તેના બે પ્રકાર છે —

(૧) જલદ રૂપે સોજો થાય તે 'તીક્ષ્ણ વરમ'

(૨) નરમ રૂપે સોજો થાય તે 'દીર્ઘ વરમ'

કારણો—ગર્ભસ્થાનમા સોજો થવાના કારણો નીચે પ્રમાણે છે—

(૧) શરદી લાગવાથી કે ઠડીથી–વિશેષ કરીને સુવાવડમાથી ઉઠયા પછી તુરત અને દસ્તાનના સમયમા ગર્ભસ્થાનને શરદી લાગી જાય છે, તો આ દરદ થાય છે કાચા વાસાના નદી કુવા ઉપર ઉઘાડી હવામા ન્હાવાથી તેમજ ગર્ભસ્થાનના ભાગોનુ શરદીથી બરાબર રક્ષણ થવુ જોઇએ તે ન થવાથી, તેમજ એવી સ્ત્રીઓ શરદી તથા ભેજ વાળી જગામા સુવેબેસે તેથી આ દરદ થાય

( ૨ ) વાગવાથી કે પડી જવાથી ગર્ભસ્થાન ઉપર માર કે દબાણ થવાથી

( ૩ ) રતુ એટલે સ્તાન ચડી જવાથી અથવા દસ્તાનના વિકારથી.

( ૪ ) કમળમા બહુ જલદ પીચકારીઓ મારવાથી જલદ સોગ ઠીઓ પહેરવાથી કે જલદ દવાઓ પીવાથી

( ૫ ) અતિશય વિષય સેવનથી

( ૬ ) પ્રસવ વખતે ગર્ભસ્થાન ઉપર બહુ દબાણ તથા ઇજા પહોચવાથી

લક્ષણો—ગર્ભસ્થાનમાં જલદ સોજો થાય તો, પ્રથમ ટાઢ, કંપારી ચડે છે, નાડી જલદ થાય છે ને તાવ ચડે છે. આંતરડાંના નીચેના ભાગોમાં દરદ થાય છે અને દાબવાથી તે દરદ વધે છે. આ દરદ આંતરડાંના ઉપરના ભાગોમાં પણ ફેલાય છે, દરદી આવા દરદના કારણથી પોતાના પગ લાંબા કરીને સુવાને બદલે ગોઠણથી ઉંચા વાળીને રાખે છે. કેડ તથા જાંગમાં દરદ, પેસાબ ગરમ વારંવાર પણ મુસ્કેલીથી થાય, શરીર ભારે થાય, પેડુમાં સોજો, ઓછો વધતો તાવ રહે, અને તે સાથે વારંવાર ઉબકા કે ઉલટી હોય છે; ગર્ભસ્થાનમાંથી પ્રવાહી સ્રાવ થાય છે, જેનો રંગ પ્રથમ બે ત્રણ દિવસ સુધી ચોખો હોય છે, પણ પછી તે પ્રવાહીનો રંગ મેશો–કાળો થાય છે, અને કપડામાં પીળાશપડતા લાલ ડાઘ પડે છે. વારંવાર ઝાડો પણ થઇ જાય છે.

ઉપાયો—૧. જલદ સોજાના ઉપાયો આપ્યા છે તે ઉપાયો આ દરદમાં પણ લાગુ પડી શકે.

૨. તીક્ષ્ણ સોજામાં જળો મુકાવવાથી દરદ જલદી શાંત પડે. જળો કમળના મોં ઉપર મુકવી. ઉમરના પ્રમાણમાં જળો મુકાવવી એટલે જેમ દરદીની ઉમર મોટી તેમ જળો વધારે સંખ્યામાં મુકાવવી. દરદીને જેટલાં વરસ થયાં હોય એટલી જળો મુકાવવી, છતાં અનુભવી વૈદ્ય કે ડાક્ટરની સલાહ લેવી.

૩. જળો મુકાવ્યા પછી શેક ગરમ પાણીનો કરવો.

૪. દરદ બહુ સખ્ત રૂપમાં ન હોય તો રાઇની પોલ્ટીસો મારવી; અળસીની પોલ્ટીસો ઉપરાઉપર મારવી.

૫. જુલાબ જરૂર આપવો, પણ દરદ સાથે ઝાડા થઇ જતા હોય તો જુલાબ ન આપવો. એરંડીયું તેલ આપવું અથવા ત્રિફલા કે હરડેની ફાકી આપવી.

૬. વિલાયતી મીઠાનો જુલાબ માટે ઉપયોગ વખતોવખત કરવો અને પીડા હોય તો તે જુલાબ સાથે જરા અફીણ આપવું, કેમકે અફીણ વેદનાને શમાવનાર છે.

૭. ખોરાક પ્રવાહી આપવો. સાબુચોખાની કાંજી આપવી; તથા પેસાબ લાવે એવાં પ્રવાહી પીણાં આપવાં.

૮. આ દરદવાળી બાઇને પથારીમાંજ પડી રહેવા દેવી. પથારીમાં બેસવા પણ દેવી નહિ. ગફલત થાય તો દરદ ઉથલો મારે અને આ દરદ ઉથલો મારે એટલે તેના કોઇ પણ ભાગમાં સોજા ઉપરાંત પરૂ પણ થાય છે, જે બહુ ભય ભરેલું ચિન્હ છે. ઉથલા સાથે ટાઢની ચમકારી ચડે તો સમજવું કે અંદર પરૂ પણ થયું છે.

૯. ઉથલો મારીને દરદ વધારે જોરમાં થાય તો દરદી બાઇને ગરમ પાણીમાં બેસાડવી; અરધા કલાક સુધી એવી ગરમી આપવી. પછી શરીર જલદી કોરૂં કરીને ગરમ ધાબળો કે કામળો લપેટી સુવાડવી અને પરસેવો વળે એવી દવા પણ પાવી.

૧૦. આ દરદમાં કોઇ જલદ દવાઓની જરૂર નથી. સોજો નરમ પાડવા માટે શેક, જુલાબ અને પરસેવો એ ત્રણની મુખ્ય જરૂર છે અને ખોરાક છેક હલકો તથા સાદો. આટલી તજવીજ રાખવાથી વરમનું તીક્ષ્ણરૂપ શાંત પડી જશે; અથવા જરૂર પડે તો સાદા તાવના ઉપાયો કરવા અને સાદાં ઓસડીયાંના ઉકાળા પાવા. પિત્તજ્વરના ક્વાથ પાવા.

તે પછી જીર્ણરૂપે રહેલા દીર્ઘ વરમના ઉપાયો કરવા:—

૧૧. દીર્ઘ વરમમાં પણ ઓછું વધતું દરદ હોય છે, માટે અળસીની પોલ્ટીસ પેડુ ઉપર રોજ મારવી.

૧૨. ઝાડો કબજ થવા ન દેવો; હરસના મસા હોય તો તેનો

પણ સાથે ઉપાય કરવો, બરડાની કરોડ ઉપર નિત્ય ઠંડા પાણીની ધાર કરવી.

૧૩. ખોરાકની તજવીજ તીક્ષ્ણ વરમ પ્રમાણે રાખવી તથા હરવા ફરવામાં બહુ સાવચેતી રાખવી. બનતાં સુધી પથારીમાં પડી રહેવું.

**સૂચના**—આ દરદનો યોગ્ય ઉપાય થતો નથી તો દરદ શાંત થયા પછી પણ કમળનું મોં સંકોચાઇ ન્હાનું થાય છે અને ગર્ભ રહી શકતો નથી. વખતે આ દરદ સાથે કમળનો પણ વરમ હોય છે, અને એ સોજો સ્ત્રીઅંડો સુધી પણ ફેલાય છે. પેડુના બે ખુણા તરફ એ સ્ત્રીઅંડો છે તેમાં બન્ને બાજુએ અથવા એક બાજુએ દાબવાથી દરદ થતું હોય ને સોજાનાં બધાં લક્ષણો હોય તો સમજવું કે સ્ત્રીના અંડકોશમાં પણ સોજો છે. સ્ત્રીને આવું ગર્ભસ્થાનનું કોઇ પણ દરદ થાય ત્યારે તેણે સંસારસુખથી અલગ રહેવું, તેમાં જરા પણ ગફલત કરવી નહિ. જીર્ણ વરમ થયા પછી દરદ હલકું પડે છે, તોપણ ખોરાક ઘણોજ સાદો રાખવો. કાંજી, દુધ ચોખા, અને બહુ તો મોગી દાળ (મગની કે તુવેરની) અને ચોખા ખાવા. ગરમ ખોરાક તો કાંઇ પણ ખાવો નહિ. પાચનશક્તિ સારી હોતી નથી, માટે ઘઉંની રોટલી પચે નહિ. શાક તરકારીનો થોડો ઉપયોગ કરવો અને ધાણાજીરા સિવાય બીજો ગરમ મશાલો ખાવો નહિ.

## કમળનું ક્ષત.

**સમજણ**—ગર્ભસ્થાનમાં કે કમળના મોં ઉપર ક્ષત-જખમ પડે છે. ગર્ભાશયના વરમમાંથી ક્ષત પડી જાય છે. કમળ વાંકું વળી જવાથી પણ ક્ષત પડે છે.

આ ક્ષત ઉંડું હોય છે, અને ઉપરછલું ક્ષત પણ હોય છે. જે દરદથી આ ક્ષત પડેલ હોય તેનો ઉપાય કરવાથી ક્ષત પણ રૂઝાઈ જાય; તોપણ કેટલીકવાર નબળા બાંધાવાળી, લોહી વિનાની, અને

પાકણી માટીવાળી સ્ત્રીનું આવું ક્ષત બહુ ભયંકર થઈ પડે છે અને રૂઝાતું નથી. યેનિમાર્ગમાં કે ગર્ભાશયમાં વરમ થયાથી પણ કોઈવાર કમળમાં ક્ષત પડે છે. ગરમીના દરદમાંથી પણ ક્ષત પડે છે. પરમો થવાથી પણ ક્ષત પડે છે. પ્રસવ વખતે દબાણ થવાથી પણ ક્ષત પડે છે. જલદ પીચકારીઓ અને જલદ મોગફીઓ લેવાથી પણ વખતે ક્ષત થઇ આવે છે. વિશેષ કરીને આવાં ક્ષત વેશ્યાઓને કે બહુ વિષયી સ્ત્રીઓને પડે છે. ક્ષત ગર્ભને અટકાવે છે, એટલે કે ક્ષતવાળી સ્ત્રીને ગર્ભ રહેતો નથી.

ક્ષત થયું છે તેની પરીક્ષા એ છે કે, કમળ સુજેલું તથા લાલ થાય છે. કમળના મોનો સ્વાભાવિક રંગ ગુલાબી હોય છે. ક્ષત હોય તો લાલ થાય છે આંગળીનો પ્રવેશ કરવાથી દરદ થાય, મોં વધારે પહોળું અને તેમાં સફેદ છારી કે પરૂ હોય છે; તેમાંથી ચીકણી રસી ( પ્રદર ) વહે છે. આવાં ચીન્હો હોય તો ક્ષત હોવાની શંકા થાય. આ ક્ષત જુનું થયા પછી કમળ કઠણ બને છે. આંગળી અથવા સળી ( શલાકા ) કમળમુખમાં નાખવાથી જો તેને પરૂ કે લોહીમિશ્રિત પરૂ વળગી આવે, પુરૂષસંબંધ કરતાં દરદ થાય, અને પ્રદર વગેરે બીજાં સ્થાનિક લક્ષણો હોય તો સમજવું કે કમળમાં કે ગર્ભસ્થાનમાં ક્ષત પડેલું છે.

ઉપાયો—૧. વ્રણના સાદા ઉપાયો કરવા.

૨. ફટકડીના પાણીની કે જસતનાં ફુલનું પાણી કરી તેની પીચકારી મારવી.

૩. પંચવલ્કલને ઉકાળી તે પાણીથી ક્ષત ધોવું અથવા પીચકારી મારવી.

૪. એજ પ્રમાણે ત્રિફલાના ઉકાળાથી કે માયાંના પાણીથી ક્ષત ધોવું.

૫. ટંકણખારની પીચકારી મારવી.

૬. શંખજીરૂ અથવા બોરીક એસીડ અંદર દાબવુ અથવા તેની પણ પીચકારી મારવી.

**સૂચના**—ગરમ ખોરાક બધો છોડી દેવો, સાદો ખોરાક ખાવો. બ્રહ્મચર્ય પાળવું. બહુજ સ્વચ્છતા રાખવી. સાદા પાણીથી તે ભાગ રોજ બે ત્રણવાર સારી રીતે ધોવાની ટેવ રાખવી.

## કમળનું ફરી જવું.

**સમજણ**—કમળ તેની સ્વાભાવિક સ્થિતિમાંથી નીચું લચી આવે છે અને તેની સાથે તે આગળ, પાછળ, કે એક બાજુમાં ફરી જાય છે. અંગ્રેજીમાં તેને 'ડીસપ્લેસમેન્ટ ઑફ ધી વુમ્બ' અથવા 'યુટેરાઈન, પ્રોલેપ્સ' કહે છે. આયુર્વેદકમાં 'ગર્ભાશયભ્રંશ' કહે છે. લોકોમાં 'ડીલ બહાર આવવું' એવા નામથી તે ઓળખાય છે.

**કારણો**—(૧) ઘણી અને ઉપરાઉપર સુવાવડ આવવાથી.

(૨) સુવાવડનો ખાટલો જલદી છોડી દઈને બહુ હરફર કરવાથી.

(૩) કમરનાં કપડાં બહુ સખ્ત રીતે તંગ કરીને પહેરવાથી.

ઉપલાં કારણો સાથે જે નબળી સ્ત્રી બહુ બોજો ઉંચકે, અથવા જેનો પેસાબ અટકતો હોય, અને જેના ગર્ભસ્થાનના બંધ ઢીલા પડી ગયા હોય અથવા જે સ્ત્રી શરીરે નબળી હોય, આસપાસના ભાગો તરફનુ દબાણ થાય કે ગર્ભસ્થાનને કાંઈ આઘાત લાગે ત્યારે આ કમળ એકાએક નીચું લચી આવીને વક્ર થાય છે.

**લક્ષણો**—ગર્ભસ્થાનમાં ભાર, દરદ, પેટ ભરેલું લાગે, કમર તથા સાથળમાં દરદ, અને સફેદ પાણી (પ્રદર); વળી પેસાબની વારંવાર હાજત થવી, અથવા કોઇ કેસમાં તો પેસાબનો અટકાવ થવો, ઝાડાનો કબજો અને પાચન શક્તિની મંદતા, ઇત્યાદિ લક્ષણો

હોય છે. વારંવાર રૂતુનો પણ અટકાવ થાય છે અને એકંદર તબીયત ઘણીજ બગડે છે.

**ઉપાય**—૧. ગર્ભસ્થાનની સાધારણ વક્રતામાં અથવા જરા લચી આવ્યુ હોય તો, સ્ત્રીને શક્તિ આવે એવા ઉપાયો કરવા. શક્તિની દવાઓ આપવી.

૨. સખ્ત ભ્રંશમાં આરામ જરૂરનો છે. ગર્ભાશયભ્રંશવાળી સ્ત્રીને સુવાડી રાખવી અને આખુ શરીર લાંબું કરીને સુવાડવી, પગ વાળવા કે ઉભા કરવા દેવા નહિ.

૩. એકાદ રતલ ઠંડું પાણી અથવા ત્રિફલાનું કે કાંટાળાં માયાંનું ઉકાળેલું પાણી–તેની સવારસાંજ પીચકારી મારવી.

૪. શરીર વધારે બહાર આવતું હોય તો તે અંદર દાખલ કરવા માટે નીચેના ઉપાયો કરવાઃ—

(૧) આમળુની પેઠે, તેલવાળા હાથથી દાબીને બેસાડવુ અને ગાદી મુકીને દબાણ આપી કાછો મારવો.

(૨) રાળનો લેપ મારીને પાટો બાંધવો.

(૩) રોજ બે વાર ઠંડા પાણીમાં બેસવું.

(૪) કાથો, માયરસ, ફટકડી, એવી સ્તંભક દવાઓને પાણીમાં નાખીને તે પાણીની પીચકારીઓ મારવી.

૫. શક્તિ આવે એવી દવાઓ તથા સારો પુષ્ટિકારક ખોરાક આપવો.

**સૂચના**—ગર્ભસ્થાનનો વરમ હોય કે દસ્તાનનો ખુલાસો ન હોય તો તેના ઉપાયો કરવા. ઝાડાનો ખુલાસો રાખવો. ઉભા પગે કદી પણ બેસવું નહિ, ભાર ઉચકવો નહિ, ઝાડે જતાં કરાંઝવું નહિ, બહુ જોરથી ફરવું કે ચાલવું નહિ, સંસારસંબંધ કરવો નહિ, અને સાદો ખોરાક લેવો.

## ગર્ભાશય ગ્રંથી.

**સમજણ**:—ગર્ભસ્થાનમાં ગ્રંથી એટલે ગાંઠ થાય છે, જેને અંગ્રેજીમાં યુટેરાઇન ટ્યૂમર કહે છે. આ સિવાય નાના મોટા મસા પણ થાય છે. ગર્ભાશયની આ ગાંઠ કોઇવાર નાની સોપારી જેવડી હોય છે અને કોઇને તે વધીને ગર્ભમાંના બાળક જેવડી મોટી થાય છે. તેને લીધે ગર્ભસ્થાન પણ વધે છે. નાની ગાંઠ બહુ ઇજા કરતી નથી. પણ ગાંઠ મોટી હોય છે તો ગર્ભાશયમાંથી પ્રદર જેવો સ્રાવ થાય છે.

**ઉપાય**—૧. ગ્રંથી શરૂઆતમાં નાની હોય તો શસ્ત્રવડે શસ્ત્રવૈદ્ય પાસે કપાવવી.

૨. મસો હોય તો કાતરથી કપાવી કઢાવવો.

૩. મસાને દોરાથી કે ઘોડાના વાળથી બાંધી રાખવો અને રોજ-રોજ વધારે વધારે દોરો ખેંચવો એટલે તુટી પડે.

**સૂચના**—ગર્ભાશયની અંદરની ગ્રંથીમાં કે મસો હોય તેમાં શસ્ત્રવૈદનું કામ છે. અંદરની ગ્રંથી જુની થયા પછી તે ખાવાની દવાથી સહેલથી મટતી નથી. દરદીને સારો પુષ્ટીકારક ખોરાક આપવો અને ગરમ ખોરાક બંધ રાખવો. સંસારસબંધ બધ રાખવો.




## પ્રકરણ ૪૪ મું.

## ઋતુ સંબંધી દરદો.

સ્ત્રીઓને માસિક દસ્તાન આવે છે તે ઋતુ કહેવાય છે. આ માસિક દસ્તાનમાં જે લોહી પડે છે, તે આર્ત્તવ કહેવાય, અને એ આર્ત્તવમાં વિકાર થાય ત્યારે તે આર્ત્તવદોષ કહેવાય. ૧૩ થી ૧૪

વરસની વયથી સ્ત્રી આર્ત્તવધર્મમાં આવે છે અને સરાસરી ૫૦ વરસની ઉમરે દસ્તાન આવતું બંધ થાય છે. ગર્ભાવસ્થામાં અને નાનું બાળક ધાવતું હોય ત્યાં સુધી દસ્તાન બંધ રહે છે, બાકીના બધા સમયમાં મહીને મહીને એટલે ૨૮ દહાડે સ્ત્રીને ઋતુ આવવું જોઇએ, અને તે પણ ખુલાસાથી, વિશેષ પ્રકારની પીડા થયા વિના, આવવું જોઇએ. આ દસ્તાનના કુદરતી પ્રવાહમાં ફેરફાર થાય ત્યારે તે દસ્તાન સંબંધી દરદ થયું કહેવાય. આર્ત્તવદોષના ઘણા પ્રકારો છે મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે:—

૧. **નષ્ટાર્ત્તવ**—દસ્તાન બંધ પડવું.

૨. **પીડિતાર્ત્તવ**—દસ્તાન દરદ સાથે પડવું.

૩. **અત્યાર્ત્તવ**—દસ્તાન ઘણું વહેવું.

નષ્ટાર્ત્તવમાં આટલી વાતોનો સમાવેશ થાયઃ-૧. જે ઉમરે દસ્તાન શરૂ થવું જોઇએ તે ન થાય; અર્થાત્ ઉમરલાયક થયા છતાં દસ્તાનનો અભાવ. ૨. થોડો સમય નિયમિત દસ્તાન આવે અને પાછું બંધ પડી જાય; ૩. ગર્ભસ્થાનનાં દરદને લીધે દસ્તાનનો અટકાવ થાય. ૪. શરીરમાંથી લોહી બહુ કમી થવાથી દસ્તાન આવતું અટકે.

## નષ્ટાર્ત્તવ.

**સમજણ**—આર્ત્તવ એટલે રતુ નષ્ટ થાય-બંધ પડે, તેનું નામ નષ્ટાર્ત્તવ. અંગ્રેજીમાં આ દરદને 'એમેનોરીયા' કહે છે.

દસ્તાન ગર્ભવાળી અવસ્થામાં બંધ થાય છે. પ્રસવ થયા પછી બાળક ધાવતું હોય ત્યાં સુધી પણ બંધ રહે. બાળક ધાવતું હોય અને દસ્તાન દેખાય તો સમજવું કે બાળકને ધવરાવવાની મુદત પુરી થઈ છે. જો દસ્તાન આવ્યા કરે અને બાળક પણ ધાવ્યા કરે તો સ્ત્રી નબળી પડે. કુદરતના નિયમથી ઉલટું વર્ત્તન થયું ગણાય; ઘણું કરીને નબળા બાંધાની, ફીકા વર્ણની અને દુર્બળ છોડીઓને ઉમર થયા

છતાં દસ્તાન આવતાં ઢીલ થાય છે. આવી જુવાન છોડીઓને કમરમાં તથા પીડમાં દરદ થયા કરે, માથું દુખ્યા કરે, ધોળાં પાણી પડે (પ્રદર), જરા કામ કરતાં કે મન ઉશ્કેરાતાં છાતી ધડકી ઉઠે, ખાવાપીવાની વિચિત્ર રૂચિ–માટી ઠીકરાં પણ ખાવા માંડે, સ્વભાવ ચીડીઓ થાય, છાતી ખીલે નહિ, અને વખતે હાથ, પગ કે મોં ઉપર ચેથર માલમ પડે.

એશઆરામવાળી જીંદગી, આળસ, ઘણી ઉંઘ, ભેજવાળું ખરાબ ઘર, વારંવાર બહુ ઠંડા પાણીમાં સ્નાન કે વરસાદમાં પલળવું, વિષય સંબંધી અતિ વિકાર, સખ્ત માનસિક કામ, કામ, ભય, ત્રાસ, એ વગેરે નષ્ટાર્ત્તવનાં કારણો છે. આ સિવાય, ગર્ભસ્થાનના વરમથી, ક્ષયરોગથી, પાંડુ રોગથી, ગુરદાના રોગથી, અને શરીરમાંથી બહુ રક્ત જવાથી પણ રૂતુ બંધ પડી જાય છે.

ઉપાયો—કારણો ધ્યાનમા રાખીને ઉપાય કરવાથી આ જાતનો રૂતુદોષ સુધરે છે.

૧. દસ્તાન પ્રથમથીજ શરૂ ન થાય તો, કાંઇ અવયવ સંબંધી કુદરતી ખોડ હોય તો તપાસાવીને તે ખામી સુધરાવવી.

૨. જો શરીર નબળું અને દુર્બળ હોય તો શરીરમાં તાજું લોહી ભરાય એવી સારી શક્તિની દવાઓ ખાવી.

૩. એક વખત દસ્તાન આવી ગયા પછી પાછું બંધ પડે અથવા વારંવાર અનિયમિત થઇ જાય તો, વર્ત્તનમાં તથા ખાનપાનમાં ખામી હોય તે સુધારવી. ખોરાક સાદો લેવો, આળસ–ઉંઘ છોડી દેવાં, સારી હવાના મકાનમાં રહેવું, વિષયના વિકારોને છોડી દઈ પવિત્રપણે રહેવું, માનસિક શ્રમ કે ચિંતા હોય તો તે પણ છોડી દેવાં; અને ગર્ભાશય વરમ, ક્ષય, વગેરે રોગથી દસ્તાન બંધ પડે તો તે દરદોના ઉપાય કરવાથી અને શરીર સુધરવાથી દસ્તાન પાછું ચાલતું થાય.

૪. દસ્તાન એકાએક બંધ પડી જાય તો ગરમ પાણીનું (ગરમ પાણીના તપેલામાં બેસીને કરેલ) સ્નાન બહુ ફાયદો કરે છે. આવું સ્નાન વારંવાર કરવું જોઇએ; અથવા પેડુ ઉપર ગરમ પાણીનો શેક કર્યા કરવો; તેથી બંધ પડેલ દસ્તાન પાછું ચાલતું થશે.

૫. દવાદારૂના ઉપાયો બહુ વિચારીને કરવા. જલદ દવાઓ ફાયદા કરતાં નુકસાન વધારે કરે છે. દસ્તાન બંધ થયાનું ખરૂં કારણ જાણ્યા વિના દસ્તાનના દરદવાળી બધી સ્ત્રીઓને એકજ જાતની દવા આપ્યા કરવી, તેનું પરિણામ કાંઇ પણ સારૂં નહિ આવતાં ઉલટી ગુંચવણ વધે છે. તોપણ

નીચેના દવાદારૂના ઉપાયો—જે જે ઉપાય જ્યાં જરૂર પડે તે—કરવાઃ—

૬. કુંવારનાં લફરાંનો ગરભ જુનો ગોળ અથવા મધ મેળવીને ખાવો.

૭. ત્રિફળા ચૂર્ણ, સીંધાલુણ, તથા મળી શકે તો ચોખ્ખી મંડુર ભસ્મ મધમાં ચાટવાં. ત્રિફલા ટંકે તો. ૦।, સીંધાલુણ બે વાલ અને મંડુરભસ્મ બે વાલ.

૮. કાળા તલ, સુંઠ, મરી, પીપર, તથા ભારંગમૂળ, તેનો ઉકાળો ગોળ મેળવીને કેટલાક દિવસ પીવો.

૯. ત્રિફલા ચૂર્ણની સાથે ગુગળ મેળવીને ઘી તથા મધમાં ચાટવું.

૧૦. એળીઓ ચોખો મળે તો તો. ૪, હીરાબોળ તો. ૨, અને ગુલકંદ તો. ૫ ત્રણેને વાટીને બબ્બે વાલની ગોળીઓ બનાવી રોજ એક એક ગોળી ખાવી.

૧૧. તલ, અડદ તથા દહીં, મેળવીને રોજ સવારમાં ખાવાં.

૧૨. ટંકણખાર, ચોખો એળીઓ તથા મંડુરભસ્મ સમાન ભાગે મેળવીને તેમાંથી બબ્બે આનીભાર મધમાં ચાટવું.

૧૩. આકડાનાં મૂળનું ચૂર્ણ વાલ ૧ થી ૨, મરીનુ ચૂર્ણ વાલ ૧ થી ૨–મેળવીને નિત્ય લેવું. એક અઠવાડીયુ લેવાથી ચડેલુ રૂતુ આવે અને દસ્તાનના બગાડને લીધે પેટમાં ગાંઠ થઈ હોય તે પણ મટે.

૧૪. શુંદરનો પાક બનાવીને ખાવો.

૧૫. 'યોગરાજ ગુગળ' નામની દેશી દવા કોઇ જાણીતા વૈદ્ય પાસેથી મેળવીને તેનું એકાદ બે માસ કે વધારે મુદત સુધી સેવન કરવાથી બહુ દિવસનો નષ્ટાર્તવ નાશ પામીને ગર્ભાશય સુધરે છે, અંદરનો વાયુ દૂર થાય છે, રક્તનો જમાવ થયો હોય તો તે તૂટે છે, પેડુ હલકું પડે છે, અને ગર્ભસ્થાન ચોખા દસ્તાનને તથા ગર્ભધારણને લાયક બને છે.

**સૂચના**—રૂતુરોધવાળી સ્ત્રીએ ખોરાક ઘણોજ સાદો ખાવો. ગરમ પાણીથી સ્નાન કરવું, પેડુ ઉપર તો અવશ્ય ગરમ પાણી નાખવું, ટાઢ, શરદી, ઠંડી હવા તથા ભેજમાંથી દૂર રહેવું; બહુ ગરમ ખોરાક ખાવો નહિ, તેમજ વાયડી ચીજો પણ ખાવી નહિ. પેટ હમેશાં સાફ રાખવાની તજવીજ રાખવી. ગર્ભસ્થાનના કોઈ દરદથી રૂતુ બંધ થયું હોય તો ગર્ભસ્થાનનું દરદ સુધરે નહિ ત્યાં સુધી સંસારસુખથી અલગ રહેવું.

કેટલાક લોકો દસ્તાન લાવવા માટે પહેરવાની સોગઠીઓ અને ગોળીઓ વાપરે છે. વેપારની આ ગોળીઓ તથા સોગઠીઓનો કદી પણ ઉપયોગ કરવો નહિ, કેમકે તે સોગઠીઓ બહુ ગરમ હોવાથી ગર્ભસ્થાનમાં ઉલટી ગરમી કરે છે અથવા છાલાં કે જખમ પાડી દે છે. કોઇ વિદ્વાન વૈદ્ય કે ડાકટર દરદીના આ દરદનું કારણ સમજીને કોઈ સોગઠી કે ગોળી પહેરવા માટે આપે તો તેનો ઉપયોગ કરવો, પણ વેપારને અર્થે વેચાતી સોગઠીઓનો કદી પણ ઉપયોગ કરવો નહિ.

## પીડિતાર્त્તવ.

સમજણ—પીડા એટલે દરદ થઈને દસ્તાન આવે તેનું નામ પીડિતાર્ત્તવ છે. અગ્રેજીમાં તેને 'ડિસમેનોરીયા' કહે છે આ દરદ આ દેશની સ્ત્રીઓમાં ઘણુંજ જોવામાં આવે છે. સેંકડે પચાસ સ્ત્રીઓ આ દરદની ઓછી વધતી ફર્યાદ કરતી હોય છે. ગર્ભસ્થાન અને સ્ત્રી-અંડ સંકોચાય છે ત્યારે આ દરદ થાય છે. ઋતુને આવવાનો માર્ગ સાંકડો હોવાથી અથવા ગર્ભાશયભ્રંશનું દરદ હોય તેને પણ આ દરદ થાય છે. કોઈવાર આ દરદ ઘણીજ અસહ્ય પીડા સાથે થાય છે અને દરદી સખ્ત ચુંકમાં જેવાં તરફડીયાં ખાય છે એવાં તરફડીયાં ખાય છે, તેની સાથે ઉબકા, ઉલટી, ઝાડો, અને પેસાબની એકાએક હાજત, તથા પેસાબ કરતા દરદ થાય છે. આવું દરદ જ્યારે સાથળના મુળમાં હોય ત્યારે સમજવુ કે દરદનું સ્થાન તે તરફનો સ્ત્રીઅંડ છે. આ દરદવાળી સ્ત્રીમા હિસ્ટીરીઆ જેવાં લક્ષણો પણ જણાય છે, અને હિસ્ટીરીઆનુ દરદ ઘણે ભાગે પીડા સાથેના દસ્તાનમાં હોય છે.

દસ્તાન સબધી આ દરદ, દસ્તાન આવવાનું હોય તે પહેલાં ચોડા કલાક કે થોડા દિવસ પહેલાથી શરૂ થઈ જાય છે દસ્તાન આવ્યા પછી દરદ નમે છે, અથવા લોહીના ગાંઠા ગાંઠા પડીને એ ત્રણ દહાડામાં લોહી બધ પડે છે તેની સાથે દરદ શાંત પડે છે. જેમ દસ્તાન ઓછુ તેમ દરદ વધારે, એ આ દરદમા એક નિયમ સમજી લેવો. દસ્તાન ખુલાસેથી નહિ આવવાથીજ દરદ થાય છે. કવચિત અતિ આર્ત્તવ આવીને પણ દરદ થાય છે. આ દરદમાં પ્રદર તો ઘણીખરી સ્ત્રીઓને હોય છેજ.

કારણો—મુખ્ય ત્રણ કારણો છે.

(૧) ગર્ભાશયવરમથી દસ્તાનમાં પીડા થાય.

(૨) ગર્ભાશયનું મોં સાંકડું હોવાથી અથવા સોજાને લીધે સાંકડું થયેલું હોવાથી દસ્તાન બહાર આવતાં પીડા થાય.

(૩) આવાં કારણો વિના નબળી અને નાજુક સ્ત્રીઓને આહાર-વિહારના બીજા દોષોથી પીડિતાર્ત્તવ થાય છે.

આ છેલ્લા પ્રકારનો પીડિતાવર્ત્તવ વિશેષ કરીને બચ્ચાં વગરની વાંઝણી સ્ત્રીઓને તેમજ નાજુક બાંધાની તથા ચંચળ મનોવૃત્તિવાળી સ્ત્રીઓને થાય છે.

ઉપાયો:—નીચે પ્રમાણે કરવા.

૧. દસ્ત ખુલાસેથી આવે એવી નિત્ય તજવીજ રાખવી.

૨. શરદી તથા ભેજવાળી હવામાંથી રક્ષણ કરવું અને કોઈ પણ પ્રકારનો મનનો આવેશ તથા ગુસ્સો દુર કરવો. ઋતુના સમયમાં તો જરૂર શાંતિ રાખવી.

૩. આળસનો ત્યાગ કરવો. આવી સ્ત્રીઓ જો એશઆરામમાં કે કામકાજવિના સુસ્ત થઈ પડી રહે તો દરદ ઉલટું વધે, કેમકે તેથી દસ્તનો કબજો થાય છે અને મન પણ બગડે છે; જે સ્થિતિ આ દરદને વધારનાર છે.

૪. ગરમ પાણીમાં બેસવાથી કે ગરમ પાણીનો પેડુ ઉપર શેક કરવાથી અવશ્ય ફાયદો થાય છે અને દરદ શાંત પડે છે. શેક લીધા પછી શરીર જલદી કોરૂં કરીને સુઈ જવું, અને છણછણતા ગરમ પાણીમાં ફ્લાલીન ભીંજવી, નીચોવીને તે ગરમાગરમ ફ્લાલીન પેડુ ઉપર, આંતરડાં ઉપર તથા ગુહ્ય અવયવ ઉપર લપેટી દેવાથી શેકની ગરમી વધારે વખત કાયમ રહેશે.

૫. ખાવાની દવાઓમાં પીડાની શાંતિ માટે અફીણ તથા કપુરની સમાન ભાગે, રતી રતીની ગોળીઓ બનાવીને એકાદ દિવસ ટર્કે અકેક બબ્બે ગોળી લેવી, જેથી પીડા શાંત પડે.

૬. કપુર તથા શેકેલી હીંગ સમાન ભાગે મેળવીને એકેક બબે વાલ લેવું.

૭. એજ રીતે કપુર તથા ટંકણખાર લેવો.

૮. કપુરનું તેલ કમર તથા પાડ ઉપર ચોળવું.

૯. બાવળનાં કુણાં લીલાં પાન વાટી તેનું પાણી કરી સાકર નાખીને પીવું.

૧૦. ભુરાં કોળાંનો રસ મધ નાખીને પીવો, અથવા તેનો મુરબ્બો કે પાક કરીને ખાવો.

**સૂચનાઃ**—ઝાડાનો, પેસાબનો, તથા પરસેવાનો ખુલાસો રહે એવી તજવીજ રાખવી. આ દરદમાં ગરમ પાણીમાં બેસવું કે પેડુ ઉપર ગરમ પાણીનો શેક બહુજ ફાયદો કરે છે. આ દરદ વરમ એટલે સોજા વિના થતું નથી, અને સોજા માટે શેક સર્વોત્તમ ઉપાય છે. સંસારસુખનો ત્યાગ કરવો, અને ખોરાક છેક સાદો ખાવો. કેટલાક ડાક્ટરો આ દરદમાં બ્રાંડી કે દારૂની ભલામણ કરતા જણાય છે, પણ તે નુકસાનજ કરે છે. પચવામાં ભારે, વાયડો, તથા ગરમ ખોરાક લેવો નહિ. ખુલ્લી હવામાં ફરવું; ઘરમાં આળસુ થઇ પડી રહેવું નહિ. છેવટ ઘરકામ જેટલી શરીરને કસરત આપવી; ઉત્તેજક પીણાં, દારૂ, મરચાં, અને ગરમ મશાલા છોડી દેવાં.

## અત્યાર્ત્તવ.

**સમજણ**—જવું જોઇએ તે કરતાં વધારે દસ્તાન જાય તેનું નામ અત્યાર્ત્તવ છે. અંગ્રેજીમાં આ દરદને 'મેનોરેજીયા' કહે છે. આના ત્રણ પ્રકાર છેઃ—

૧. મહીને મહીને દસ્તાન આવવાને બદલે મહિનામાં બે ત્રણ વાર કે થોડા દિવસને અંતરે આવે.

૨. દસ્તાનના ચાર દિવસ સુધી પડવાને બદલે વધારે દહાડા સુધી લોહી પડયા કરે અથવા,

૩. ત્રણ ચાર દહાડામાં જેટલું પડવું જોઇએ તે કરતાં વધારે જથામાં લોહી પડે.

આ ત્રણે પ્રકાર અત્યાર્તવના છે. દસ્તાન ૨૮ દહાડે આવવું જોઇએ, સરાસરી ૩ દિવસ દસ્તાન પડવું જોઇએ અને ૪ ઔંસ રક્ત પડવું જોઇએ. આ નિયમમાં ફેરફાર થાય, અને બધું મળીને વધારે રક્ત પડે, તો અત્યાર્તવ કહેવાય.

બહુ લોહીયાળ સ્ત્રીઓને તેમજ બહુ દુર્બળ સ્ત્રીઓને અત્યાર્તવ થાય છે. આપણા દેશમાં વિશેષ કરીને દુર્બળ નબળી સ્ત્રીઓમાં આ દરદ જોવામાં આવે છે. વારંવાર ઉપરાઉપર ગર્ભ રહેવાથી તથા ઘણી મુદત સુધી બચ્ચાંઓને ધવરાવવાથી આ દરદ થઇ આવે છે. ઘણીવાર ગર્ભસ્ત્રાવને અત્યાર્તવમાં અને અત્યાર્તવને ગર્ભસ્ત્રાવમાં ગણી કાઢવાની ભૂલો થાય છે.

ઉપાયોઃ—૧. દસ્તાન બહુ જતું હોય ત્યારે સ્ત્રીને પથારીમાં લાંબી સુવાડવી; અને શાંતિમાં સુવા દેવી.

૨. સખ્ત અત્યાર્તવ કે લોહીનાનું લોહી બંધ કરવા માટે ઠંડા પાણીમાં બોળેલ ભીનું કપડું અથવા બરફની થેલી પેડુ ઉપર તેમજ બે જાંગની વચમાં મુકયા કરવી.

૩. દરદી નબળા બાંધાની તથા અશક્ત હોય તો સારો પોષણ-કારક ખોરાક આપવો.

૪. બહુ લોહી જવાથી મૂર્છા આવે, તે મૂર્છાને વાળવા માટે બહુ ગરમ દવાઓ આપવાનો ચાલ છે, તે ચાલ સારો નથી; કેમકે તેથી તો લોહી વધારે જોરથી ફરવા માંડે ને તેથી લોહીનો સ્ત્રાવ પણ વધારે થાય. દરદીને શાંત રીતે પડી રહેવા દેવી, અને બહુ

અશક્તિ દૂર કરવા માટે તેને થોડુ થોડુ દુધ બરફ નાખીને પાવુ. કાંઈ પણ ગરમ પીણું—ચા—કૉફી—આપવાથી રક્તસ્રાવ વધે છે.

૫ એરંડીયું તેલ આપીને ઝાડાનો ખુલાસો રાખવો, અથવા ત્રિફલાની ફાકી કે સોનામુખીની ચા આપવી

૬ ખુલી હવામા ફરવા જવાય, પણ ફરવાથી દરદ ઉથલો મારતુ જણાય તો બંધ કરવુ નહિ

૭ રક્તસ્રાવ બહુજ સખ્ત હોય ને બંધ ન થતો હોય તો બરફ સરખા ઠંડા પાણીની પીચકારી રક્તસ્રાવના માર્ગમા મારવી, ઠંડા પાણીનું પોતું અથવા બરફ યોનિદ્વારમા મુકવો

૮ ફુલાવેલ ફટકડી વાલ ૪ પાશેર પાણીમા મેળવીને તેની પીચકારી મારવી

૯ ત્રિફળાનો ઉકાળો કરીને તે ઠંડા ઉકાળાથી પીચકારી મારવી

૧૦ પંચવલ્કલને ઉકાળીને તે પાણીથી પીચકારી મારવી

૧૧ ભોરીંગણીના ફુલનો રસ તનના તેનમા મેળવીને પેઢુ ઉપર લેપ કરવો

૧૨ કડવી તુંબીનો ગર્ભ, ફટકડી, કાટાળા માયા, ધાવડીના ફુલ, ઘીના કુડનાના ચામડાની રાખ, અને ત્રિફલાનુ ચૂર્ણ, સર્વેને ખાડી પાણીમા ઘુટીને ચણા જેવડી ગોળીઓ કરીને તે ગોળી રૂમા વીંટીને પહેરવી

આ સર્વ ઉપાયો રક્તસ્રાવને અટકાવવા માટે છે

**ખાવાના ઉપાયો —**

૧૩ બાવળના લીલા પાનનો રસ મધ મેળવીને પીવો

૧૪ લીલા આમળાનો રસ મધ કે સાકર નાખીને પીવો અથવા સુકા આમળાનુ ચૂર્ણ તો ૦ાા મધ મેળવીને ચાટવુ

૧૫. ભુરાં કોળાંનો રસ મધ નાખીને પીવો, અથવા તેનો મુરબ્બો ખાવો.

૧૬. ગુંદનો પાક કરીને ખાવો.

૧૭. જીરાનું ચૂર્ણ ચોખાના ધોણમાં પીવું.

૧૮. હીરવણી એટલે રાતા કપાસનાં પાનનો રસ તો. ાા, સાકર તો. ાા મેળવીને પીવો; તેનીજ સાથે ફુલાવેલ ફટકડીને ગુંદરના પાણીમાં વાટી અકેક રતીની ગોળી કરી તે ગોળી ટંકે ત્રણ ત્રણ ખાવી.

૧૯. વણનાં ( કપાસના છોડનાં ) મૂળીયાંનો ઉકાળો મધ નાખીને પીવો.

૨૦. ગજાનો ઉકાળો મધ નાખીને પીવો.

૨૧. ઓથમીજીરૂં પાણીમાં પલાળી સાકર નાખીને પીવું.

૨૨. અકેક રતી કે અરધી અરધી રતી અફીણ લેવાથી લોહી બંધ પડે.

૨૩. આંબાની છાલ તથા કેરીની ગોટલી પાણીમાં વાટીને પીવી.

**સૂચના**—આ દરદમાં કોઇ પણ ગરમ ખોરાક, ઉનો ઉનો ખોરાક, કે ઉત્તેજક પીણાં લેવાં નહિ. દારૂનો તદન ત્યાગ કરવો. સંસારસુખનો તદ્દન ત્યાગ કરવો, ચોખા દુધ ખાવાં અથવા કાંજી પીવી; પચે તો ઘઉંની રોટલી કે પુરી તથા દુધ; આરામ, ખુલ્લી હવા, અને માનસિક શાંતિની પણ જરૂર છે.

દસ્તાન સંબંધી આ સર્વ દરદો વિશેષ કરીને ગર્ભસ્થાનના વિકારો સાથે સંબંધ રાખે છે, તેથી દસ્તાનના ખાસ ઉપાયોની જરૂર પણ નથી. જે કારણથી દસ્તાનમાં વિકાર થાય, તે કારણ અટકાવવાનો ઉપાય કરવો; સંસાર ભોગવવામાં બહુજ અંદાજ તથા સંભાળ રાખવી, અને ખોરાક સાદો તથા પોષણકારક લેવો.

# પ્રકરણ ૪૫ મું.

## ગર્ભાવસ્થાનાં દરદો.

### ગર્ભિણીનાં દરદો-કસુવાવડ-ગર્ભરક્ષક ઉપાયો.

#### ગર્ભિણીનાં દરદો.

**સમજણ**—ગર્ભિણી સ્ત્રીને જે દરદો થાય છે તે દરદો માટે ખાસ કેટલાક ઉપાયો દેશી વૈદકમાં બતાવેલા છે. જુદાં જુદાં દરદોમાં સામાન્ય દરદીઓને જે દવાઓ આપીએ છીએ તેજ દવાઓ ગર્ભવાળી સ્ત્રીને આપવાથી તે સ્ત્રીને તેમજ ગર્ભની અંદરના બાળકને હાનિ પહોંચે છે.

આપણા દેશમાં ગર્ભવાળી સ્ત્રીઓ દવા ખાવાને ના પાડે છે, કેમકે પૂર્વની ચાલી આવેલી આ ટેવ વારસામાં મળેલ છે. બનતાં સુધી ગર્ભિણી સ્ત્રીએ દવા ન ખાવી, તે ઘણી સારી વાત છે, તેમ છતાં જરૂર પડે તો આર્ય વૈદકશાસ્ત્રે બતાવેલી દવાઓ ખાવી, કેમકે તે ઘણીજ નિર્ભય છે.

**અશક્તિ**—ગર્ભિણી દુર્બળ તથા અશક્ત હોય તો નીચેના સામાન્ય ઉપાયો કરવા.

૧. ખોરાકમાં વિશેષ કરીને ગાયનું કે બકરીનું દુધ ઉપયોગમાં લેવું.

૨. સુંઠની બેઆનીભારની ભુકી ગોળ તથા ઘીમાં ચોળીને સવારે ખાવી.

૩. સુંઠ તોલો ૦॥ તેની નાની કટકીઓ કરીને દુધ તથા પાણીમાં ઉકાળવી. પાણી બળી જાય અને દુધ બાકી રહે તેમાં જરા સાકર નાખીને પીવું.

૪. ગર્ભિણીની ગરમ તાસીર હોય ને સુંઠ ગરમ પડે તો એજ રીતે જેઠીમધ ઉકાળીને દુધ પીવું. દુધ મળી શકે તો બકરીનું લેવું અને રૂ. ૧૦ થી ૨૦ ભાર દુધ ઉકાળવું.

૫. આસંધ તો. ાા થી ૧ ઉકાળીને તે ઉકાળો થોડી સાકર કે મધ નાખીને પીવો.

૬. ગળોસત્વ વાલ ૧ થી ૨ દુધ સાથે પીવું.

૭. ત્રિફલા ચૂર્ણ બબે આનીભાર એટલીજ સાકર મેળવીને દુધ સાથે પીવું.

આ સિવાય ગર્ભપાળ રસ, લઘુ માલતી, સુવર્ણ વસંતમાલતી, જીવન, વગેરે દવાઓ પણ ગર્ભાવસ્થાની નબળાઈ માટે ખાઇ શકાય.

તાવ—૧. બકરીનું દુધ પાશેર અને પાણી પાશેર, તેમાં રૂ. ૧ ભાર સુંઠ, અથવા જેઠીમધનાં સુળીયાં ટુકડા કરીને નાખી ઉકાળીને પાણી બાળવું તથા દુધ બાકી રાખવું. તેમાં મરજી મુજબ સાકર નાખીને તે દુધ રોજ પીવું.

૨. જેઠીમધ, રતાંજલી, વાળો, ઉપલસરી, તથા પદ્માક તેનો ઉકાળો મધ તથા સાકર નાખી પીવો.

૩. સુખડ રાતી, ઉપલસરી, લોદર, તથા કાળી દ્રાક્ષનો ઉકાળો સાકર નાખીને પાવો.

૪. ઉપલસરી, કાળીપાટ, વાળો તથા મોથનો ઉકાળો કરીને પીવો.

૫. કાળી દ્રાક્ષ, પદ્માક, વાળો, અરણી, તથા રાતી સુખડ, ઉપલસરી, આંબળાં, તથા જેઠીમધનો કવાથ પીવાથી પિત્તજ્વર જાય.

૬. બકરીનું દુધ સુંઠ નાખીને ઉકાળી પીવાથી વિષમજ્વર તથા ટાઢીઓ તાવ જાય.

**અતિસાર-ઝાડો**—૧. આંબાની ગોટલી શેકીને ખાવી.

૨. આંબાની છાલ અને જાંબુની છાલનો ઉકાળો કરી, તેમાં ચોખાની ધાણીનો સાથવો નાખી પીવાથી ગ્રહણી રોગ મટે.

૩. પાકેલાં જાંબુ અથવા ઉંબરાનાં ફળ મધમાં ચાટવાં.

૪. મજીઠ, કડાછાલ તથા લોદરનું ચૂર્ણ તો. ૦।, પાણીમાં પીવું.

૫. બીલીફળ, જાયફળ અને મરડાશીંગીનું ચૂર્ણ બે આનીભાર પાણી સાથે પીવું.

૬. ધાવડીનાં ફુલ, મોચરસ, ઈંદ્રજવ, સમભાગે લઇ ચૂર્ણ કરી બેઆની ભાર ચૂર્ણ પાણીમાં પીવું.

૭. રીસામણી, જેઠીમધ, લોદર, તેનું વાટીને પાણી કરી સાકર નાખીને પીવું; તેથી ગ્રહણી રોગ મટે.

૮. સુંઠ તથા બીલીનો ગરભ, તેનો ઉકાળો શેકેલ જવનો આરો મેળવીને પીવો તેથી ઝાડો તથા ઉલટી મટે.

**શ્વાસ**—ભારંગ મૂળ, સુંઠ તથા લીંડીપીપર, તેનું ચૂર્ણ ગોળ સાથે ચાટવું. તેથી શ્વાસ સાથે ઉધરસ મટે.

**વાતરોગ**—બીલી, કાળીપાટ તથા સુંઠ ઉકાળીને તેનો ઉકાળો પીવો; અથવા કાંકચનાં મૂળ અને સુંઠનો ઉકાળો પીવો.

**ઉલટી**—૧. કોથમરીનો રસ અથવા ધાણાને વાટીને ચોખાના ધોણમાં મેળવી સાકર નાખીને પીવો.

૨. કલંબાનું ચૂર્ણ કે ક્વાથ સાકર તથા મધ મેળવી પીવું.

૩. બીલીનો ગરભ અને સુંઠનો ઉકાળો જવનો સાથવો નાખીને પીવો.

૪. કમળનાં ફુલ, પાન વગેરે અને જેઠીમધ તેનો ઉકાળો દુધ સાથે પીવો.

કાળજા પર રાઈની પટી મારવાથી ફાયદો થાય છે.

**મંદાગ્નિ-અરૂચિ**—૧. લવીંગનો ઉકાળો કરીને પીવો.

૨. સુંઠ, મરી, પીપર અને સીંધાલુણનું ચૂર્ણ બે બે આનીભાર પીવું.

૩. અજમોદ, સુંઠ, પીપર તથા જીરૂં, તેનું ચૂર્ણ મધ તથા ગોળમાં ચાટવું.

૪. કાળીદ્રાક્ષને સીંધાલુણ ચડાવીને ખાવી.

કબજીઅત—૧. દુધનું વિશેષ સેવન કરાવવાથી ઝાડાનો ખુલાસો થશે.

૨. એરંડીયું તેલ આપવું. સુંઠના ઉકાળા સાથે કે દુધમાં આપવું.

૩. પોપૈયું ખવરાવવાથી પણ ઝાડો સાફ આવશે.

૪. સખ્ત કબજીઅતમાં એરંડીયાની પીચકારી મારવી.

૫. બહુ સખ્ત રેચ જેવી કે નેપાળો, નસોતર, એળીઓ, રેવંચીનો શીરો, વગેરે દવાઓ ન આપવી. પ્રથમ ચાર માસ સુધી જુલાબ બીલકુલ ન આપવો.

ઉધરસ—૧. ખેરસાર તથા કાથાની ગોળી કરીને ખાવી.

૨. સાકર તો. ૧૬, વાંસકપુર તો. ૮, પીપર તો. ૪, એલચી તો. ૨, તજ તો. ૧, આ સર્વેનું ચૂર્ણ બબે આનીભાર ઘી તથા મધમાં ચાટવું.

૩. જેઠીમધનું ચૂર્ણ દુધ સાથે પીવું; અથવા જેઠીમધનો ઉકાળો મધ નાખીને પીવો.

૪. અરડુસીનો રસ મધ નાખીને પીવો.

કોલેરા—૧. સુંઠ તથા બીલીનાં મૂળનો ક્વાથ કરીને પીવો તથા તે સાથે જવને શેકી તથા દળીને તેનો કરેલો સાથવો જરા જરા ખાવો.

૨. તજ, એલચી તથા સુંઠની ફાકી આપવી.

૩. હરડે, સુંઠ અને સાજીખારનું ચૂર્ણ પાણીમાં આપવું.

૪. લીંબડાનાં પાનનો રસ અને આંબલીના પાનનો રસ મધ નાખીને પીવો.

૫. ફુદીનો અને સુંઠ નાખેલી ચા બનાવી પીવી.

પ્રકરણ ૩૨ માં જણાવ્યા મુજબ ખાવા પીવાની સંભાળ રાખવી.

**શૂળ**—૧. ગોખરૂ, જેઠીમધ અને દ્રાક્ષનો ઉકાળો મધ નાખીને પીવો.

૨. દર્ભ, કાંસડો, એરડો અને ગોખરૂનાં મૂળનો ઉકળો કરી સાકર તથા મધ નાખીને પીવો.

૩. સુંઠના ઉકાળામાં એરંડીયુ પીવું.

૪. હિંગાષ્ટકની ફાકી પાણીમાં લેવી.

**સોજા**—૧. શાહજીરૂં, જીરૂ અને કડુનો ઉકાળો પીવો.

૨. આસોંદના મૂળનુ ચૂર્ણ ગોમૂત્ર કે પાણી સાથે વાટી તેનો લેપ કરવો.

૩. ધોળી સાટોડીનાં મૂળ પાણીમાં ઘસીને તેનો લેપ કરવો, અને તેના મૂળનો ક્વાથ કરીને પીવો.

**પેસાબનો બંધકોષ**—૧. કેસુડાં બાફી પેડુ પર બાંધવાં.

૨. સુરોખાર પાણીમાં વાટી ડુંટી ઉપર લેપ કરવો.

૩. ઝાડાનો ખુલાસો કરવો; એરંડીયું પીવું.

**બહુમૂત્રતા**—૧. જવનું પાણી પીવું, કે જવની ચા પીવી.

૨. એરંડીયુ પીને દસ્તનો ખુલાસો કરવો.

૩. પેડુ પર ગરમ પાણીથી શેક કરવો.

**રક્તસ્રાવ**—૧. તાંદળજાનાં મૂળીયાંનો રસ ચોખાના ધોણ સાથે પીવો.

૨. સાકર, તલ અને જવનું ચૂર્ણ તો. ૧, મધમાં ખાવું.

૩. સો પાણીએ ધોયેલ ઘી શરીરે ચોપડવું તથા ..

૪. વાળો, કમળ, રતાંજલી, વડ, ઉંબરો પીપળો, પીપર,

જાંબુડો એ સર્વેની છાલ, તેનું ચૂર્ણ પાણીમાં વાટી તેમાં ઘી તથા ફટકડી મેળવીને બનાવેલી ગોળી મૂત્રમાર્ગમાં પહેરવી.

**પ્રદર**—પ્રદરના સાદા ઉપાયો કરવા. વાળો, અતિવિષ, મોથ, મોચરસ તથા ઇંદ્રજવનો ઉકાળો પીવો. ગર્ભિણી સ્ત્રીને જરા જરા પ્રદરનો સ્રાવ થવાનો સંભવ છે, માટે તેનો ઉપાય કરવાની જરૂર નથી. પણ વધારે સ્રાવ કે પ્રવાહ જાય તો પ્રદરના ઉપાયો કરવા.

## કસુવાવડ.

**સમજણ**—ગર્ભની મુદ્દત ૯ માસની ગણાય છે, તે દરમિયાન કેટલીક સ્ત્રીઓને અધુરે માસે ગર્ભસ્રાવ થઇ જાય છે અને કેટલીકને ગર્ભપાત થઈ જાય છે. 'ગર્ભસ્રાવ' એટલે ત્રીજા ચોથા માસ સુધીમાં ગર્ભ પડી જાય છે, અને તે પછી ગર્ભ પડી જાય તેનું 'ગર્ભપાત' નામ રાખીએ છીએ. અંગ્રેજીમાં તેને 'મિસકેરેજ' અથવા 'એબોર્શન' કહે છે. ગર્ભપાત બે રીતે થાય. ૧. ગર્ભાવસ્થાના કોઈ વિકારથી કે ગર્ભિણી સ્ત્રીની આહાર વિહાર સંબંધી મૂર્ખાઈઓથી થાય છે, અને ૨. વ્યભિચારિણી સ્ત્રીઓ જાણી જોઇને ગર્ભપાતની દવા ખાઇને ગર્ભને પાડી નાખે છે. જેઓ જાણી જોઇને ગર્ભને પાડી નાખવાનુ પાપ કરે તેનો કાંઇ ઉપાય હોય નહિ, પણ સ્ત્રીઓની નબળાઇથી તથા બીજા વિકારોથી ગર્ભસ્રાવ કે ગર્ભપાત થતો હોય તે ઉપાયોથી અટકી શકે અને બાળક પુરે માસે અવતરે. જે સ્ત્રીને એકાદવાર ગર્ભસ્રાવ થાય છે, તેને પછી ગર્ભસ્રાવનો રોગ લાગુ પડે છે, અર્થાત્ તેને વારંવાર ગર્ભ રહે છે અને વારવાર ગર્ભસ્રાવ થઇ જાય છે. આહાર વિહારની ભૂલો સુધારવાથી તથા યોગ્ય ઔષધોપચારથી આવો ગર્ભસ્રાવ અટકી શકે છે.

**કારણો**—અનેક છેઃ—

૧. ગુસ્સો, મનોવિકાર તથા ભય.

૨. ચાલવામાં બેદરકારી—ઉંચો નીચો પગ પડીને ગર્ભસ્થાનના નાજુક ભાગોને ધક્કો—આંચકો લાગે તેથી.

૩. ગર્ભસ્થાનના બંધ નબળા પડવાથી તથા ગર્ભસ્થાનના દરદથી.

૪. મરડો થઇ જવાથી વખતે કસુવાવડ થઇ જાય છે.

૫. જુલાબની દવાઓનો મૂર્ખાઈ ભરેલો બહુ ઉપયોગ કરવાથી.

૬. વારસામાંજ મળેલ નબળું શરીર પૂર્ણ મુદ્દત સુધી ગર્ભને ધારણ કરી શકતું નથી.

૭. દુષ્ટ તાવ અને તેથી શરીરમાં વધેલી નબળાઇનું પરિણામ કસુવાવડમાં આવે છે.

૮. ગરમીનું એટલે ઉપદંશનું દરદ પણ કસુવાવડનું એક મુખ્ય કારણ થઈ પડેલ છે. સ્ત્રીઓ 'કોઠે રતવા' ની જે વાતો કરે છે તે પણ આવીજ ગરમી છે, અને એવી સ્ત્રીઓને કાં તો કસુવાવડ થઈ જાય છે, અથવા બાળક ગરમીનો રોગ લઇને અલ્પાયુ જન્મે છે, અથવા જનમ્યા પછી તે થોડા દહાડામાં કે થોડા માસમાં મરી જાય છે.

ગરીબ કરતાં શ્રીમંતોમાં અને મહેનતુ કરતાં મોજીલી તથા એશઆરામવાળી સ્ત્રીઓમાં ગર્ભપાત વિશેષ પ્રમાણમાં થાય છે.

ગર્ભપાતના બનાવો આરંભની ગર્ભિણીઓમાં તેમજ અંતે વિશેષ થાય છે; એટલે કે પહેલી બીજી વારના બાળક વખતે કે ગર્ભ ધારણ કરવાની મુદત પુરી થવા આવે એ અરસાની છેલ્લી મુદતમાં કસુવાવડના કેસો વધારે પ્રમાણમાં બને છે, અને પ્રથમ જણાવ્યા પ્રમાણે એકવાર કસુવાવડ થઇ તેને બીજીવાર પણ કસુવાવડ થવાનો ભય રહે છે, અથવા વારંવાર કસુવાવડ થઈ જવાની આદત પડે છે.

લક્ષણો—કસુવાવડ થઇ જવાની હોય ત્યારે ગર્ભવાળી બાઇને બેચેની, નબળાઇ, પીઠમાં, કમરમાં તથા જાંગોમાં દરદ, અને જરા

જરા લોહીનો સ્ત્રાવ થાય છે. આ ચિન્હો ઓછી વધતી મુદત સુધી ચાલ્યા પછી પ્રસવના જેવીજ પીડા (વેણ) થવા માંડે છે, વારંવાર ઉલટી, અને કોઈ વાર બહુજ રક્તસ્ત્રાવ થાય છે. આ રક્તનો રંગ ખુલ્લો લાલ હોય છે.

આ પ્રમાણે કેટલાક દિવસ સુધી જારી રહે અને વેણ તથા લોહી રહી રહીને આવ્યા કરે. કેટલીકવાર કસુવાવડ એટલે ગર્ભસ્ત્રાવ એકાએક થોડાજ કલાકના મામલામાં થઇ જાય છે. બે ત્રણ માસનો ગર્ભ રતાશ પડતો ધોળા રંગના દડાના આકારમાં બહાર જઇ પડે છે. તેનું કદ ત્રણ માસે કબુતરનાં ઇંડાં જેવડું હોય છે, અને પછી ગર્ભની મુદત પ્રમાણે મોટું કદ હોય છે. ગર્ભ પડી ગયા પછી દરદ તથા રક્તસ્ત્રાવ બંધ પડે છે.

ઉપાય—નીચે પ્રમાણે કરવાઃ—

૧. જો રક્તસ્ત્રાવ તથા દરદ નજીના રૂપે હોય તો દરદી બાઇને શાંતિથી સુવાડી મુકવી, હરવા ફરવા દેવી નહિ, કઠણ પથારી ઉપર અને ઠંડકવાળી જગા (ઓરડા)માં સુવાડવી; બે ચાર જાતનાં જે કમળનાં ફુલ મળે તે ફુલો તથા જેઠીમધનો ઉકાળો જરા સાકર નાખીને પાયા કરવો, અને સર્વ પ્રકારનો ગરમ કે મોઢે બળતો ખોરાક ખાવા પીવાનો વહીવટ બંધ કરવો, એટલે ગર્ભસ્ત્રાવ અટકી જશે. પણ કદિ દરદ તથા રક્તસ્ત્રાવનું જોર વધતું હોય એમ જણાય તો જાણવું કે ગર્ભસ્ત્રાવ જરૂર થઈ જશે. આવે વખતે રક્તસ્ત્રાવ કે પ્રવાહને અટકાવવાના સાવધ ઉપાયો લેવા.

(૧) અફીણ રતી ૦ા થી ૦ાા અથવા તેથી પણ જરા વધારે આપીને તેના ઉપર ફટકડીનું પાણી પાવું. ફટકડી તો. ૦ા અને પાણી તો. ૨ાા ભાર. આ પાણી રક્તનો પ્રવાહ બંધ ન થાય ત્યાં સુધી આપ્યા કરવું.

(૨) ઠંડા પાણીમાં કપડાં બોળીને તે ભીનાં કપડાં ગુહ્ય દ્વારના મોં ઉપર મુકવાં.

૨. ગર્ભસ્ત્રાવ થઇ ગયા પછી પણ કસુવાવડી સ્ત્રીને પાંચ સાત દિવસ પથારીમાં સુવાડી રાખવી, હરવા ફરવાની તેને મના કરવી. કસુવાવડ થયા પછી બહુ ઉતાવળ કરીને પથારી છોડવાથી તથા કામ કાજે લાગીને શ્રમ કરવાથી ગર્ભસ્થાનનાં તથા કમળ ખસવાનાં ભયંકર દરદો થવાનો સંભવ છે.

આ સિવાય, ગર્ભસ્ત્રાવને અટકાવવા માટે નીચે પ્રમાણે ઉપાયો કરવાઃ—

૩. રીસામણી, ધાવડીનાં ફુલ, કમળ, જેઠીમધ તથા લોદર તે સર્વે વાટીને તેનું પાણી પીવું અથવા ઉકાળો કરી ઠારીને પીવો.

૪. પારેવાની હગાર, નાગરવેલનાં પાનનું પાણી (પાનને વાટી અંદર થોડું પાણી મેળવી તે પાણી ગાળી લેવું) બન્ને મેળવીને પીવાં.

૫. કમળની અંદરના રેસાઓ, તલ તથા સાકર, સમભાગે મેળવીને મધ સાથે ચાટવાં. ટંકે તોલો ૧ થી ૨.

૬. વાંસની ગાંઠો, કળથી તથા હળદર, તેનો ઉકાળો પીવો.

૭. વાળો, અતિવિષની કળી, મોથ, મોચરસ તથા ઇંદ્રજવ, તેનો ક્વાથ પીવો.

**સૂચના**—સુવાવડ સારી, પણ કસુવાવડ વધારે જોખમકારી છે. માટે દવાદારૂના ઉપાયો કરતાં પણ વર્તન સંબંધી બહુજ સંભાળ ભરેલી સાવચેતી રાખવાની છે. એક વાત તો એ કે, કસુવાવડ થાય, એવું કાંઇ પણ વર્તન કરવું નહિ—ગર્ભાવસ્થાના નિયમો બરાબર પાળવા; ગર્ભાવસ્થામાં સંસારસુખ તદન છોડી દેવું. મૂર્ખ કાચી વયના જુવાનીઆઓ તેના પરિણામનો વિચાર કરતા નથી અને તેથી તેઓ પોતાની મૂર્ખાઇથી પોતાની સ્ત્રીઓને કસુવાવડ જેવા ભયમાં લાવી

નાખે છે. કસુવાવડ થવાનાં ચિન્હો જણાય કે તેને માટે બતાવેલા નિયમો સાચવવા, અને કસુવાવડ થઇ ગયા પછી વળી વિશેષ સંભાળ રાખવી; કાચા શરીરમાં ફરી ગર્ભ રહે તો ફરી પણ જરૂર કસુવાવડ થવાની; માટે કસુવાવડ થઇ ગયા પછી સ્ત્રીએ સંસાર સુખનો લાંબી મુદત સુધી ત્યાગ રાખી અવયવોને આરામ આપવો. કસુવાવડ પછી ગર્ભ જલદી રહી જવાનો સંભવ છે, પણ તેમાં ભય છે, માટે નિર્ભય રસ્તો તો એજ છે કે લાંબી મુદત સુધી-લગભગ છ માસ કે બાર માસ સુધી સંબંધ બંધ રાખવો. આ સિવાય ખાનપાન સંબંધી ઘણીજ સાદાઈ રાખવી, ગર્ભવાળી અવસ્થામાં તેમજ કસુવાવડની અવસ્થામાં ખોરાક છેક સાદો રાખવો.

## ગર્ભ રક્ષક ઉપાયો.

**સમજણ**—સ્ત્રીઓને ગર્ભ રહ્યા પછી નવ માસ પુરા થયા પછી પ્રસવ થાય છે; કેટલીક સ્ત્રીને દશ માસે, કેટલીકને અગીયાર માસે અને કોઈ કોઇને બાર માસે પ્રસવ થાય છે. આ મુદત પહેલાં ગર્ભપાત થઈ જવાનો સંભવ કે ભય હોય, અથવા કોઇને અમુક માસે ગર્ભપાત થઇ જવાની હેર (ટેવ) પડેલ હોય, અથવા, ગર્ભ ચલાયમાન-ગતીવાન-થવા લાગે અને ગર્ભપાતનાં કાંઈ પણ ચિન્હ માલમ પડે તો તે સર્વેનો અટકાવ કરવા માટે જુના વિદ્વાન વૈદ્યોએ સગર્ભાવસ્થામાં પ્રતિમાસ સેવન કરવાના ઉપાયો પણ બતાવેલ છે, અર્થાત્ આ નીચેના ઉપાયો કરવાથી ગર્ભસ્ત્રાવનો કે ગર્ભપાતનો ભય દૂર થાય છે. આ ઉપાયો અમારા કલ્પિત નથી પણ પ્રાચીન વિદ્વાન વૈદ્યોના બતાવેલા છે, માટે શ્રદ્ધા હોય તેમણે તેનો જરૂર ઉપયોગ કરવો; વળી તે ઉપાયોની બધી વસ્તુઓ નિર્ભય છે.

**૧. ગર્ભનો પહેલો માસ**—પહેલા માસમાં ગર્ભ ચલાયમાન થાય

કે સ્ત્રાવ થવા લાગે તો-કાળી દ્રાક્ષ, જેઠીમધ, ધોળી સુખડ, લાલ સુખડ (રતાંજલી), એ સર્વેનું ચૂર્ણ ગાયના દુધમાં પીવું; તેમજ કાળું કમળ, વાળો, મોથ, શીંગોડાં, તે સર્વને ઠંડા પાણીમાં વાટી ચટણી કરીને તે ચટણી દુધમાં મેળવી પીવી.

૨. **ગર્ભનો બીજો માસ**—કમળના તંતુઓ, નાગકેસર, તગર, કમળ, બીલી તથા કપુર તે સર્વને બકરીના દુધમાં વાટીને દુધમાં મેળવી પીવું.

૩. **ગર્ભનો ત્રીજો માસ**—સાકર, નાગકેસર, પદ્મક, સુખડ, વાળો તથા કમળના કેસર (તંતુઓ) તે સર્વને ઠંડા પાણીથી વાટી ને દુધ સાથે પીવાં; શળ (વેણ) બંધ પડે અને ગર્ભપાત અટકે.

૪. **ગર્ભનો ચોથો માસ**—કેળનો કંદ, કમળ અને વાળો તેને દુધમાં પીવાં, તેથી તૃષા, દાહ, તાવ વગેરેની શાંતિ થાય.

૫. **ગર્ભનો પાંચમો માસ**—દાડમનાં પાન, સુખડ, કાળું કમળ, કમળનાં તંતુઓ, નાગકેસર તથા પદ્મક, તેનું ચૂર્ણ પાણી સાથે પીવું.

૬. **ગર્ભનો છઠ્ઠો માસ**—સોનાગેરૂ, છાણાની રાખ, પીપર, સોરઠી માટી, તે સર્વેનુ ચૂર્ણ સાકર તથા ચંદન મેળવીને પાણીમાં પીવું.

૭. **ગર્ભનો સાતમો માસ**—વાળો, ગોખરૂ મજીઠ, નાગકેસર પદ્મક તેનું ચૂર્ણ મધમાં મેળવીને પાણી સાથે પીવું.

૮. **ગર્ભનો આઠમો માસ**—લોદર તથા પીપરનું ચૂર્ણ મધમાં મેળવીને દુધ સાથે પીવું, જેથી નવમા માસમાં સુખ રૂપ પ્રસવ થશે અને ગર્ભનું પોષણ થશે.

૯. **ગર્ભનો નવમો માસ**—જેઠીમધ, ઉપલસરી, સુરજમુખી ફુલ તથા ધમાસો તેનું ચૂર્ણ પાણી સાથે પીવું.

**૧૦. ગર્ભનો દશમો માસ**—સુંઠને દુધ તથા પાણીમાં ઉકાળીને પાણી બળી જાય ત્યારે તે દુધ પીવું; અથવા સુંઠ, જેઠીમધ તથા દેવદાર તેનું ચૂર્ણ દુધ સાથે પીવું.

**૧૧. ગર્ભનો અગ્યારમો માસ**—રાણકોકડી, કમળ, મજીઠ, તથા હરડેનું ચૂર્ણ કરીને પાણીમાં પીવું.

**૧૨. ગર્ભનો બારમો માસ**—ભોંકોળું, શતાવરી, રાણકોકડી, તથા કમળનાં તંતુઓ, તે પાણીમાં પીવાથી વેણુની પોડાની શાંતિ થાય, અને પ્રસવ સુખથી થાય.

૧૩. પ્રસવની મુદત ૯, ૧૦, ૧૧ કે ૧૨ મા માસની ગણાય. ૧૨ માસ થઇ ગયા પછી પણ પ્રસવ ન થાય તો ખાંડણીઆમાં કાંઇ જુવાર કે બાજરી નાખીને સાંબેલાથી ખાંડવી. અર્થાત્ આવી કસરત કરવી તથા વિષમ આસનથી બેસવું ઉઠવું, એટલે શરીર વારંવાર વાંકુંચુંકું વાળવું વગેરે.

૧૪. પ્રસવ થવામાં વિલંબ થાય અને સ્ત્રી બહુ કષ્ટ પામતી હોય તો નીચેના ઉપાયો કરવાઃ—

(૧) કાળા સરપની કાંચળીનો ધુમાડો ગુપ્ત અવયવના દ્વાર આગળ દેવો.

(૨) માંઢોળની ધુમાડી એજ રીતે આપવી.

(૩) પીપર તથા વજને પાણીમાં વાટી તેમાં થોડું એરંડીયું તેલ મેળવીને તેના વતી નાભિ-ડુંટી ઉપર લેપ કરવો.

(૪) બીજોરાનું મુળીયું તથા મહુડાં, તે બેને વાટીને થોડું ઘી નાખીને પીવાં.






## પ્રકરણ ૪૬ મું.

### પ્રદરરોગ.

**સમજણ**—સ્ત્રીઓને ગુપ્ત અવયવમાંથી પાણી જેવો કે ચીકણો પ્રવાહી પડે છે, તેનું નામ 'પ્રદર' છે. કેટલાક તેને 'ધુપણી' નામથી ઓળખે છે. કોઇ આ દરદને સ્ત્રીનો ધાતુસ્ત્રાવ કહે છે. આ દરદને અંગ્રેજીમાં 'લ્યુકોરીયા' અથવા 'વ્હાઇટ્સ' કહે છે.

પ્રદરના મુખ્ય બે પ્રકાર છે. તે સ્ત્રીના બે અવયવમાંથી આવે છે. યોનિમાંથી જે પ્રવાહી નીકળે તે **'યોનિપ્રદર'** અને ગર્ભસ્થાનમાંથી નીકળે તે **'ગર્ભપ્રદર'** એવાં નામ રાખીએ. યોનિમાં કાંઇ વિકાર થાય છે તો યોનિમાંથી પ્રદર પડે છે, અને ગર્ભસ્થાનમાં વરમ, ક્ષત વગેરે હોય છે તો તે પ્રદર ગર્ભસ્થાનમાંથી આવે છે એમ સમજવું. આનો નિર્ણય કરીને ઉપાય કરવાથી પ્રદર જલદી બંધ પડી શકે.

**કારણો**—અનેક છે. થોડાં આ નીચે આપીએ છીએ.

૧. પાંડુરોગ એટલે શરીરમાંથી લોહી ઓછું થવાથી પ્રદર થાય છે.

૨. આર્તવરોગ-દસ્તાન મુશ્કેલી આવતું હોય, વગેરે દસ્તાનની ગડબડથી પ્રદર રોગ થાય.

૩. ગર્ભસ્થાનનો દીર્ઘ વરમ.

૪. કમળનું ફરી જવું. જેનું કમળ ફરી જાય છે તેને પ્રદર જરૂર હોય છે.

૫. જેને વારંવાર સુવાવડ કે કસુવાવડ આવે છે તેને પ્રદરનું દરદ લાગુ પડે છે.

૬. કામકાજ વિના ઘરમાં બેસી રહેનારી સ્ત્રીઓને પ્રદર થાય છે.

૭. એશઆરામ, અતિ વિષય, અને અતિ નબળાઈ, એ પ્રદરનાં ફળદ્રુપ કારણો છે.

૮. ગરમીના રોગથી પણ પ્રદર થાય છે.

૯. સ્વચ્છતા નહિ રાખનારી સ્ત્રીઓના ગુપ્ત ભાગોમાં ગરમી થઇને તેમાંથી પ્રકટ થાય છે.

૧૦. સગર્ભાવસ્થામાં પ્રદર જેવું દેખાય છે, પણ આ સ્થિતિમાં ભીનાશ તથા થોડો પ્રવાહી દેખાય એ સ્વાભાવિક છે, માટે તે પ્રદર છે એમ માનવાની જરૂર નથી. પણ વધારે ધોળો પ્રવાહ કે રક્તપ્રવાહ હોય તો તેનો જરૂર ઉપાય કરવો.

ઉપાયો—૧. શરીર ફીકું તથા નબળું હોય તો લોહવાળી શક્તિની દવાઓ કોઈ વૈદ્ય કે ડાક્ટરની સલાહથી લઈ શરીર સુધારવું, એટલે પ્રદર પણ બંધ પડે.

૨. દસ્તાન સંબંધી કારણ હોય તો તે દુર કરવું.

૩. ગર્ભસ્થાનના વિકારો હોય તો તેના ઉપાયો કરવા; તે મટેથીજ પ્રદર મટે.

૪. ગરમી હોય તો ગરમી મટાડવાના ઉપાયો કરવા.

૫. પ્રદરમાં દવાઓ કરતાં વર્તનની સંભાળ વધારે રાખવાની છે; સસાર સંબંધ બીલકુલ છોડી દેવો, પવિત્રતા રાખવી અને ક્રોધ તથા વિષયવિકારોને વશ થવું નહિ. જો આવી સંભાળ ન રહે અને દવાઓના ઉપાયો થાય તો તેની જોઇએ તેવી અસર થાય નહિ.

૬. ખોરાક સાદો અને સાત્વિક રાખવો. દારૂ, ચા, કોફી પ્રદરને વધારનાર છે; ગરમ મરચાં, મસાલા, બહુ તીખા, બહુ ખાટા પદાર્થો, તેમજ મોં બળે એવો બહુ ગરમાગરમ ખોરાક, એ સર્વે પ્રદરને વધારે છે, માટે તેનો ત્યાગ કરવો.

૭. શરીરને જોઇતી કસરત આપવી–ઘરનું કામકાજ કરવું અને બની શકે તો ખુલ્લી હવામાં ફરવું.

૮. ઠંડા પાણીથી સ્નાન કરવું, અથવા બરડાની કરોડ ઉપર ઠંડા પાણીની ધાર કરવી, તેથી પણ પ્રદરનું પાણી બંધ પડે. ગર્ભવાળી સ્ત્રીએ આ ઉપાય ન કરવો.

દવા દારૂના ઉપાયો અનેક છે. આ નીચે થોડા સહેલા ઉપાયો આપ્યા છે.

૯. રસવંતી ચોખાના ધોણમાં બબે ચાર ચાર વાલ પીવી.

૧૦. શતાવરીનું ચૂર્ણ અથવા લીલીનો રસ દુધમાં પીવો.

૧૧. દર્ભનાં મૂળીયાં વાટીને ચોખાના ધોણમાં સાકર તથા મધ મેળવી પીવાં.

૧૨. એજ રીતે તાંદળજાની ભાજીનાં મૂળીયાં પીવાં.

૧૩. આમોપાલવની છાલને પાણીમાં ઉકાળી ઉકાળો તૈયાર કરવો. તે પાણી ગાળી લઇ પછી તેમાં એટલુ બીજું દુધ મેળવીને ફરી ઉકાળી પાણીને બાળી નાખવું અને દુધ બાકી રહે તે પીવું.

૧૪. લીલાં આંબળાંનો રસ મધ મેળવીને પીવો. અથવા સુકાં આંબળાંનુ ચૂર્ણ મધમાં ચાટવું.

૧૫. ગોખરૂનું ચૂર્ણ ઘી તથા સાકરમાં ચાટવું.

૧૬. જીરાનું ચૂર્ણ સાકર મેળવીને ચોખાના ધોણમાં પીવું.

૧૭. વાંસકપુર, એલચી, બદામ, ગજીસત્વ તથા સાકર, તેનું ચૂર્ણ દુધમાં પીવું.

૧૮. દુધેલીનાં પાન તો. ૧ તથા જેઠીમધ તો. ૦॥ પાણીમાં વાટી ભાંગની પેઠે ઘુંટી પાણી ગાળી લેવું અને સાકર નાંખી પીવું.

૧૯. નાગકેસર તો. ૦॥ છાશમાં વાટીને તે પાશેર છાશમાં મેળવીને પીવું.

૨૦. ઓથમીજીરાંનો લુઆબ સાકર નાખીને પીવો.

૨૧. ઓથમીજીરૂં, વરીયાળી, આવચીઆવચી, એખરો, ખસખસ, કડાયો ગુંદર, દરેક રૂ. ૨ાા ભાર, મેથી દાણા રૂ. ૫ ભાર, જાયફળ તો. ૧, સર્વે ખાંડીને પાણીમાં કે વેવના ચીકણા રસમાં વાટી નાની સોપારી જેવડી ગોળીઓ કરી રોજ બે ત્રણવાર ખાવાથી પ્રદર તેમજ સોહીવા બે દિવસમાંજ અટકે.

૨૨. પારેવાની હગાર વાલ ૪ મધ સાથે થોડાં ટંક ચાટવાથી રક્તપ્રદર તથા લોહીના ગાંઠા પડતા હોય તે બંધ થાય.

૨૩. ધોળી સુખડ તો. ૧, સાકર તો. ૨, તેને ખાંડી તેની બારીક ભુકીની ૨૪ પડીકી કરવી. તે પડીકી રોજ ત્રણવાર ચોખાના ધોણમાં વાટી મધ મેળવીને તે ધોણમાં પીવી.

૨૪. પડવાસ તથા માયાનુ સમાન વજને ચૂર્ણ બનાવી તેમાંથી ટંકે તો. ૦ાા ચૂર્ણ કાચા ચોખાના ધોણમાં મેળવીને પીવું.

૨૫. તળેલો ગુંદર સાકર સાથે મેળવીને દુધમાં પીવો. અથવા ગુંદરપાક ખાવો. (ગુંદરપાક માટે જુવો ગરીબોનો વૈદ્ય ભાગ ૩ જો.)

૨૬. જેઠીમધ તો. ૦ાા તથા સાકર તો. ૦ાા ચોખાના ધોણમાં વાટી પીવાથી રક્તપ્રદર બંધ પડે.

૨૭. નાગકેસરનું ચૂર્ણ માખણ તથા સાકરમાં ચાટવાથી રક્ત-પ્રદર અટકે.

૨૮. પીપળાની લાખ રોજ ૧ તોલો વાટીને છાશમાં થોડા દિવસ પીવી.

૨૯. લીંબડાની અંતર છાલનો રસ કાઢીને કે ઉકાળો કરીને તેમાં જીરાની પડીકી નાખીને પીવાથી રક્તપ્રદર બંધ પડે.

૩૦. વાંસકપુર તથા એલચીના દાણા અકેક તોલો ખાંડી તેની ભુકી સુખડના તેલમાં ભીંજવી વાટીને પા પા તોલાની ગોળીઓ કરીને ર"કરેવાળા મોરા પાણી સાથે પીવી.

૩૧. પડવાસનું ચૂર્ણ તલના તેલ સાથે ૭ દિવસ ચાટવાથી શ્વેતપ્રદર બંધ પડે છે.

૩૨. અરડુસીનાં પાનનો તથા ગળોનો રસ મધ મેળવી પીવો.

૩૩. ખેરીશુંદર તો ॰। થી ॰॥ રાત્રે ભીંજવી સવારમાં સાકર નાખીને પીવો.

૩૪. દારૂહળદર, રસવંતી, નાગરમોથ, બીલીનાં ફળ, અરડુશીનાં પાન, કરીયાતુ, તથા ભીલામાં સરખે વજને કવાથ કરીને ઠંડો પાડીને તથા મધ મેળવીને પીવાથી સર્વ પ્રકારનાં પ્રદર મટે, લોહીનું પ્રદર મટે તથા પ્રદર સાથે શૂળ હોય તો તે પણ મટે.

૩૫. ઉંબરાનાં (ઉમેડાનાં) ફળને વાટી તેના રસમાં મધ નાખી પીવાથી, તેમજ ઉમેડાનાં ફળનું ચૂર્ણ કરી તેમાં સાકર તથા મધ નાખી ચાટવાથી પ્રદર મટે.

૩૬. રસવંતી તથા તાંદળજાનાં મૂળીયાં ચોખાના ધોવણમાં વાટીને તેમાં મધ મેળવી પીવાં.

૩૭. જારના દાણામાં અંગારીઆ દાણા થાય છે, તેની બબે આની ભાર વજનની ભૂકી સાકર સાથે મેળવી પાણીમાં ફાકવાથી રક્તપ્રદર મટે.

૩૮. કાકડીનો મગજ તો. ૧ તથા ધોળા કમળની કળીઓ તો. ૧ તેને પાણીમાં વાટી તેમાં જીરૂ તથા સાકર નાખી એકાદ અઠવાડીયું પીવું.

૩૯. ગુંદરપાક ખાવાથી પ્રદર તથા નબળાઇ મટે. (ગુંદરપાક માટે જુઓ ગરીબોનો વૈદ્ય ભા. ૩ જો.)

૪૦. તકમરીયાંનો લુઆબ સાકર નાખીને પીવો.

૪૧. ગોપીચંદન માસો ૧ તથા ફટકડી માસો ૩ તેને સાથે વાટી બે કોડીયામાં નાખી કપડમાટી કરી કોડીયું થોડાં છાણામાં મુકી

પકવવું. પછી તેની અંદરની તૈયાર થયેલ ભસ્મ જેવી દવામાંથી એકેક ચણોઠીભાર દવા સાકરમાં ખાવી.

**પીચકારીઓઃ—**

(૧) ત્રિફલાના ઉકાળાની પીચકારી લેવી.

(૨) પંચવલ્કલના ઉકાળાની પીચકારી લેવી.

(૩) કાંટાળા માયાંના ઉકાળાની પીચકારી લેવી.

(૪) ફટકડીની પીચકારી લેવી. ૧ વાલ ફટકડી, ૨ાા તોલા પાણી.

(૫) ટંકણની પીચકારી લેવી. ૧ વાલ ટંકણ, ૨ાા તોલા પાણી.

(૬) રસવંતીની પીચકારી લેવી. ૨ વાલ રસવંતી, ૨ાા તોલા પાણી.

(૭) જાંબુના ઝાડની છાલના ઉકાળાની પીચકારી લેવી.

**સૂચનાઃ—**બધો ગરમ ખોરાક બંધ કરવો. ગરમાગરમ ચહા તત્ત પીડા કે પાણીવી નહિ. બહુ ખાટા, બહુ તીખા તથા બહુ ખારા પદાર્થો બંધ કરવા. ચટણી, મશાલા અને અથાણાં બંધ કરવાં. પ્રદર હોય ત્યાં સુધી સંસારસુખનો ત્યાગ કરવો, તથા એકંદરે શરીરમાં શક્તિ તથા લોહી આવે એવો સારો ખોરાક તથા લોહવાળી ઉંચી દવાઓ પણ બને તો ખાવી.

**સૂચના—**સ્ત્રીને પ્રદર દેખાવા માંડે કે તેની બેદરકારી નહિ રાખતાં તેનો તુરત અટકાવ કરવો, એટલે કે તેનું કારણ શોધી કાઢી તેનો ઉપાય કરવો. ગર્ભસ્થાનના વરમથી, ક્ષતથી કે કમળ ફરી જવાથી પ્રદર થયેલ હોય તો ગર્ભસ્થાન સુધારવાના ઉપાયો કરવા. પ્રદર રોગ વંધ્યત્વનું મોટું કારણ છે, કેમકે પ્રદરવાળી સ્ત્રી ઘણીવાર ગર્ભ ધારણ કરી શકતી નથી. પ્રદરવાળી સ્ત્રીએ સંસાર સુખથી અલગ રહેવું, ગરમ ખોરાક ખાવો નહિ, દારૂ વગેરે વ્યસનની ચીજો લેવી નહિ; અને સારો પુષ્ટીકારક ખોરાક લેવો તથા ઝાડા પેસાબની શુદ્ધિ સાથે બહારની પણ પવિત્રતા રાખવી.

## પ્રકરણ ૪૭ મું.

## યોનીરોગ-મૂત્રમાર્ગનાં દરદો.

**સમજણ**—મૂત્રમાર્ગમાં સ્ત્રીઓને અનેક પ્રકારના વિકારો થાય છે. આ વિકારોને સ્ત્રીપુરૂષોનાં આચરણો સાથે વિશેષ સબંધ હોય છે. જેમનાં આચરણો પવિત્ર અને સદાચારી હોય છે, તેઓને આવા રોગો થતા નથી, અથવા બહુ થોડા પ્રમાણમા થાય છે; પણ વિષયી કે વિકારી સ્ત્રીઓને તેમજ બહારચાલવાળા પુરૂષોની સ્ત્રીઓને આવાં દરદો વિશેષ થાય છે. વેસ્યાઓ આ દરદોમાં ડુબાડૂબ હોય છે, અને દુનિયાનાં સ્ત્રીપુરૂષોમાં સંસર્ગજન્ય ચેપી ગરમીના રોગોને સાકરનાર આ વેસ્યાઓ અને વ્યભિચારી સ્ત્રીપુરૂષોજ છે. અંગ્રેજીમાં આ દરદને 'વેજાઇનલ ડીસીઝ' કહે છે.

**કારણો**—અનેક છે. થોડાં નીચે આપવામાં આવે છે.

૧. વ્યભિચારથી અને દુષ્ટ સંસર્ગથી આ દરદ થાય છે.

૨. દસ્તાન સંબંધી દરદમાંથી પણ આ દરદ થાય છે.

૩. ગરમીના રોગવાળા પુરૂષના સંબંધથી આ દરદ થાય છે.

૪. અતિ ગરમ ખોરાક કે ગરમ દવાઓ ખાવાથી પણ યોનિરોગ થાય છે.

૫. સંસારસુખમાં અંદાજે નહિ રાખવો અને વિરૂદ્ધ આચરણ કરવાં, એ આ દરદનું સૌથી મોટું કારણ છે.

૬. અતિ નાની ઉંમરમાં સંસારમાં પડવાથી આ દરદ થાય.

૭. મળમૂત્રને બળાત્કારે રોકી રાખવાથી આ દરદ થાય.

૮. અતિ ખાઇને સંસારસુખ ભોગવવાથી આ દરદ થાય.

૯. સ્વચ્છતા ન રાખવાને લીધે યોનિમાં જંતુ પડે.

**લક્ષણ**—અનેક છે. વાયુદોષ વિશેષ હોય તો યોનિમાર્ગમાં સોયો ભોંકાયા જેવી વેદના થાય, યોનિ અક્કડ લાકડા જેવી થાય, સાંધાઓમાં પીડા, પતિ સંબંધ કરતાં પીડા, વાયુ સંબંધી પીડા થવાને લીધે સંસારસુખની ઇચ્છા ન થાય, અથવા અભાવ થાય, અને તેને છાતી પણ પુરી હોય નહિ; જે સ્ત્રી ગર્ભાવસ્થામાં વાયડી ચીજો બહુ ખાનારી હોય તેની દીકરી થાય તેનો મૂત્રમાર્ગ સાંકડો થાય; દસ્તાનના સમયમાં વેગનો અટકાવ કરવાથી અંદરનો વાયુ બગડીને શોષણ કરી પીડાને ઉત્પન્ન કરે.

પિત્તના દોષવાળી સ્ત્રીની યોનિમાં દાહ, બળતરા, પાક, દુર્ગંધ, અતિ પીડા, અને લોહીનો સ્રાવ થાય.

કફના દોષવાળી સ્ત્રીને તથા બહુ કફકારક પદાર્થો ખાવાવાળી સ્ત્રીને યોનિમાં સોજો, સ્પર્શની અસહનતા, કેડ તથા સાંધા દુખે, અને તાવ પણ આવે.

સ્વચ્છતા ન રાખનારી સ્ત્રીની યોનિમાં જંતુ પડે, તેથી અંદર ચેળ બહુ આવે અને તેને લીધે સંસારસુખની ખોટી ઇચ્છા થયા કરે.

યોનિરોગને લીધે યોનિમાંજ પતિનું વીર્ય ટકતું નથી, તેથી ગર્ભ રહેતો નથી અને પ્રદર, યોનિકંદ, શૂળ, ગુલ્મ, વગેરે દરદો થાય છે.

**ઉપાય**—૧. દવાઓ કરવા કરતાં વર્તન સુધારવાથી, પવિત્રપણે તથા નિયમમાં રહેવાથી આ દરદો વહેલાં મટે છે.

૨. સંસારસુખનો વ્યવહાર બંધ રાખવો.

૩. સારો સાત્વિક ખોરાક લેવો અને સ્વચ્છતા રાખવી.

૪. મળમૂત્રની બરાબર શુદ્ધિ રાખવી.

૫. તગર, ભોરીંગણી, ઉપલેટ, સીંધાલુણ તથા દેવદાર તેને

વાટીને તેની ચટણી તલના તેલમાં પકાવી તે તેલનું રૂનું પુમડું યોનિમાં રાખવાથી શૂળ મટે.

૬. તલના તેલનું પુંમડું રોજ મુક્યા કરવાથી ચામડીની અકડાશ કે કઠણાશ મટે.

૭. યોનિ બહાર લચી આવતી હોય તો ઘી ચોપડીને તેના ઉપર દુધની રોજ બાફ દેવી અને હાથથી દાબીને અંદર બેસાડવી તથા સુંઠ, મરી, પીપર, ધાણા, જીરૂં, દાડમ તથા પીપરીમૂળ, તેનું ચૂર્ણ યોનિના દ્વારમાં ભરીને પાટો મારવો.

૮. યોનિમાંથી પરૂ આવતું હોય તો લીંબડાનાં પાન, દારૂહળદર, જાયનાં ફુલ, વગેરે મળ શોધન વસ્તુઓ તથા સીંધાલુણ ગોમૂત્રમાં વાટીને તેની ગોળીઓ બનાવી અંદર પહેરવી.

૯. ચીકાસ સાથે દુર્ગંધ હોય તો પીપર, મરી, અડદ, સુવા, ઉપલેટ, તથા સીંધાલુણ; તે સર્વને પાણીમાં વાટી ટચલી આંગળી જેવી લાંબી વાટ કરી સુકવીને પહેરી રાખવી.

૧૦. ત્રિફલા અને ધમાસાના ઉકાળાના પાણીથી ધોવાથી ચેળ મટે.

૧૧. ઉપલેટ, શાહજીરૂં, તથા જાયફળ, તેનું ચૂર્ણ તલના તેલમાં તળવું પછી તે તેલ કપડેથી ગાળી લઈ તેમાં રૂનું પુંમડું બોળીને યોનિમાં રાખવું, જેથી અતિ શીતળતા દુર થાય.

૧૨. ફુલ ઉપર માંસ વધ્યું હોય તો જીરૂં, હાથીના પગના નખ, તેને વાટી ઘીમાં તળીને તેમાં રૂ બોળી પુંમડું મુકવું.

૧૪. કૃમિ એટલે જંતુઓ હોય તો સાજીખાર, હરડે તથા બેહેડાંને સાબુના પાણીમાં વાટીને તેમાં બારીક મલમલનું કપડું ભીંજવીને યોનિમાં રાખવું. આ સર્વે ઉપાયો દસ્તાનના દિવસોમાં તો જરૂર કરવા.

૧૫. કમળમાં વાયુ હોય તો બે તોલા દ્રાક્ષને તલના તેલમાં વાટી તેમાં રૂ બોળીને યોનિમાં રાખવું.

૧૬. રાસ્ના, આસંધ, તથા અરડુસીનાં પાન, તેનું ચૂર્ણ દુધમાં પીવું, તેથી યોનિનું શૂળ મટે.

૧૭. કવચનાં ઝાડની જડને પાણીમાં ઉકાળીને તેના વડે રોજ યોનિ ધોવાથી ઢીલા પડેલ બંધ મજબુત થાય.

૧૮. ત્રિફલાના ક્વાથમાં મધ નાખીને તે પાણીથી યોનિ ઉપર નિત્ય સિંચન તથા પ્રક્ષાલન કરવાથી યોનિકંદ એટલે યોનિ બહાર આવતી હોય તે ઠેકાણે બેસે.

૧૯. કેસુડાં, ઉંબરાનાં ફળ, તેને વાટી તેલ તથા મધમાં મેળવીને લેપ કરવાથી કલમ ૧૭ પ્રમાણે લાભ થાય.

૨૦. ઇંદ્રવરણાનું મૂળ છોલી લીસું કરીને આંગળી જેવડું લાંબું રાખી યોનિમુખમાં રોજ અમુક સમય ધરી રાખવાથી યોનિદ્વારનો પડદો દૂર ન થયો હોય તો ફાટીને દૂર થાય ( શસ્ત્ર ક્રિયા કરવી ન પડે ) તેમજ રસ્તો સાંકડો હોય તો તે મૂળને વાટીને યોનિદ્વારમાં તેની ગોળી રોજ મુકવી.

૨૧. ઇંદ્રવરણાનાં મૂળને વાટીને બકરીનું ઘી મેળવી લેપ કરવાથી શૂળ મટે.

૨૨. લીંબડાની લીંબોળીઓ અને દીવેલી ( એરંડાની એરંડી ) તે બેને લીંબડાના પાનના રસમાં વાટી ગોળી બનાવીને યોનિમાં પહેરવાથી યોનિશૂળ મટે.

૨૩. ખાખરાનો પિત્તપાપડો ( ફળ ) વાટીને તેમાં ઘઉંનો આટો મેળવીને તેની પોલ્ટીસ બનાવી બાંધ્યા કરવાથી યોનિકંદ ખરી પડે.

૨૪. રીસામણીનાં પાન વાટીને તેનો રસ હાથ ઉપર ચોપડવો.

તે હાથવતી યોનિકંદ રોજ અંદર બેસાડવાનો અભ્યાસ રાખવાથી ઢીલ ઠેકાણે બેસે.

૨૫. સુવાની પોટલી યોનિમાં રાખવાથી શળ મટે.

૨૬. યોનિની બારીક ચામડી તતડી આવેલ હોય તો પંચવલ્કલના પાણીથી ધોવી અથવા ટંકણના પાણીનાં પોતાં મુકવાં. તેથી ચેળ પણ મટે.

૨૭. યોનિ ( ઢીલ ) બહાર આવતું હોય તેના ઉપર ફટકડીનું પાણી છાંટવાનો અભ્યાસ રાખવાથી પણ તે સંકોચાઇને અંદર બેસે છે.

૨૮. બંધ ઢીલા પડવાને લીધે ઉઠતાં બેસતાં અવાજ થતો હોય ત્યારે તેના ઉપર ફટકડીનું પાણી છાંટવું.

૨૯. પંચવલ્કલ, ઉબરાનાં સુકાં ફળ, લીંબડાનાં તથા જાંબુનાં પાન, એ સર્વે ખાંડીને એક રાત પાણીમાં પલાળી રાખવાં. બીજે દહાડે તેમાં તેલ મેળવીને ઉકાળી લેવું. સર્વ પાણી બળીને તેલ રહે તે ગાળી લેવું. આ તેલમાં રૂનું પોતું બોળીને તે યોનિમાં રાખવું અને ઉપરથી ટંડા પાણીની કે કોઇ ટંડા કવાથની ધાર કરવાથી યોનિનાં ઘણાં દરદો મટે છે.

૩૦. કડવા લીંબડાની લીંબોળી વાટીને તલના તેલમાં તળવી અને પાછી તલના તેલમાં ઘુંટવી. તેમાં જરા મોરથુથાની ફુલાવેલ ભુકી નાખવી. આ તેલ યોનિકંદ ઉપર ચોપડવાનું કેટલાક દિવસ સુધી જારી રાખવું.

૩૧. ધાવડીનાં ફુલ, આંબલીનાં પાન, સુરમો ( પથર ), જેઠીમધ, કમળ અથવા કમળકાકડી, હીરાકસી, લોદર, કાયફળ, ફટકડી, દાડમની છાલ, તજ તથા ઉબરાનાં કાચાં ફળ, સર્વ અકેક તોલો લઇ

ખાંડવાં. પછી સર્વથી આઠગણું બકરીનું મૂત્ર અને બકરીના મૂત્રથી બમણું દુધ તેમાં તે સર્વ ચૂર્ણ નાખીને ધીમો તાપ આપીને પકાવવાં. વળી તેમાં ૨૦ તોલા તલનું તેલ નાખવું. પાકતાં પાણીનો સર્વ ભાગ બળીને તેલ ઉપર તરી આવે તે તેલ ગાળી લેવું. આ તેલનાં પોતાં લેવાથી કે પીચકારીઓ લેવાથી યોનિનાં ઘણાં દરદો મટે.

**સૂચના**—યોનિરોગનાં જે કારણો પ્રથમ આપ્યાં છે તે કારણોથી દુર રહેવું. સંસારસુખ કુદરતના નિયમ વિરૂદ્ધ કે યોગ્ય આસન વિરૂદ્ધ ન થાય તેની ખૂબ સંભાળ રાખવી. ઘણા મૂર્ખ નાદાનો ગમે તેમ વર્તન કરે છે, તેથી સ્ત્રીઓના ગુપ્ત અવયવને ઘણો ધક્કો લાગી જાય છે, અને તેમાંથીજ યોનિનાં ઘણાંક દરદો થાય છે. સ્વચ્છતા સંબંધી બીજી એવીજ ઉપયોગી ચેતવણી આપવાની છે. સંસાર સુખ પછી પાણીથી શુદ્ધિ નહિ કરવાથી ઘણીવાર મળદોષને લીધે યોનિમાં નાનાં નાનાં પણ હઠીલાં દરદો થાય છે. ખોરાક સાદો ખાવો, જેથી મળમૂત્રના રસ્તા ચોખા રહે. મળમૂત્રનાં સ્થાન બગાઇ રહેવાથી પણ યોનિમાં વિકારો થાય છે. યોનિનું દરદ હોય તે દરમીયાન સંસાર સુખથી વિરક્ત રહેવું.

---

## પ્રકરણ ૪૮ મું.

### વંધ્યત્વ—વાંઝીયાપણું.

**સમજણ**—વંધ્યત્વ અથવા વાંઝીયાપણાને અંગ્રેજીમાં 'સ્ટરીલીટી' કહે છે. જે સ્ત્રીને છોકરાં ન થાય તે વાંઝણી કહેવાય. છોકરાં થતાં હોય પણ મરી જતાં હોય તેને વાંઝણી કહેવાનો ચાલ નથી,

પણ જેને મુદ્દલ ગર્ભજ રહેતો નથી, તેને વાંઝણી કહેવાનો ચાલ છે. અત્રે તો, મુદ્દલ છોકરાં થતાં ન હોય કે એકાદ છોકરૂં થયા પછી ગર્ભ રહેવો બંધ પડેલ હોય, તે બન્ને સ્થિતિને વાંઝીયાપણું ગણીને ઉપાયો આપ્યા છે.

**કારણો**—અનેક છે.

(૧) જન્મથીજ અવયવોની ખામી. કોઇને સ્ત્રીઅંડજ હોતા નથી તો કોઇને ગર્ભસ્થાનમાં તથા યોનિમાર્ગમાં ખામી હોય છે.

(૨) ગર્ભસ્થાનનાં દરદો–વરમ, ક્ષત, વગેરે–એ દરદોવાળી સ્ત્રીઓને ગર્ભ રહી શકતો નથી.

(૩) દસ્તાન સંબંધી દરદોથી પણ ગર્ભ રહેવામાં અટકાવ થાય છે.

(૪) યોનિરોગથી પણ ગર્ભ ધારણ થવામાં વિરોધ આવે છે.

(૫) શરીરે બાલી જવું, એ પણ વંધ્યત્વનું એક મુખ્ય કારણ છે. જે સ્ત્રીઓ શરીરે પ્રથમથીજ બાલી જાય છે–બહુ જાડી થાય છે, તેમને બચ્ચાં થતાં નથી.

(૬) ગરમીનો રોગ એ વાંઝીયાપણાનું હાલમાં વિસ્તારવાળું કારણ થઇ પડેલું જોવામાં આવે છે.

(૭) પ્રદરરોગથી પણ ગર્ભ ધારણની અટકાયત થાય છે.

(૮) પુરૂષ પક્ષની ખામી હોય, એટલે વીર્યદોષ હોય તો પુરૂષનું વીર્ય સુધારવાના ઉપાયો કરવા; પણ મોટે ભાગે સ્ત્રીઓનાં દરદોથીજ વંધ્યત્વ આવે છે.

**ઉપાયો**—૧. અવયવ સંબંધી ખોડ ખામી હોય તો કોઇ પાસ થયેલ મીડવાઇફને કે સ્ત્રી ડાક્ટર પાસે તપાસાવી ઉપાય કરાવવો અને શસ્ત્ર ક્રિયાની જરૂર પડે તો તે કરાવીને ખામી દૂર કરાવવી.

૨. ગર્ભસ્થાનનો વરમ કે ક્ષત હોય તો તેની ખાત્રી કરાવી તે દૂર કરવાનો ઉપાય કરવો.

૩. દસ્તાન સંબંધી જુદાં જુદાં દરદો પ્ર૦ ૪૪ મામાં બતાવેલાં છે, તેમાંનું કાંઇ દરદ હોય તો તેનો ઉપાય કરવો.

૪. પ્રદર હોય તો પ્રદરનો ઉપાય કરવો.

૫. ગરમીનો રોગ હોય તો ગરમીના ઉપાયો કરવા.

૬. ઋી બાલી ગઇ હોય તો તેનો ઉપાય કરવો, કેમકે ચરબી ચડી જવાથી તેવું દૂષિત ગર્ભસ્થાન પુરૂષનું વીર્ય પકડી શકતું નથી.

સામાન્ય ઉપાયો નીચે પ્રમાણે છે. આ ઉપાયો કરવાથી સ્ત્રીઓનાં ગુપ્ત સ્થાનોના દોષો હોય તે દૂર થાય અને પછી ગર્ભ રહી શકે એવી મતલબ છે. દોષો દૂર થયા વિના આ ઉપાયોમાં ગર્ભ રખાવવાની કોઈ જાદુઇ અસર છે, એમ માનવું નહિ, અને કોઇ તેમ મનાવે તો ભમાવું નહિ.

૭. આસંધ બે તોલા ઉકાળાને તે ઉકાળા સાથે દુધ તથા ઘી મેળવીને દસ્તાન આવી ગયા પછી સ્નાનથી શુદ્ધ થઇને સવારમાં પીવું.

૮. દસ્તાન આવી ગયા પછી સાત દિવસ સુધી કાંસકીનું મૂળ પાણીમાં વાટી પીવું.

૯. ધોળાં ફુલની ભોરીંગણીનાં મુળ દુધમાં વાટીને પીવાં.

૧૦. પીળા ફુલના કાંટાશેળીવાનાં મૂળ, ધાવડીનાં ફૂલ, વડની ટીશીઓ, કાળું કમળ, તે સર્વેનું ચૂર્ણ દુધમાં પીવું. ઋતુ આવી ગયા પછી સ્નાનથી શુદ્ધ થઇને થોડા દહાડા પીવું.

૧૧. પારસ પીપળાના મૂળની છાલ અથવા તેનાં ફળ વાટીને જીરાની ભુકી મેળવી દુધ સાથે ઋતુ આવી ગયા પછી થોડા દિવસ પીવાં.

૧૨. ખાખરાનું એક પાન દુધમાં વાટીને દુધ સાથે પીવું. તે પણ ઋતુ આવી ગયા પછી થોડા દહાડા સવારમાં પીવું.

૧૩. એરંડાનાં બી (એરંડી) અથવા બીજોરાનાં બી, ઘીમાં વાટીને ચાટવાં.

૧૪. તલનું તેલ, દુધ, દહીં, ઘી, સર્વેને એકત્ર કરી પાણીમાં ફીણીને તેમાં લીંડીપીપરની બે વાલની પડીકી નાંખીને પીવું.

૧૫. એક આખા બીજોરાનાં બધાં બી દુધમાં વાટીને ઋતુના અંતમાં એટલે ચોથે દહાડેથી સ્નાનથી શુદ્ધ થઇને થોડા દિવસ રોજ પ્રાતઃકાળમાં પીવાં.

૧૬. અજમા, ભોરીંગણીનું મૂળ, પીપર તથા નાગકેસરનું ચૂર્ણ ગાયના ઘીમાં ચાટવું.

૧૭. માલકાંકણી ( બી અથવા પાન ), સાજીખાર, ઘોડાવજ તથા બીબલો; તેને વાટી દુધમાં પીવાથી ઋતુ ખુલાસેથી આવીને સ્ત્રી ગર્ભધારણ યોગ્ય થાય.

૧૮. શરપખાનું ચૂર્ણ રોજ પ્રાતઃકાળમાં ગાયના દુધમાં પીવું.

૧૯. પીંપળાના મૂળની છાલનું ચૂર્ણ તો. ૧ અર્ધાશેર દુધમાં મેળવીને ઋતુ પછી ચોથે દહાડે પીવું.

૨૦. પીતપાપડો (પલાશ પાપડો) એક હાંડલીમાં નાખીને મોં બંધ કરીને નીચે તાપ આપીને બાળીને રાખ કરી તે રાખમાંથી ૧ વાલ રાખ ચોખાના ધોણમાં દસ્તાનના ચોથે દહાડે પીવી.

૨૧. રાસ્ના, સુઠ, ગળો, દેવદાર, એરડાનાં મૂળ; તેનો કવાથ કેટલાક સમય સુધી પીવો; અથવા વૈદક ગ્રંથોમાં મહારાસ્નાદી કવાથ તથા યોગરાજ ગુગળનું સેવન કરવાની ભલામણ થયેલી છે; માટે વિશ્વાસપાત્ર વૈદ્યને ત્યાંથી લઈ તેનું સેવન એકાદ માસ કરવાથા ગર્ભસ્થાનના વિકારો હોય તે દુર થાય અને પછી ગર્ભ રહી શકે.

૨૨. એજ રીતે બૃહદ્ મંજીષ્ઠાદિ કવાથ તથા યોગરાજ ગુગળ કે કૈશોર ગુગળ ગર્ભસ્થાનના વિકારો તથા ગરમીને નિર્મૂળ કરવામાં આબાદ ઉપાયો માલમ પડેલા છે, માટે તે પણ વિશ્વાસપાત્ર વૈદક ખાતામાંથી મેળવીને તેનું એકાદ માસ સુધી સેવન કરવું.

**સૂચના**—સ્ત્રીને ગર્ભ રહેવો, એ નિયમ અથવા કુદરતનો

કાયદો, અને ગર્ભ ન રહેવો, એ અપવાદ અથવા કુદરતના નિયમોનો ભંગ. દરેક સ્ત્રીને ગર્ભ રહેવોજ જોઇએ. પણ વારસાના દરદથી કે અવયવોની અપૂર્ણતાથી, અથવા પોતાનાં દુષ્ટ આચરણથી કે વિરૂદ્ધ આહાર વિહારથી ગર્ભ ધારણ કરનારા અવયવો બગડે છે, અને તેથી જ ગર્ભનો અટકાવ થાય છે. જેમ ખારવાળી જમીનમાં બી વાવ્યા છતાં ઉગતું નથી, તેમજ સ્ત્રીનું સમજી લેવું. જમીન સારી હોય તો દુબળું પાતળું પણ બી ઉગવુંજ જોઇએ. માટે વાંઝીયાપણાનો દોષ ઇશ્વર ઉપર કે નશીબ ઉપર મૂકવો, એ અજ્ઞાન છે. દોષ પ્રમાણે ખેતરને ચોખ્ખું કરવુંજ જોઇએ. માટે સ્ત્રીઓના શરીરમાં તથા ગર્ભની ઉત્પત્તિ સાથે સંબંધ રાખનારા બધા ગુહ્ય અવયવોમાં રહેલા દોષોને કાઢી નાખવા, એજ વાંઝીયાપણું દૂર કરવાનો ખરો રસ્તો છે. ઉપર જે જે ઉપાયો આપ્યા છે તે સામાન્ય ઉપાયો છે, એટલે કે અલ્પ અલ્પ દોષ કે વિકારો હોય તો તેમાંના કોઈ ઉપાયથી સુધરીને ગર્ભસ્થાન ગર્ભ ધારણને લાયક બની જાય. માટે તે ઉપાયો કરી જોવા. ઉપાયો બધા નિર્ભય છે. તોપણ વિદ્વાન વૈદ્યની તથા ડાક્ટરની સલાહ લઇને જે જે દરદ હોય તેનો ઉપાય તો તેમની સલાહથીજ કરવો. ઉપર જે ઉપાયો આપ્યા છે, તે ઘણાખરા ઋતુના સમયમાં અજમાવવા, એટલે કે ઋતુના ત્રણ દહાડા ગયા પછી સ્નાનથી શુદ્ધ થઇને એ ઉપાયો એક અઠવાડીયા સુધી અજમાવવા અને સ્ત્રી પુરૂષનાં શરીર જો બીજી રીતે નિરોગી હોય અને સંબંધ થાય તો ગર્ભ ધારણ થાય, એવી આ ઉપાયોની મતલબ છે. પણ આ પ્રકરણના પહેલાંનાં પ્રકરણોમા સ્ત્રીઓનાં દરદોના ઉપાયો આપ્યા છે, તે ઉપાયો વડે તે દરદોના ઉપાયો કરીને તે દરદોનું નિવારણ થયા પછી આ પ્રકરણના ઉપાયો થાય તો વિશેષ લાભકારક થાય, એમ અમારો મત છે.

## પ્રકરણ ૪૯ મું.

## સ્ત્રીઓનાં પરચુરણ દરદો.

### સુવારોગ.

સમજણ—આ રોગને આર્યવૈદકમાં સૂતિકા રોગ કહે છે. અંગ્રેજીમાં 'પ્યુરપેરલ ડિસીઝ' કહે છે. ઘણું કરીને સુવાવડમાં તેમજ સુવાવડમાંથી ઉઠયા પછી તુરત તાવ, ઝાડો, શૂળ, વગેરે ઉપદ્રવો થાય છે, ત્યારે તેને સુવારોગમાં ગણીને સુવાવડીના રોગના ઉપાયો કરવાનો ચાલ છે.

પ્રસવ થયા પછી સુવાવડીના ગર્ભસ્થાનનો બધો દોષ નીકળી ન જતાં કાંઈ દોષ રહી જવાથી તે દોષ શરીરમાં તાવ વગેરે ઉપદ્રવો પેદા કરે છે. આ તાવ ઘણીવાર ઘણો ભય ભરેલો થઈ પડે છે અને સ્ત્રીને ત્રિદોષ પણ થઇ જાય છે. તાવ સાથે અતિસાર, સોજા, શૂળ, પેટમાં આફરો, બળનો ક્ષય, તંદ્રા ( ઘેન જવું ), અરૂચિ, વગેરે વાયુ તથા કફ મિશ્રિત દોષના ઉપદ્રવો હોય છે. એજ દોષ જીર્ણરૂપે લાંબા સમય સુધી પણ રહે છે, તેથી તેની સ્ત્રીને પછી જીર્ણ—ઝીણો તાવ, માથાનો દુખાવો, મંદાગ્નિ અથવા ઝાડો, સોજા, શૂળ, વગેરે અનેક ઉપદ્રવો થાય છે. સ્ત્રી બહુ નબળી હોય અને આવી સ્થિતિમાં એકાદ વધારે સુવાવડ આવી જાય તો તેમાંથી ક્ષય પણ લાગુ પડે છે.

ઉપાય—૧. આ દરમાં વાયુનું જોર વિશેષ હોય છે માટે વાતહર દવાઓની યોજના કરવી.

૨. નગોડનાં મૂળ, લસણ, તથા સુંઠનો ગરમાગરમ ઉકાળો પીપરની પડીકી નાખીને પાવો.

૩. કાંટાશેળીયાનાં મૂળ, કળથી, એરંડાનાં મૂળ, દેવદાર, દારુહળદર, તેનો ક્વાથ હિંગ નાખીને પીવાથી સુવારોગનું શૂળ મટે છે.

૪. જુના એટલે ઘણા વરસના લીંબડાની અંતરછાલને ઉકાળીને તે પાણીનો શરીરે નાસ (બાફ) દેવો અથવા તે ગરમ પાણીથી તેને બંધ કોટડીમાં ન્હવરાવવી.

૫. પેટમાં વાયુનું જોર હોય છે માટે સુંઠનું કાટલું ખવરાવવું અથવા સુંઠિપાક કે સૌભાગ્ય સુંઠીપાક (જુવો ગરીબોનો વૈદ્ય ભાગ ૩ જો) ખવરાવવો, જેથી વાયુ દૂર થઇ શરીરમાં તાકાદ પણ આવશે.

૬. દેવદાર્યાદિ કવાથ–સુતિકા જ્વરમાં એટલે સુવાવડના તાવમાં તેમજ તાવ સાથે ઝાડો, શૂળ, માથાની પીડા, કફ, ઇત્યાદિ સર્વ ઉપદ્રવોને મટાડવાનો સૌથી સારો ઉપાય છે. તેમાં નીચેની વસ્તુઓ આવે છે. દેવદાર, ઘોડાવજ, ઉપલેટ, પીંપર, સુંઠ, કરીયાતુ, કડુ, કાયફળ, ધાણા, હરડે, ગજપીપર, ભોરીંગણી, ગોખરૂ, ધમાસો, ઉભી ભોરીંગણી, અતીવીશની કળી, ગળો કાકડાશીંગી, તથા કાળીજીરી; રોજ ૩ થી ૪ તોલાભાર ઉકાળો શેર પાણીમાં બે વાર કાઢો પર કાઢો કરીને પીવો. તેમાં જરા જરા શેકેલ હીંગ તથા સીંધાલુણ પણ નાખવું.

**સૂચના**—પ્રસવ પહેલાંના નજીકના દિવસોમાં તેમજ સુવાવડના દિવસોમાં ન પચે એવો બોજાવાળો ખોરાક ખાવાથી પેટમાં બાદી થાય છે, અને તેમાંથી તાવ લાગુ પડી જાય છે; માટે સુવાવડીના ખાનપાનની બહુજ સંભાળ રાખવી. કાંજી, દુધ, તથા રાબડી ખાવા આપવી. કાચા વાસામાં શિરાપુરી તથા ચુરમું પચે નહિ. તે તો પાકા વાસા થયા પછી તથા ભૂખ સારી રીતે ઉઘડયા પછીજ અપાય. વાયુ તથા શરદીનું જોર થતાં વાર લાગતી નથી. પવન, ભેજ તથા શરદીથી તેનું રક્ષણ કરવું. તાવ ચડી આવે તો કાંજી કે મગના

ઓસામણ સિવાય કાંઇ ન આપવું. કાચા વાસામાં બહુ ચાલવું નહિ, ઠંડા પદાર્થો ખાવા નહિ તથા ક્રોધ કરવો નહિ. પ્રસવ પછી દોઢ માસ સુધી સુવાવડીની મુદત ગણાય છે ત્યાંસુધી ખાટું ખાવું નહિ.

## હસ્ટીરીયા.

**સમજણ**—હિસ્ટીરીયા અંગ્રેજી શબ્દ છે, પણ ગુજરાતીમાં ચાલતો થઈ ગયો છે. આર્યવૈદકમાં તે દરદને વાતવ્યાધિમાં ગણેલ છે. ભૂતના આવેશ સરખી ઉન્માદ જેવી સ્થિતિ થાય છે, માટે કોઇ ભૂતોન્માદ કે સ્ત્રીઉન્માદ કહે છે. લોકો તેને 'વળગાડ' કહે છે. બહારનું ભૂત, પિશાચ કે કારણ કોઇ વળગતું નથી, પણ અંદરનું દરદરૂપી ભૂત વળગે છે.

**કારણો**—આ એક માનસિક નબળાઇ તથા માનસિક વિકારનું દરદ છે, પણ તેની સાથે શારીરિક કારણો હોય છે. ગર્ભસ્થાનના વ્યાધિથી, દસ્તાનના વ્યાધિથી, ભય, શોક, ક્રોધ, કામ વિકારથી, હાથરસ તથા વિષયાસક્તિથી, અને કૃમિથી આ દરદ થાય છે. એશઆરામવાળી તથા બેદાગરૂ સ્ત્રીઓને આ દરદ વિશેષ લાગુ પડે છે.

આ દરદનાં અસંખ્ય અને વિચિત્ર લક્ષણો છે. દરદી ધુણે, રૂવે, બૂમો પાડે, ગોળો ચડે, હાથપગ ખેંચાય અને તાણ આવે, ઉદાસ બની બેસે, મન મુઝાય, ઇત્યાદિ સ્થિતિ થાય છે. આ દરદ મુખ્ય કરીને સ્ત્રીઓને થાય છે, અને સંસાર સુખમાં અસંતુષ્ટ, ગર્ભાશયનાં અને દસ્તાનનાં દરદોવાળી તથા ગરમ ચીડીઆ સ્વભાવની સ્ત્રીઓને વિશેષ થાય છે. કૃમિદોષથી પણ આ દરદ થાય છે. કોઇ કોઇ પુરૂષને પણ આ દરદ થાય છે. હસ્તદોષથી કે અતિ વિષયથી જેનું મગજ ખાલી પડી જાય છે, તેને આવું દરદ થાય છે. કોઇ કોઈ સ્ત્રી પોતાના ધણીને છેતરવા માટે હિસ્ટીરીયા જેવો ઢોંગ પણ કરે છે.

હિસ્ટીરીયાની મુખ્ય બે જાત છે. ૧. જેમાં ખેંચતાણના ફીટ આવી જાય, બે ફીટ વચ્ચેની મુદતમાં દરદી સાજા માણસની પેઠે વર્ત્તે અને કામકાજ કરે; ફીટ (હુમલો) આવવાનો હોય ત્યારે રોવાના જેવાં ડસકાં ખાવા લાગે, બગાસાં ખાવા લાગે, હેડકી આવવા લાગે, ગળે દડા જેવું અડતું હોય એમ લાગે, દરદી બેશુદ્ધિમાં ન હોય, ફીટ આવતાં કદિ પડી જાય તોપણ પોતાને ઇજા ન આવે એમ પડે; હાથ પગ ખેંચાય તોપણ તે ખેંચતાણ ઉપર દરદી પોતાના મનનો કાબુ ધરાવે છે. તે વારાફરતી રડે અને હસે; ફીટ આવી ગયા પછી દરદીને ઘણોજ પેસાબ છુટે છે.

૨. બીજા પ્રકારમાં વાયુનાં વિશેષ લક્ષણો માલમ પડે. ગોળો, હેડકી, છાતીની ફડક, શ્વાસનું રૂંધન, ગુંગળાટ, અવાજ બેસી જવો, શરીરના ઘણા ભાગમાં રદ, અને કાંઇ દરદ ન હોય અથવા થોડું દરદ હોય પણ દરદી પોતાના દરદનું ત્રાસ ભરેલું વર્ણન કરે; શરીરે જરા સ્પર્શ કરીએ તો ચીસો પાડે. વાઈ તથા હિસ્ટીરીયાનાં લક્ષણો કોઇવાર મળતાં આવે છે.

ઉપાયો:—૧. હિસ્ટીરીયાનો ફીટ આવે ત્યારે દરદીનાં કપડાં ઢીલાં કરવાં અને તેના શરીર ઉપર પુષ્કળ ખુલ્લી હવા આવવા દેવી; પંખો નાખવો.

૨. મોં ઉપર ઠંડું પાણી છાંટવું, કોલનવૉટર કે ગુલાબજળનું પોતું માથા ઉપર મૂકવું, કળીચુનો તથા નવસાર મેળવવાથી આમોનિયા જેવી ઉગ્ર વાસ આવે તે અથવા બજારનું આમોનિયા સુંઘાડવું; અથવા પક્ષીનાં પીછાં સળગાવી નાકે ધૂણી દેવી. કોઇ મરચાંની ધૂણી દે છે, દરદીને શુદ્ધિમાં લાવવા માટે આવા ઉપાયો કરે છે, પણ બહુ ગરમ ઉગ્ર ધૂણી આંખ તથા મગજને ઇજા કરે.

૩. હિસ્ટીરીયાવાળી બાઈનું આ તોફાન તેને મારવા પછાડવાના

ભયથી દૂર થાય, તેમ તેને બહુ હેરાન પણ ન કરવી, તેના દરદનું કારણ સમજવું તથા જાણવું અને તેનો ઉપાય કરવો.

૪. સાદો ખોરાક, તાજી હવા, કસરત એટલે ઘરકામ, મનને પણ કામમાં રોકવું, ઠંડા પાણીથી સ્નાન અને ઝાડો નિત્ય સાફ આવે એવી તજવીજ, એટલા ઉપચારો કરવા.

૫. માસિક દસ્તાન અનિયમિત હોય તો પ્ર૦ ૪૪ માં બતાવેલા દસ્તાનના ઉપાયો કરવા; તેમજ ગર્ભસ્થાનનું દરદ હોય તો તેના ઉપાયો પ્ર૦ ૪૩ માં બતાવ્યા છે તે કરવા.

બીજા ઉપાયો નીચે પ્રમાણે કરવા:—

૬. હિંગ વાલ ૨, હીરાબોળ વાલ ૩, ગંધોખીરોજો વાલ ૩, તેની ગુંદરના પાણીમાં કે ગોળના પાણીમાં ૧૨ ગોળીઓ કરીને રોજ અકેક ગોળી ત્રણવાર ખાવી.

૭. જટામાંસીનું બારીક ચૂર્ણ બબે ત્રણ ત્રણ વાલ ગોળમાં ઘુંટીને તેની ગોળી વાળી ખાવી.

૮. પીંપળાની કુણી વડવાઇ તો. ૨, જાવંત્રી તો. ૧, કસ્તુરી બે આનીભાર, તેની મગ જેવડી ગોળી વાળવી; તે ગોળી અકેક દુધ સાથે આપવી.

૯. માલકાંકણુંનાં બીને લુગડાંની પોટલીમાં મસળીને તેના ઉપરની ધૂળ રજ–કાઢી નાખવી; પછી તે બીને ઘીનો કરમરો દઇ લોઢી ઉપર શેકવાં. તે બીમાંથી બબે ત્રણ ત્રણ રતી બી સાકરમાં મેળવી થોડા દહાડા ખાવાં.

૧૦. એળીયો તથા હીંગ સમાન ભાગે મેળવીને તેની વટાણા જેવડી ગોળીઓ ટંકે અકેક બબે ખાવી.

૧૧. કાંકચીઓ ગોળ સાથે મેળવીને ખાવો.

૧૨. લસણ તો. ૧, પાણી તો. ૮, દુધ તો. ૪, ઉકાળીને દુધ બાકી રહે તે પીવું.

૧૩. શતાબનાં પાનનો રસ પીવો.

૧૪. બ્રાહ્મી કે શંખાવળી, કે બન્ને એકેક તોલો ઉકાળીને તે સાથે યોગરાજ ગુગળ ખાવો.

## બેશુદ્ધિ તથા દાંત ખીલીના ઉપાયઃ—

૧૫. અરીઠાનો ધૂમાડો દેવો, તેમજ તેના પાણીનાં નાકમાં ટીપાં નાખવાં.

૧૬. લસણની ૪–૫ કળીઓ, હિંગ બેઆનીભાર ચોખ્ખી, તેને મેળવી બારીક કપડામાં પોટલી બાંધી નાકે સુંઘાડવી.

૧૭. આમોનિયા સુંઘાડવું.

૧૮. હિંગ ચણા જેટલી પાણીમાં પાવી તથા દાંત ખીલી હોય તો દાંતે સુંઠની ભુકી ઘસવી.

**સૂચના**—હિસ્ટીરીયા થવાનું કારણ ઘણીવાર ઘણું ગુપ્ત હોય છે, અને વૈદ ડાકટરના જાણવામાં આવી શકતું નથી. આ કારણ ઘણીવાર સ્ત્રીનાં ગુપ્ત આચરણો તથા માનસિક વૃત્તિઓ સાથે સંબંધ રાખે છે. ઘણીવાર કજોડું એ હિસ્ટીરીયા જેવા માનસિક વિકારનું મુખ્ય કારણ હોય છે. સ્ત્રી ઉમર લાયક થઈ ગયા છતાં તેનો ધણી છેક કાચી ઉમરનો બાળક હોય, એ આપણા સંસારની મોટી ખરાબી છે; તેમજ જુવાન છોડીઓને બુઢ્ઢાઓ સાથે સંસારમાં નાંખવી એ પણ એટલીજ મોટી ખરાબી છે. સંસારનું ખરૂં સુખ ન મળવું, એ સ્ત્રીઓને મોટું દુઃખ હોય છે; માટે આ ખરાબીઓનો અટકાવ કરવો. હિસ્ટીરીયાવાળી સ્ત્રીને ખોરાક સાદો અને સાત્વિક આપવો. તેનું મગજ ઉશ્કેરાય એવો ખોરાક નહિ આપવો, તેમજ તેને ક્રોધ ચ્હડે એવું કારણ નહિ આપતાં કાંઇક સમજુતિથી અને કાંઇક દાબમાં રાખીને યુક્તિથી તેની સાથે વર્તવું.

## રક્તગુલ્મ.

જે સ્ત્રીઓને દસ્તાન ચડી જાય છે તેમને લોહીનો ગોળો બંધાય છે, તે રક્તગુલ્મ કહેવાય. તેના ઉપાયો.

(૧) ઇદરવરણાનાં લીલાં મૂળ પાણીમાં વાટીને યોનિમાં લેપ કરવો.

(૨) ૨ થી ૪ તોલા તલને વાટી પાણીમાં ઉકાળીને તેમાં સુંઠ, મરી, પીંપર, શેકેલી હિંગ, તથા ભારંગમૂળ તે સર્વનું બનાવેલું ચૂર્ણ બેઆનીભારથી પાવલીભાર કેટલાક દિવસ પીવાથી દસ્તાન ખુલાસે આવવા લાગે અને રક્તગુલ્મ અટકે.

(૩) ત્રિફળાના ઉકાળામાં ૪ વાલ ગુગળ મેળવીને કેટલાક દિવસ સુધી પીવો.

(૪) સુવા, કરંજનાં ઝાડની છાલ, દારૂહળદર, ભારંગમૂળ, પીંપર, તે દરેક રૂ. ાા ભાર તેને પાણીમાં વાટી ચટણી બનાવીને તલના ઉકાળામાં મેળવી તે ચટણી પીવી.

૫. રાા તોલા તલને વાટી પાણીમાં ઉકાળી તેના કવાથમાં સુંઠ તથા ભારંગમૂળની ભુકી, ગોળ તથા ઘી મેળવીને પીવો.

૬. તલનાં સુળીયાં, સરગવાનાં સુળની છાલ, બ્રહ્મદંડીનાં મુળ, જેઠીમધ, સુંઠ, મરી, પીંપર, તેનું ચૂર્ણ ખાવું.

૭. ભારંગમુળ, પીંપર, કરંજની છાલ, પીંપરીમુળના ગંઠોડા તથા દેવદાર તે સર્વ સમભાગ, તેનું ચૂર્ણ રોજ તોલો ૦થી૦ાા તલના કવાથમાં પીવું.

૮. ચોરખસુંડી ( ઓડીયો કલાર ) તથા વાંસકપુરનું ચૂર્ણ સાકર તથા મધમાં ચાટવું.

## કષ્ટાવું.

**સમજણ**—પ્રસવ વખતે વાર લાગે અને સ્ત્રીને વેણો સંબંધી ઘણી પીડા થાય તેને 'કષ્ટાવું' કહે છે. આ કામમાં કુશળ સુયાણીની

મદદ લેવી. નીચના ઉપાયો પ્રસવની પીડા મટાડવા તથા સુખથી પ્રસવ કરવા માટે બતાવવામાં આવે છે.

ઉપાયો—૧. અરડુસાનું મુળીયું પાણીમાં ઘસીને ડુંટી ઉપર અને પેસાબદ્વારની આસપાસ ચોપડવાથી બાળક સહેલથી અવતરે.

૨. એક તોલો કીરમજ પાણીમાં વાટીને પાઈ દેવા.

૩. કપાસનાં મુળીયાંની છાલની ચ્હા પાવી.

૪. લીંબડાનાં મુળ કમ્મરે બાંધવાં; પ્રસવ થયા પછી તરત કાઢી લેવાં.

૫. સરપની કાંચળીનો ધુમાડો ગુહ્યદ્વાર ઉપર દેવાથી સ્ત્રી કષ્ટાય નહી.

૬. છોકરૂં પેટમાં મરેલ હોય તો સ્ત્રીના હાથે પગે સરપની કાંચળી બાંધવાથી તુરત પ્રસવ થઇ મરેલ છોકરૂં બહાર નીકળે.

૭. સૂર્યમુખીનાં મુળીયાં સ્ત્રીને ચોટલે બાંધવાં.

૮. સરગવાનાં મૂળનો રસ સ્ત્રીને પગે ચોપડવો.

૯. બ્રાહ્મીનાં પાન સીંધાલુણ સાથે ખવરાવવાં.

૧૦. તકમરીયાંનું મુળીયું ઘસીને પાણીમાં પાવું.

૧૧. સ્ત્રી કષ્ટાતી હોય, છોકરૂં પેટમાં મુવેલું હોય તો પેડુથી ડુંટી સુધી બકરીનું દુધ મસળવું અને પેસાબના દ્વાર ઉપર ઘોડાના નખની ધુણી આપવી, જેથી મુવેલું છોકરૂં બહાર પડે.

૧૨. પુરતી વેણો ખાઇ બાળકને પ્રસવ આપવાની સ્ત્રીમાં પુરતી શક્તિ ન હોય, એટલે સ્ત્રી બહુ અશક્ત હોય તો કપાસનાં ( વણનાં ) મુળીયાંની છાલ ૪ ઔંસ અને પાણી ૨૪ ઔંસ ઉકાળીને ચોથા ભાગનું કે અરધા ભાગનું પાણી બાળી બાકીનું ઉકાળેલ બબે ઔંસ પાણી દર અરધા કલાકે પાવું; આથી ગર્ભસ્થાન સંકોચાઇને ગર્ભને બહાર ધકેલશે.

૧૩. સરપની કાંચળીની, અથવા તગરની, અથવા માથાના વાળની ધુણી ગુહ્યદ્વારને દેવી.

૧૪. પીપર તથા ઘોડાવજ પાણીમાં વાટી તેમાં એરંડીયું મેળવી ડુંટી ઉપર લેપ કરવો.

૧૫. બીજોરાનાં મૂળ અને જેઠીમધ તેનું ચૂર્ણ ઘીમાં ચટાડવું તથા બીજોરાનાં મૂળ કમ્મરે બાંધવાં.

૧૬. ગાયનું દુધ તો. ૨૦, તેમાં ગાયનું છાણુ ૧ થી ૨ તોલા મેળવી પાવું.

૧૭. રૂ. ૧૫ ભાર પાણીમાં ૫ તોલા ગાયનું છાણુ મેળવીને પાઇ દેવામાં આવે તો મુવેલું છોકરૂં બહાર આવી પડે.

૧૮. ગાજરનાં બી, કાળા તલ, તથા કલોંજી જીરૂં ગોળમાં ખાવું.

૧૯. પોઇનાં મુળીયાંને ઉકાળી તે ઉકાળામાં તલનું તેલ નાંખીને ગુહ્યદ્વાર ઉપર તેમજ અંદર લેપ કરવો.

૨૦. શેરડીનાં મુળ સ્ત્રીની કમ્મરે બાંધવાં અને એરંડીયા તેલનો ડુંટી ઉપર લેપ કરવો.

૨૧. બીજોરાનું મુળ તથા મહુડાં તેને ઘીમાં વાટીને પાવાં.

૨૨. ટંકણખાર ફુલાવી ૨ થી ૪ વાલ ઘી સાથે મેળવી વારંવાર ચાટવાથી જલદી પ્રસવ થાય.

૨૩. પ્રસવ પહેલાં કે પછી લોહી ઘણું પડતું હોય તો તે બંધ કરવા માટે અકેક રતી અફીણ આપવું; ફટકડીની પીચકારી મારવી અથવા—

૨૪. ફટકડીનો કકડો યોનિમાં રાખવો.

૨૫. અરડુસાની તાજી છાલ, સુંઠ તથા ગોળ ત્રણે મેળવીને ખવરાવવાથી જણતર પછીનું સખ્ત દરદ મટે.

૨૬. જેઠીમધ તો. ાા તથા બીજોરાનું મુળ તો. ાા તેનું ચૂર્ણ ઘી તથા મધમાં ચાટવું.

૨૭. ઉત્કંટાનાં મુળ પાણીમાં વાટીને પાવાથી તુરત પ્રસવ થાય.

૨૮. ઉંટનાં લીંડ ની ધુણી આપવી.

## લોહીવા.

**સમજણ**—સ્ત્રીના મૂત્રમાર્ગથી બહુ લોહી પડયા કરે તેને 'લોહીવા' કહે છે. 'રક્તપ્રદર' તથા લોહીવા બન્ને એકજ દરદ ગણાય, માટે રક્તપ્રદરના તેમજ પ્રદરના ઉપાયો પણ આ લોહીવામાં લાગુ પડી શકેઃ—

૧. નાગકેસરની ભુકી ઘીમાં મેળવીને સોપારી જેવડી ગોળી બે ત્રણવાર આપવી.

૨. બેરી ગુંદર રાત્રે પાણીમાં પલાળી રાખવો. સવારે સાકર મેળવીને પાવો, ગુંદર ટંકે તોલા ૦ા થી ાા.

૩. કેવડાનું મૂળ ચોખાના ધોવણમાં ઘસી સાકર મેળવીને પીવું.

૪. જેઠીમધ તો. ાા, તથા સાકર તો. ાા બારીક વાટીને ચોખાના ધોવણમાં પીવાં.

૫. આસોપાલવની છાલનો ઉકાળો મધ નાંખીને પીવો.

૬. વાળો, કમળ, રતાંજલી, પંચવલ્કલની છાલ તેસર્વને પાણીમાં વાટી, જરા ઘી તથા ફટકડી મેળવીને તેની નાની પોટલી કે ગોળી કરી યોનિમાં રાખવી અને ડુંટી ઉપર લેપ કરવો.

૭. સાકર, કાળા તલ તથા જવ—તે સમાન ભાગે લઈ ચૂર્ણ કરીને એક તોલો ચૂર્ણ મધમાં ચટાડવું.

૭. કબુતરની હગાર વાલ ૧ થી ૨ ચોખાના ધોવણમાં એકાદવાર પાવી.

## સોમરોગ-મૂત્રાતિસાર-વાંધુ.

**સમજણ**—સ્ત્રીને અત્યંત પેસાબ છુટયા કરે, પ્રવાહની પેઠે ચાલ્યાજ કરે, અટકે નહિ અને કપડાં પણ બગડે, તે સોમરોગ છે. શોક, શ્રમ અને અતિવિષયથી આ દરદ થાય છે. બીજાં પણ કારણો હોય છે. સ્ત્રીઓ તેને વાંધુ કહે છે.

ઉપાયોઃ—૧. પાકાં કેળાં, આંબળાંનો રસ, મધ, તથા સાકર, સર્વ મેળવીને ખાવાં.

૨. અડદનો લોટ, મહુડાં, વિદારીકંદ, મધ, સાકર, તે સર્વેને દુધમાં મેળવીને પીવાં.

૩. આંબળાંનાં બીને પાણીમાં વાટીને મધ તથા સાકર મેળવીને પીવાં.

૪. નાગકેસર છાશમાં પીવું અને છાશ તથા ચોખા ખાવા.

૫. કુવાડીયાનાં મુળ ચોખાના ધોવણમાં વાટી પ્રાતઃકાળમાં પીવાં.

૬. તાડનાં ઝાડનું મુળ, ખજુર, મહુડાનાં ફુલ, તથા વિદારી કંદ ( ભોંકોળું ) તે સર્વેને સાકર તથા મધમાં મેળવીને ખાવાં.

૭. વડ, પીંપર, પીપળો, ઉંબરો, વગેરે વૃક્ષોનાં મૂળની છાલનો ઉકાળો મધ નાખીને પીવો; અને તે ઉકાળામાં ઘી નાંખી ઉકાળી, બાકી રહે તે ઘી રોજ સવારમાં ખાવું.

## યોનિસંકોચન ઉપાયો.

પ્રદર વગેરે દરદોથી તેમજ વારંવાર પ્રસવ થવાથી યોનિના બંધ ઢીલા પડી જાય છે, તે મજબુત કરવા માટે નીચેના ઉપાયો કરવાઃ—

(૧) કાંટાળાં માયાં તથા ફુલાવેલ ફટકડી તેની ભુકી એકત્ર કરીને તેની ઝીણા સફેદ કપડામાં પોટલી ( યોનિમાં રહી શકે એવડી ) કરવી અને તે પોટલી યોનિમાં રાખવી. કેટલાક દિવસ સુધી અથવા વખતોવખત અનુકુળતાએ આવી પોટલી અંદર લીધા કરવાથી

અને ઠંડા પાણીથી, વારંવાર યોનિપ્રક્ષાલન કરવાથી યોનિના બંધ મજબુત થશે.

(૨) કાંટાળાં માયાં તથા કપુર મધમાં ઘુંટીને તેનો આંગળા-વતી યોનિમાં લેપ કરવો; તેથી પણ ઉપર પ્રમાણે ફાયદો થશે.

(૩) પંચવલ્કલનું બારીક ચૂર્ણ, અથવા ત્રિફલાનું બારીક ચૂર્ણ, તેમાં જરા જરા ફટકડીની ભુકી–તેની પોટલી યોનિમાં રાખવાથી પણ યોનિ સંકોચ પામીને મજબુત થશે.

(૪) ખાખરાનો પલાશપાપડો (શીંગો) અથવા ફુલ (કેસુડાં) તથા ઉંબરાનાં ફળ, બંને વાટીને મધ તથા તેલમાં મેળવી યોનિમાં લેપ કરવો.

(૫) ફટકડીનું પાણી છાંટવું.

## યોનિશૂળ.

**સમજણ**—સ્ત્રીઓના ગુપ્ત માર્ગમાં વાયુના ચસકા મારે તે શૂળ કહેવાય. શૂળમાં વાયુનું જોર હોય છે. તેના ઉપાયો:—

૧. સુવાની પોટલી યોનિમાં મુકવી. મલમલના બારીક કકડામાં થોડા વાટેલા સુવા વીંટીને તેને દોરાથી બાંધવા, તે પોટલી કહેવાય. આવી ગોળીના આકારની પોટલી યોનિમાં મુકવી.

૨. કાળા ધંતુરાનાં બે ત્રણ પાન બારીક વાટીને તેમાં સીંધા-લુણ તથા ઘી મેળવી તેની પોટલી યોનિમાર્ગમાં મુકવી.

૩. ઈંદરવરણાનું મુળ દુધમાં વાટીને તેનો યોનિમાર્ગમાં લેપ કરવો.

૪. સુંઠ તથા એરંડાનાં મુળ પાણીમાં વાટી એજ રીતે લેપ કરવો.

૫. સુંઠની ભુકી એરંડીયા તેલમાં મેળવીને તેનો યોનિની અંદર તેમજ દ્વાર ઉપર લેપ કરવો.

૬. મીઠું (નીમક) તેને વાટીને તેની પોટલી બાંધી તે પોટલી અંગારા ઉપર ગરમ કરી તે વડે શેક આપવો.

૭. ઘીમાં કે તલના તેલમાં રૂનું પોતું ભીંજવી યોનિમાર્ગમાં મુકવું.

૮. ગળો, ત્રિફલા તથા દંતીમુળને ( કે તેને બદલે એરંડાનાં મુળને ) ઉકાળીને તે ઉકાળાના ગરમ પાણીથી શેક આપવો કે ધાર કરવી.

૯. રાસ્ના, આસંધ તથા અરડુસીનાં મુળ દરેક તો. ૧ તેને ખાંડી તેનું ચૂર્ણ, પાશેરથી અધશેર દુધ અને એટલુંજ પાણી તેમાં ઉકાળવું. પાણી બળીને દુધ બાકી રહે તે દુધ પીવું.

## યોનિકંદ–ડીલ બહાર આવવું.

**સમજણઃ**—યોનિરોગમાં જણાવ્યા પ્રમાણે ડીલ બહાર આવે તે યોનિકંદ. તેના ઉપાયોઃ—

૧. કડવા લીંબડાની લીંબોળીયો તેલમાં તળીને તથા તેલમાં વાટીને તેમાં જરા ફુલાવેલ મોરથુથુ મેળવી ડીલ ઉપર લેપ કરવો; મોરથુથુ બહુ થોડું નાખવું, કેમકે તે બળે છે.

૨. રીસામણી ( લજાળુ ) નાં પાનનો રસ હથેલીમાં ચોપડીને તે હથેળીવતી ડીલ રોજ બેસાડવું.

૩. ફટકડીનું પાણી નિત્ય છાંટવું.

૪. ખાખરાનો પલાશપાપડો વાટીને ઘઉંના આટાની કણુકમાં મેળવી તેની જાડી થેપલી ડીલ ઉપર મુકી પાટો બાંધવો. કેટલાક દિવસ તેમ કરવાથી ડીલ નીકળતું અટકે.

૫. ત્રિફળાનો ઉકાળો કે પંચવલ્કલનો ઉકાળો, તે વડે ડીલ ઉપર રોજ ધાર કરવી.

શરીર નબળું હોય તો પુષ્ટીની દવા ખાવી.

## સ્તનનાં દરદો.

**સમજણઃ**—સ્ત્રીઓની છાતીનાં સ્તનમાં વારંવાર દરદ થઇ આવે છે, ધાવણ રહડી આવવાથી અસહ્ય પીડા થાય છે. સ્તનમાં ગાંઠા

ગાંઠો ઘાલે, તે પાકે અને મોટો જખમ પડે. સ્તનમાં અસંખ્ય નસોનો ઝુડો હોવાથી જો પાકે છે તો તે રૂઝાતાં ઘણી મુશ્કેલી થઇ પડે છે. માટે સ્તનમાં કાંઇ પણ દરદ થાય કે ગફલત નહિ કરતાં તુરત ઉપાય કરવા.

## સ્તનમાં ધાવણ ચડી આવે તેના ઉપાયો.

(૧) ગરમ પાણીનો શેક કરવો, એટલે ધાવણ ઘાટું થયું હોય તો છુટું પડી વહેવા માંડે.

(૨) શેક કરવાથી ધાવણ પાતળું થાય એટલે તરત એક બાટલીમાં છણછણતું પાણી નાંખી બાટલી ગરમ થાય એટલે પાણી કાઢી નાંખી ખાલી બાટલીના મ્હોંમાં સ્ત્રીએ પોતાની ડીંટડી (બોટણી) રાખવી, એટલે સ્તનનું દુધ બાટલીમાં નીકળી આવશે.

(૩) મસુરની દાળ પાણીમાં પકાવી તેમાં સરકો મેળવી સ્તન ઉપર લેપ કરવો.

(૪) શતાબનાં પાન વાટીને લેપ કરવો.

(૫) વાલની દાળને વાટીને તેમાં થોડું ઘી તથા સરકો મેળવીને સ્તન ઉપર લેપ કરવો.

(૬) ધંતુરાનાં પાન વાટીને લેપ કરવો.

(૭) ઇંદ્રવરણાનાં મુળ વાટીને તેનો જાડો લેપ સ્તન ઉપર મારવાથી ગાંઠો વેરાઇ જાય.

(૮) નવસારનાં પોતાં મુકવાથી ગાંઠો વેરાઇ જાય.

(૯) લીંબડાનાં પાન બાફીને બાંધવાથી દુખાવો નરમ પડે.

(૧૦) દાહ થાય તો ગુલાબજળનાં પોતાં મુકવાં, અથવા રતાંજલી ગુલાબજળમાં વાટીને લેપ કરવો.

## સ્તનનો પાક.

સ્તન પાકે તથા ફુટે તો નીચેના ઉપાયો કરવા.

(૧) ગાંઠો ઘાલે તેના થોડાક ઉપાયો ઉપર આપ્યા છે. નવ-

સારનાં પોતાં, ઇંદ્રિવરણાંનો લેપ–ગરમ પાણીનો શેક, વગેરે ઉપાયો કરવા; તેમ છતાં સ્તન પાકે તો બીજા ઉપાયો કરવા.

(૨) કુંવારનાં મુળ, હળદર, કાંટાળાં માયાં, તથા ફટકડી એ સર્વેને પાણીમાં વાટી ગરમ કરી ગરમાગરમ લેપ મારવો.

(૩) બગડેલ લોહી પ્રથમ કાઢી નાંખવા માટે જળો મુકાવવી.

(૪) જખમ પડયા પછી રૂઝવવાના ઉપાયો કરવા. ત્રિફલાના ઉકાળાના કે પંચવલ્કલના ઉકાળાના પાણીથી જખમ ધોવો.

(૫) ફટકડીના પાણીથી પાકેલાં સ્તન ધોવાં.

(૬) હળદર તથા લોદરને પાણીમાં વાટી લેપ મારવો.

(૭) સમુદરશોષનાં પાન બાંધવાં.

(૮) જાઇનાં પાન ઘીમાં વાટીને તેની લુગદી જખમમાં ભરી પાટો બાંધવો.

(૯) કરોળીયાનાં પડ ભેગાં કરીને પાણીમાં વાટી જખમ ઉપર લેપ કરવો.

(૧૦) દશાંગલેપ ગરીબોનો વૈદ્ય ભા. ૩ તેને ઘીનો કરમરો દઇ પાણીમાં કે ધોયેલ ઘીમાં ઘુંટીને તેની લુગદી મુકી પાટો બાંધવો.

(૧૧) હળદર તથા ધંતુરાનાં પાન વાટીને લેપ મારવો.

(૧૨) પીંપળાની છાલ જરા શેકવી. પછી તેનું ઝીણું ચૂર્ણ તો. ૦। થી ૦॥ પાશેર પાણીમાં નાખવું. પછી એક લોઢાનો કકડો વારંવાર તપાવીને તે પાણીમાં ઠારવો. આવું ઝામેલું પાણી રોજ તાજું બનાવીને નિત્ય બે વાર પાવું.

(૧૩) સ્તન પાકમાં સર્વ ઠંડા ઉપાયો કરવા. વ્રણ પ્રમાણે રૂઝ લાવવાના ઉપાયો અને લોહી સુધારવાના ઉપાયો પણ કરવા.

## ધાવણ બગડયું હોય તેના ઉપાયો.

(૧) સારીવા (ઉપલસરી), કાળીપાટ, દેવદાર, કરીયાતુ, મોરવેલ, કડુ, ગળો, સુંઠ, મોથ તથા ઇંદ્રજવ. એ સર્વે સમાનભાગે

લઇ ચાર ચાર તોલા શેર પાણીમાં ઉકાળી કેટલાક દિવસ સુધી રોજ બે વાર પીવાથી બગડેલું ધાવણ સુધરે.

(૨) ગળો, શતાવરી, પટોલ, લીંબડાની અંતરછાલ, રતાંજલી, આંબળાં તથા કુંવાર–તે સર્વે સમભાગે મેળવીને તેમાંથી ચાર ચાર તોલાની પડીકીઓ રોજ એક શેર પાણીમાં ઉકાળીને નવટાંક પાણી રાખી, તેમાં થોડી સાકર મેળવી પીવું; તેથી પિત્ત દોષનું બગડેલું ધાવણ સુધરે.

(૩) જેઠીમધ તથા સીંધાલુણ બબે વાલ, ઘીમાં મેળવી કેટલાક દિવસ ચાટવાથી કફદોષવાળું ધાવણ સુધરે.

(૪) દશમૂળનો ક્વાથ પીવાથી વાયુદોષવાળું ધાવણ સુધરે. ( દશમૂળ વિશ્વાસપાત્ર વૈદક ખાતામાંથી મેળવવાં. )

## ધાવણ ન આવતું હોય તો તેના ઉપાયો.

૧. એરંડાનાં પાન પાણીમાં બાફવાં. આ ગરમ પાણીથી પ્રથમ છાતી ઉપર અરધા કલાક સુધી શેક કરવો. પછી બાફેલાં પાન છાતી ઉપર મુકીને તેનો શેક આપવો. આ રીતે ચાર પાંચ દિવસ કરવાથી સ્તનમાં ધાવણ આવે.

૨. પીંપર, સુંઠ તથા હરડે સમાન ભાગ, તેનું ચૂર્ણ તો. ૦। થી ૦॥ દુધ સાથે પીવું.

૩. શતાવરીનાં મુળીયાં ખાંડી બારીક કરી તેનું ચૂર્ણ ટંકે તો. ૦। થી ૦॥ ગાયના પાશેર દુધમાં કેટલાક દિવસ સુધી પીવું. લીલાં મુળ મળે તો તેનો રસ દુધમાં પીવો.

૪. જીરૂં ખુબ ખાવું; સાકર સાથે કે દુધ સાથે.

૫. વિદારીકંદનું ચૂર્ણ ટંકે તો. ૦। થી ૦॥ કેટલાક દિવસ

સુધી સાકર મેળવેલ દુધ સાથે પીવું

૬. સુવા ખાવાથી ધાવણ વધે છે.

૭. દુધને થોડું ગરમ કરીને લીંડીપીંપરનું ચૂર્ણ બએ વાલ મેળવીને કેટલાક દિવસ સુધી પીવું.

૮. છાશ, દુધ વગેરે સારી રીતે ખાવાથી ધાવણ વધે છે.

## છાતી વધારવાના ઉપાયો.

જન્મ ખોડવાળી છોડીઓને પાકી ઉમર થયા છતાં છાતી ખીલતી નથી. ઉમર લાયક થયા છતાં નબળા બાંધાની સ્ત્રીઓની છાતી બેઠેલી હોય છે. શરીર ખીલવવાના શક્તિના ઉપાયો કરવા. નીચે થોડા ઉપાયો સ્તન વધારવા માટે આપ્યા છેઃ—

૧. નાગબલાનું મૂળ પાણીમાં વાટી તેનો લેપ છાતીએ ચોળવો.

૨. સીવણનાં ઝાડનાં પાન તથા મુળીયાંને વાટીને તેમાં તેલ તથા પાણી મેળવી ઉકાળીને તેલ બાકી રહે તે તેલમાં રૂ બોળીને સ્તન ઉપર બાંધવું. સુકાયેલાં સ્તન તેથી ખીલે-એમ કહે છે. (અમને અનુભવ નથી.)

૩. સ્તન ખિલવાં ન ખિલવાં, એનો આધાર સ્ત્રીના બીજા અવયવોના ખિલવા ઉપર છે. માટે એકંદર સ્ત્રીનું શરીર પુષ્ટ થાય એવા ઉપાયો કરવા.

ગર્ભ વધતો અટકે તો વરધારો અથવા સમદરશોશનાં મૂળનું ચૂર્ણ નિત્ય તો. ાા ઘી સાથે મેળવીને કેટલાક દિવસ ખાવાથી ગર્ભમાં ફરી જાગૃતિ આવીને વધવા માંડે.

ઓર ન પડતી હોય તો સંરપની કાંચળી, કોળું, નાગરમોથ, તથા કાળીઆસરસતી છાલ; તે સર્વનું ચૂર્ણ કરીને રાઇના તેલમાં ભીંજવી તેની ધુમાડી યોનિ દ્વારને દેવી.

# પ્રકરણ ૫૦ મું.

## બાળકોનાં દરદો.

### તાવ.

શરદી, ગરમી, અપચો, વગેરે કારણોથી બાળકોને તાવ આવી જાય. તાવ આવે કે પેટમાં ભાર છે, કે બાદી છે, કે દુધનો બિગાડ છે, એમ સમજીને બાળકને જુલાબ આપવો. એરંડીયું દુધમાં પાવું, અથવા હરડે ઘસીને પાવી, અથવા મીંઢીઆવળના પાન ઉકાળીને અંદર જરા સાજીખાર કે સચળ નાંખીને પાવાથી એકાદ જુલાબ આવી જશે. તે પછી તાવ ન ઉતરે તો તાવના ઉપાયો કરવા.

૧. અતિવિષની કળીને વાટીને ૧ રતીથી ૩ રતીની પડીકીઓ રોજ બે ત્રણવાર મધમાં ચટાડવી.

૨. અતિવિષની કળી, કાકડાશીંગી તથા લીંડીપીંપર સમભાગ તેનું બારીક ચૂર્ણ બનાવીને તેમાંથી ૧ રતીથી ૩ રતી ચૂર્ણ મધમાં ચટાડવાથી તાવ, કફ, સસણી, ઉલટી વગેરે વિકારો મટે છે.

૩. ગરમાળો, અતિવિષની કળી, મોથ તથા કડુ—સમભાગ ખાંડીને ચૂર્ણ બનાવી મધ સાથે ૮ કે ૧ થી ૩ વાલ સુધી આપવું.

૪. કરીયાતાનું ચૂર્ણ બે વાલ, તેને અધોળ પાણીમાં ઉકાળીને તેમાં જરા સાકર મેળવીને એકેક ચમચી દવા પાવી.

૫. કડવા લીંબડાની છાલ, ધાણા, ગળો, રતાંજલી તથા પદ્માક, તેનો ઉકાળો ધાવણાં બાળકને તથા તેની માને પાવો.

૬. કડવા લીંબડાનાં પાન, ગળો, ધમાસો, કડવાં પરવળ તથા ઈંદ્રજવ, તેનો ઉકાળો બાળકને તથા તેની માને પાવો, તેથી ટાઢીઓ તાવ પણ જાય.

૭. કડુના કવાથમાં લીંડીપીંપરની ભુકી નાખીને પાવાથી ખાંસી તથા દમ સાથેનો તાવ જાય.

૮. નાગરમોથ, રતાંજલી, અરડુશીનાં પાન, સુંઠ, જેઠીમધ તથા ગળોનો ઉકાળો પાવાથી પિત્તનો તાવ, દાહ તથા તરસ મટે.

૯. પીંપર, મજીઠ, મોથ તથા કાકડાશીંગી, સમાન ભાગ મેળવી બારીક ચૂર્ણ કરવું. ઉમર પ્રમાણે ટંકે રતી ૧ થી ૪ સુધી મધમાં ચટાડવાથી અતિસાર, શ્વાસ, કફ તથા ઉલટી સાથેનો તાવ પણ જાય.

૧૦. કાકડાશીંગનું ચૂર્ણ રતી ૧ થી ૪ મધમાં ચટાડવાથી તાવ, ઉધરસ તથા સસણી મટે છે,

## તાવ સાથે ઝાડો.

૧. અતિવિષની કળી વાટીને બાળકની ઉમ્મર પ્રમાણે રતી ૧ થી ૩ રોજ બે ત્રણવાર મધમાં ચટાડવી.

૨. અતિવિષની કળી, મોથ, કાકડાશીંગી તથા લીંડીપીંપરનું બારીક ચૂર્ણ રતી ૧ થી ૩ મધમાં રોજ બે ત્રણવાર ચટાડવું.

૩. ધાવડીનાં ફૂલ, બીલીનો ગર્ભ, ધાણા, લોદર, ઈંદ્રજવ તથા વાળો તેનું બારીક ચૂર્ણ વાલ ૧ થી ૨ મધ સાથે ચટાડવું.

## ઉધરસ-ખાંસી-કફ.

૧. કાકડાશીંગી, લીંડીપીંપર, તથા અતિવિષની કળી, સમભાગ તેનું બારીક ચૂર્ણ કરી બાળકની ઉમરના પ્રમાણમાં ટંકે રતી ૧ થી ૬ મધમાં મેળવીને રોજ બે ત્રણ ટંક ચટાડવું.

૨. એકલી અતિવિષની કળીને વાટીને તેની ભુકીનો પણ એજ રીતે ઉપયોગ કરવો.

૩. ધમાસો, પીંપર, હરડે તથા દ્રાક્ષ, તેનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૪. ગોળનો પાક કરી તેમાં સુંઠ, મરી, પીંપર તથા સીંધાલુણનું ચૂર્ણ નાખીને જરા ગરમ કરીને પાવાથી ખાંસી મટે.

૫. ભોરીંગણી, લવીંગ અને નાગકેસરનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૬. મોથ, અતિવિષની કળી, લીંડીપીપર, કાકડાશીંગી તથા અરડુશીનાં પાન તેનું ચૂર્ણ ટંકે રતી ૧ થી ૬ મધમાં ચટાડવું.

૭. કડુનું ચૂર્ણ મધમાં ચટાડવાથી ખાંસી સાથે હેડકી તથા ઉલટી હોય તો તે પણ મટે.

૮. સમુદરફળનો એકાદ ઘસારો આપવાથી કફ ઉલટી થઇને નીકળી જાય.

૯. ગોરોચન તથા હળદર નાગરવેલના પાનના રસમાં પાવાં.

૧૦. સુકું ટોપરૂં પાણીમાં ઘસીને સાકર મેળવી પાવું.

૧૧. સમુદરશીણનો એકાદ ઘસારો પાવાથી ઉલટી થઈ કફ નીકળી જાય છે.

૧૨. ગોરોચન તથા હળદર નાગરવેલના પાનના રસમાં પાવાં.

૧૩. અતિવિષની કળી, એરંડાનાં મૂળ, કાકડાશીંગી, લીંડીપીપર તથા ધમાસો–સર્વ સમભાગ. તેનું ચૂર્ણ કરી ટંકે રતી ૧ થી ૩ મધમાં ચટાડવું.

૧૪. નાગરમોથ, કાકડાશીંગી તથા અતિવિષની કળીઓ–સમાન ભાગ–બારીક ચૂર્ણ કરીને ટંકે રતી ૧ થી ૪ મધમાં ચટાડવું; તેથી હેડકી, ઉલટી તથા ખાંસી મટે.

૧૫. અરડુશીનાં પાન, સુંઠ, ભોરીંગણી તથા ગળોનો ઉકાળો પાવો; તેથી શ્વાસ સાથેની ખાંસી મટે.

## મોટી ઉધરસ.

૧. જેઠીમધનો શીરો રતી ૧ થી ૩ ગાયના દુધમાં ખદખદાવીને રોજ ત્રણ ચાર વાર ચટાડવો.

૨. એક રૂપીઆભાર સાકરને પાશેર પાણીમાં ઉકાળીને ચોથા ભાગનું પાણી રાખવું. તેમાંથી ત્રણ ચાર વાર પાવું.

૩. ગાયનું તાજું ઘી બાળકની ઉમર તથા શક્તિ પ્રમાણે રોજ ચટાડવું.

## કુકડીઆ ખાંસી.

૧. ફુલાવેલ ટંકણ વાલ ૦ા મધ સાથે રાત્રે આપવો.

૨. કાંટાશેળીઆની છાલનો ઉકાળો પાવો.

૩. કપુર રતી ૧ થી ૨ મધમાં રોજ ત્રણવાર ચટાડવું.

૪ કસ્તુરી રતી ૦ા થી ૧ પાણીમાં કે ધાવણમાં પાવી.

૫. ફટકડી વાલ ૧ થી ૨ પાણીમાં પાવી કે મધમાં ચટાડવી.

૬. શતાબનાં પાનનો રસ મધ નાંખીને નાની ચમચી ભરીને રોજ ત્રણ વાર આપવો.

૭. લસણનું તેલ અથવા લસણનો મલમ બરડાની કરોડ ઉપર કે છાતીએ લગાવવો,

૮. પોપૈયાનું દુધ મધ મેળવી ચટાડવું.

૯. ફીરમાણી અજમા એકેક ચોખાપુર પાણીમાં વાટીને પાવા.

ચેપી રોગ છે, માટે બીજાં બાળકોને તેનાથી દૂર રાખવાં. એક બીજાનો એંઠો ખોરાક ખવરાવવો નહી.

## સસણી-વરાધ-ભરાઈ આવવું.

આ દરદના અનેક ઉપાયો બતાવવામાં આવે છે. બાળકોનું આ દરદ ઘણું ભયભરેલું છે, અને ઘણાં બાળકો આ દરદથી બગડે છે. દવાઓ કરતાં પણ સારવારની તજવીજ હોય તો વરાધવાળાં બાળકો બચે છે.

૧. તાવની સામે છાતીમાં કફ ભરાય છે, તેથી આ દરદ ભય ભરેલું થઇ પડે છે. છાતીના કફને વીખેરી નાંખવો અને તાવને વધવા ન દેવો એ આ દરદનો મુખ્ય ઉપાય છે.

૨. ગરમ પાણીનો શેક, ખસખસના ડોડા ઉકાળીને તેનો વરાળીઓ શેક, તેમજ અળસી ખદખદાવીને બાંધવી, એમાંનો કોઇ પણ શેક જારી રાખવો. સવાર સાંજ બે વાર તો જરૂર શેક કરવો અને શેક કરતા પહેલાં છાતી તથા પાંસળાં ઉપર ટરપેન્ટાઇન ચોપડવું.

૩. ટરપેન્ટાઇન છાંટીને તેની વાસવાળું ગરમ કપડું, બનાત, ફ્લાલીન કે કામળી છાતી તથા પાંસળાંની આસપાસ વીંટી રાખવી. પવન લાગવા દેવો નહિ.

૪. પેટ સાફ રાખવાની રોજ તજવીજ રાખવી. બહુ સખ્ત જુલાબ દેવા નહિ, પણ હલકો જુલાબ જરૂર લાગે તો દેવો.

૫. તાવ માટે પરસેવો વળે એવી દવાઓ આપવી. ધમાસાને ઉકાળીને અકેક ચમચી પાણીમાં અતીવીષની કળીની ભુકી, તેમજ જરા પીપરની ભુકી મેળવીને રોજ બે ત્રણ વાર પાવું.

૬. અતિવિષની કળીની ભુકી બે ત્રણ વાર મધમાં ચટાડવી

૭. હરડે, બેડાં તથા જેઠીમધ બબે આનીભાર, પાણીમાં વાટીને તેનું પાણી ગરમ કરીને તેમાં જરા સીંધાલુણ તથા જરા મધ મેળવીને ચમચી ચમચી પાવું.

૮. ભારંગમૂળ, અરડુશીનાં પાન, દેવદાર, જેઠીમધ તથા મોથ સમભાગ તેમાંથી બાળકની ઉમર પ્રમાણે તો. ॥ થી ૧ પાણીમાં ઉકાળીને ક્વાથ ચમચી ચમચી પાવો.

૯. ભોરીંગણીનો ઉકાળો મધ નાંખીને પાવો, અથવા ભોરીંગણીનાં સુકાં ફુલની ભુકી મધમાં ચટાડવી.

૧૦. કાંટાશેળીઆનાં પાનનો રસ મધ નાંખી પાવો.

૧૧. ફુલાવેલ ટંકણખાર વાલ ૧ મધ મેળવીને ચટાડવો.

૧૨. હરડેને પાણીમાં ઘસીને મધ મેળવીને પાવી.

૧૩. અગથીયાનાં પાન તથા ફુલનો રસ મધ મેળવીને પાવો.

૧૪. કારેલીનાં પાનનો રસ દળેલી હળદરની ભુકી મેળવીને પાવો.

૧૫. પાપડખાર જારના દાણા જેટલો, તેમાં બે આનીભાર ગોળ મેળવીને માના ધાવણમાં કે ગરમ દુધમાં પાવો.

૧૬. અરડુશીનાં પાનનો રસ મધ નાંખીને પાવો.

૧૭. શતાબનું એકેક પાન વાટીને મધ મેળવી ચટાડવું અથવા ધાવણમાં કે પાણીમાં પાવું.

૧૮. ગોમૂત્ર બે ચાર વખત કપડેથી ગાળી લઈ તેમાં જરા હળદરની ભુકી મેળવીને ચમચી ચમચી પાવું.

૧૯. સમુદરફળ રતી ૧ થી ૨ મધમાં ચટાડવું અથવા વધારે પ્રમાણમાં પાવાથી ઉલટી થઈ કફ નીકળશે. કફ નીકળી ગયા પછી ટંકણખાર મધમાં ચટાડવો.

૨૦. ગોરોચન એકેક ચોખાભાર માના ધાવણમાં પાવું.

૨૧. કાયફળનું ચૂર્ણ જરા જરા મધમાં ચટાડવું.

૨૨. આંખફુટામણીનાં બીનાં મીંજ પાણીમાં વાટીને તે પાણીમાં જરા જરા સાજીખાર કે સોડા તથા કડુની ભુકી નાંખી તે પાવું.

૨૩. ગરમાળાનાં બી બબે ત્રણ ત્રણ પાણીમાં વાટીને પાવાં.

## બહારના ઉપાયો.

૧. કલમ બીજી પ્રમાણે કોઇ પણ શેક કરવો.

૨. ડામર (ફીલ) ની વરાળ બાળકના શ્વાસમાં જવા દેવી.

૩. ડેકામાળી તથા એળીયો તેનો પેટ ઉપર લેપ કરવો.

૪. છાતી ઉપર તેમજ બરડાની કરોડ ઉપર લસણનું તેલ લગાવવું. તલના તેલમાં લસણ કકડાવીએ તે લસણનું તેલ.

૫. અરડુશીનાં પાન બાફીને છાતીએ સુકી ઉપર પાટો વીંટી તેના ઉપર સહન થાય એવો ગોટા શેક કરવો.

૬. નાગરવેલનું પાન એરંડીયા તેલવાળું કરીને છાતીએ મુકી તેના ઉપર ગોટા શેક કરવો.

૭. શેળો નામનું જાનવર થાય છે તેનાં કાંટાવાળાં પીછાં આવે છે તેના કાંટાની બાળકના મોં આગળ ધુમાડી દેવી.

૮. સરગવાનાં મૂળની છાલ પાણીમાં વાટીને છાતીએ તથા પાંસળે ખરડ કરવો. એજ રીતે રાઇનો ખરડ કરવો; પણ છાતી ખુલ્લી રાખવી નહિ.

૯. મોરપીંછની ધુમાડી દેવી.

## ક્ષય.

૧. બકરીનું દુધ પાવું. બીજું દુધ બંધ કરવું.

૨. માખણ, મધ તથા સાકર મેળવીને ચટાડવું—ખોરાકમાં દુધ તથા ચોખા અથવા કાંજી.

૩. અરડુશીનાં પાન, સુંઠ, ભોરીંગણી, તથા ગળો, તેનો ઉકાળો મધ નાંખીને પાવો.

૪. શેકેલ જવ, તથા વિદારીકંદનું ચૂર્ણ ઘી, મધ તથા સાકર મેળવીને ચટાડવું અને તેના ઉપર દુધ પાવું.

૫. ત્રિફળા, જેઠીમધ, તથા મળી શકે તો મંડુરભસ્મ મેળવીને ઘી તથા મધમાં ચટાડવાં.

## પાંડુ.

૧. બાળક ફીકું પડી જાય તો ત્રિફળાની ભૂકી જરા જરા મંડુરભસ્મ મેળવીને મધમાં ચટાડવી.

૨. માટી ખાતું હોય તો માટી ખાતું બંધ પડે એવી તજવીજ રાખવી અને માટી ખાવા ઉપર બતાવેલા ઉપાયો કરવા.

## ઝાડો—અતિસાર.

બાળકોને ઝાડા થઈ જવાનાં ઘણાં કારણો હોય છે. શરદી, ગરમી, ધાવણનો દોષ, દાંત ફુટવા, અપચો, માતા—ઓરીની ગરમી,

વગેરે ઝાડાનાં કારણો છે. કરમીયાં પડવાથી પણ નરમ પાતળા ઝાડા થાય છે. અજીર્ણનો તથા કરમીયાંનો ઝાડો ધોળો હોય છે.

૧. શરદીથી ઝાડો થયો હોય તો બાળકનું ગરમ કપડાંથી રક્ષણ કરવું અને પાણીવાળી કે શરદીવાળી હવામાં ફેરવવું નહિ; કે ફરવી દેવું નહિ.

૨. પેટમાં દરદ થતું હોય, બાળક રોયા કરતું હોય અને પેટ સખત હોય તો, એરંડીયું પાવું કે હરડેનો ઘસારો પાઇ પેટ હલકું કરવું.

૩. આમવાળા ચીકણા ઝાડા વારંવાર થતા હોય તોપણ બીજા નંબરનો ઉપાય કરવો.

૪. બાળક ધાવતું હોય તો માએ હલકો ખોરાક ખાવો; દુધ પીતું હોય તો દુધ ભારે ન પડે તેમ કરવા માટે તેમાં થોડું પાણી મેળવી હલકું કરીને પાવું; અને ખાવા શીખ્યું હોય તો ખોરાક બંધ કરીને એકલા દુધ ઉપર કે કાંજી ઉપર રાખવું.

૫. પેટમાં કરમીયાં હોય તો કરમીયાંનો ઉપાય કરવો; દાંત ફુટતા હોય તો બાળકના ખાનપાનની તજવીજ રાખવી. ખાસ ઝાડો બંધ કરવાની દવાઓ આપવાથી ઝાડો બંધ થશે નહિ. દાંત ફુટયા પછી ઝાડો દવા કર્યા વિના પણ બંધ પડશે.

દવાદારૂના બાળકોને લાયક ઉપાયો નીચે પ્રમાણે કરવા.

૬. ઈંદ્રજવ શેકીને તથા વાટીને ધાવણમાં કે પાણીમાં રોજ બે ત્રણ વાર પાવા.

૭. એજ પ્રમાણે ઈંદ્રજવ તથા વાવડીંગ બન્ને સમભાગે શેકીને તેની બારીક ભુકી કરીને પાણીમાં આપવી.

૮. અતિવિષની કળી, મોથ, કાકડાશીંગી તથા મજીઠનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૯. અતિવિષની કળી, મોથ, સુંઠ, વાળો, તથા ઈંદ્રજવ, બધે

આનીભાર. તે સર્વને મેળવી ઉકાળીને ચમચી ચમચી ઉકાળો ત્રણ વાર પાવો.

૧૦. મોથ, અતિવિષની કળી, બીલીનો ગરભ તથા ઇંદ્રજવ, તેનું બારીક ચૂર્ણ મધમાં ચટાડવાથી જુનો ઝાડો તથા સંગ્રહણી મટે.

૧૧. સુંઠ તથા બીલીના ગરભને ગોળમાં વાટીને પાણીમાં કે મોળી છાશમાં, કે દહીંમાં પાવાથી જુનો ઝાડો તથા સંગ્રહણી મટે.

૧૨. લીંડીપીપર. ભાંગની ભુકી, તથા સુંઠ, સમભાગ મેળવીને રતી ૧ થી ૩ મધમાં ચટાડવું; તેથી સંગ્રહણી જેવા ઝાડા બંધ પડે.

૧૩. અજમો, જીરૂં, મરી, પીંપર, ઇંદ્રજવ, તથા સુંઠ, તેનું ચૂર્ણ મધમાં ચટાડવું, તેથી સંગ્રહણી જેવો જુનો ઝાડો મટે.

૧૪. સુંઠ, વરીયાળી તથા ખસખસ—સમભાગ—જરા શેકીને તેનું ચૂર્ણ કરવું. ચૂર્ણ જેટલી સાકર મેળવવી. તે ચૂર્ણ ૨ વાલથી ૪ વાલ દુધમાં પાવું. તેનાથી ચીકણા ઝાડા બંધ થાય.

૧૫. જાયફળ તથા સુંઠનું ચૂર્ણ—સમભાગ તે ચૂર્ણ જરા ઘીમાં શેકીને ૨ થી ૪ વાલ ચૂર્ણ મધમાં ચટાડવું. મોટી ઉમ્મરના બાળકને માટે મરડામાં આ ઉપાય સારો છે.

## લોહીવાળો ઝાડો.

૧. ઇંદ્રજવ તથા બીલીનો ગરભ—તેની બારીક ભુકી ચોખાના ધોણમાં જરા મધ મેળવીને પાવી.

૨. વાળાની ભુકી વાલ ૨, સાકર વાલ ૪, તે ચોખાના ધોવણમાં મેળવી બે આનીભાર મધ મેળવીને રોજ બે ત્રણ વાર પાવું.

૩. મોચરસ, રીસામણીનાં મુળ, ધાવડીનાં ફૂલ તથા કમળ, તેનું ચૂર્ણ કાંજીની પેઠે ઉકાળીને ચમચી ચમચી પાવું.

૪. લોદર, ઇંદ્રજવ, ધાણા, આંબળાં, વાળો તથા નાગરમોથનું

ચૂર્ણ મધમાં ચટાડવું, અથવા ચોખાના ધોવણમાં નાંખી મધ મેળવીને પાવું.

૫. સુંઠ, અતિવિષની કળી, નાગરમોથ, વાળો, તથા ઇંદ્રિજવ, તેનો ઉકાળો કરીને ચમચી ચમચી રોજ બે ત્રણ વાર પાવો.

૬. વાળો વાટીને તેની ભુકી રતી ૧ થી ૩, મધ તથા સાકરે મેળવી ચોખાના ધોવણમાં રોજ બે ત્રણવાર પાવી.

૭. મજીઠ, ધાવડીનાં ફૂલ, સારીવા ( ઉપલસરી ) તથા લોદર, તેનો કવાથ મધ મેળવીને પાવો.

૮. ધાવડીનાં ફૂલ, કુણાં બીલાં, લોદર, ગજપીંપર તથા ધોળો વાળો તેનો કવાથ મધ મેળવીને પાવો.

૯. તલને વાટીને તેમાં સાકરની ભુકી મેળવી મધમાં ચટાડવી.

૧૦. બીલીનો ગરભ મોળા દહીંમાં પાવો.

૧૧. રાળની ભુકી રતી ૧ થી ૩ સાકર મેળવીને પાણીમાં પાવી;

## મરડો.

૧. બીલીનો ગરભ કાચા ચોખાના ધોવણમાં પાવો.

૨. ઇંદ્રજવ જરા શેકીને વાટીને બબે ચારચાર દાણા પાવા.

૩. અજમો, વાવડીંગ અને લીંડીપીંપરનું ચૂર્ણ ગરમ પાણીમાં પાવું.

૪. સુંઠ, અતિવિષની કળી, નાગરમોથ, વાળો તથા ઇંદ્રિજવનો ઉકાળો પાવો.

૫. એક રતી મોરથુથુ, ૨૪ રતી ( તો. ૦૧ ) બાવળનો ગુંદર, મેળવીને ૨૪ પડીકી કરવી. રોજ ત્રણ વાર અકેક પડી ઠંડા પાણીમાં આપવાથી ત્રણ ચાર દહાડામાં જુનો મરડો પણ મટે.

૬. ૧ ભાગ પારો (ચોખ્ખો), ૨ ભાગ ચાક, તેને ખરલમાં સારી રીતે ઘુંટવાથી પારો ચાકમાં મળી જઈ રંગે રાખ જેવો થાય, તેમાંથી

ટંકે રતી ના થી ૨ આપવાથી મરડો બંધ થાય, ઝાડાનો રંગ બદલાય અને ઝાડાની ખરાબ વાસ હોય તે દૂર થાય.

૭. લસણની કળી ૧ ઉભી ચીરીને તેમાં બાજરીના દાણા જેટલું અફીણ ભરીને તે કળી દીવાની જ્યોતે ગરમ કરીને મોટા બાળકને આખી ખવરાવવી, નાનાં બાળકને વાટીને પાણી સાથે પાવી કે મધ સાથે ચટાડવી.

## ઉલટી તથા ઝાડો.

૧. રસવંતી, લીંડીપીપર, તથા આંબાની ગોટલી–તેનું ચૂર્ણ મધમાં ચટાડવું.

૨. વાળો, સાકર તથા મધ–ચોખાના ધોવણમાં મેળવીને પાવાં.

## ઉલટી.

૧. ધાવણના દોષથી તથા કરમીઆંથી ઉલટી ઉછાળો આવે, માટે જે કારણો હોય તે દુર કરવાના ઉપાયો કરવા.

૨. પેટમાં બાદી હોય તો ઉલટી થવા દેવી; તથા એક હલકો જુલાબ પણ આપવો.

૩. ફક્ત દુધ કે પાતળી રાબડી પાવી; કળીચુનાનું આછરેલું પાણી મધ નાંખીને પાયા કરવું. તેથી ઉલટી બંધ પડશે.

૪. બહુ સખ્ત ઉલટી હોય તો કાળજા ઉપર રાઈ વાટીને મારવી. પણ તે રાઈ બહુ ન મારવી તથા બહુવાર ન રાખવી, નહિ તો ફોલ્લો ઉપડશે ને ઉલટી વધુ પીડા થઇ પડશે. મલમલના લુગડાના બે પડમાં રાઇ મુકીને કલેજા ઉપર મુકવી અને થોડી વારમાંજ તે ઉપાડી લેવી.

૫. મોથ, અતિવિષ અને કાકડાશીંગીનું ચૂર્ણ મધમાં ચટાડવું

૬. જાયફળ મધમાં ઘસીને ચટાડવું.

૭. કડુ મધમાં ચટાડવું; કડુની ભુકી વાલ ૧.

૮. પીપળાની છાલની રાખ પાણીમાં પલાળીને તેનું આછરેલું પાણી પાવું.

## દુધની ઉલટી.

બાળકને ઘણીવાર ધાવણ કે દુધ ટકતું નથી અને ઉલટી થઈને નીકળી જાય છે, ધાવે ને તુરત કાઢી નાંખે. તેના ઉપાયો.

૧. દુધમાં ત્રીજા ભાગનું પાણી નાંખી ગરમ કરવું. તેમાં કળીચુનાનું નીતારેલું આછું પાણી અથવા સુવાનું પાણી (ડીલ વૉટર) થોડું મેળવીને તે દુધ પાવું.

૨. દુધ તથા પાણી સરખે વજને ઉકાળવાં. ઉકાળતાં તેમાં ૦॥ જાયફળ આખું નાંખવું. પાણી બળી જાય એટલે જાયફળ કાઢી લઈ દુધ પાવું, તેથી દુધ પચવા લાગશે. આ કાઢી લીધેલ જાયફળ ધોઈને રાખી મુકવું. તે એજ રીતે રોજ ઉપયોગમાં લેવું.

૩. ભોરીંગણીનાં ફળનો રસ મધ નાંખી પાવો.

૪. પીંપર, પીંપરીમૂળ, ચવક, ચિત્રક તથા સુંઠનું બારીક ચૂર્ણ ઉમરના પ્રમાણમાં ૧ રતીથી ૩ રતી મધમાં ચટાડવું.

## પેટનો ભાર.

૧. એરંડીયું તેલ દુધમાં મેળવી પાવું, તેથી ઝાડો થઇ પેટમાં ભાર ચોટયો હશે તે નીકળી જશે.

૨. કડુને લોઢી ઉપર બાળીને તેની ભુકી વાલ ૧ થી ૨ પાણી સાથે પાવી.

૩. કરીયાતુ તથા મીંઢીઆવળનાં પાન સમભાગે બે આની ભાર ભુકી પાણીમાં ઉકાળીને તેમાં જરા ગોળ મેળવી પાવું.

૪. કીડામારી વાટીને પાણીમાં પાવી અને રસ ડુંટી ઉપર ચોપડવો.

૫. જરમાનાને તેલ ઉપર પ્રમાણે બે આનીભારથી પાંચ આનીભાર વજને સુવાના પાણીમાં વાટીને પાવો.

૬. બોદાર વાલ ૨ માના કાવાણમાં કે અસના દુધમાં પાવો.

૭. મરીની ચા જરા સાકર મેળવીને પાવી.

૮. ગોમૂત્રમાં સાકર તથા મીઠું જરા જરા નાંખીને પાવું.

૯. મોરીગણીનો ઉકાળો કરી તે ઉકાળામાં પાપડખાર પાડવો. તેમાંથી અકેક આંગળી ચટાડવું.

## પેટપીડ.

બાળકોને પેટપીડ વારંવાર થઇ આવે છે. વાયડું ખાવાથી કે અજીર્ણ થવાથી પીડ ઉપડે છે; કરમીયાંથી પણ પીડ ઘણી સખ્ત ઉપડે છે, અને બાળક ગાડીયાંલાં ખાય છે.

૧. ઝાડાનો ખુલાસો થાય એમ કરવું. એરંડીયું પાઇ દેવું, અથવા હરડે ઘસીને પાવી; હરડેના ઘસારામાં જરા સંચળ કે સીંધા મેળવવાથી પવન છુટીને ઝાડો થશે.

૨. સુવાના પાણીમાં કે સાદા ગરમ પાણીમાં એકાદ ટીપાં ટર્પેન્ટાઇનનાં અને ૦॥ થી ૧ ચમચી એરંડીયું એકઠાંભાર પાવાથી પેટનો પવન કે કરમીયાં શાંત પડીને ઝાડાનો ખુલાસો થાય.

૩. સુંઠના પાણીમાં કે સુંઠને ઉકાળી તે ઉકાળામાં એરંડીયું પાવું.

૪. એળીયો કે ડીકામાળી વાટી ખદખદાવીને પેટ ઉપર લેપ કરવો.

૫. હિંગને પાણીમાં વાટી આછો આછો લેપ ડુંટીની આસપાસ કરવો.

૬. ગરમ પાણીમાં ઉનનું કપડું કે માબળાનો કકડો બોળીને તે વતી પેટ ઉપર શેક કરવો.

૭. વાવડીંગ તથા ઇંદ્રજવ શેકીને પાણીમાં વાટી પાવાં.

૮. કાંકચીઆ શેકીને પાણીમાં ઘસીને પાવો.

## માટી-ધૂળ-ખાવી.

૧. બોદાર વાલ ૨ ધાવણમાં કે ગાયના દુધમાં પાવાથી ઝાડો થઇને નીકળે.

૨. કડુને લોઢી ઉપર બાળી તેની રાખ વાલ ૨ થી ૪ ગરમ પાણીમાં મેળવીને પાવી.

૩. એલચી ૧ ભાગ, ચોખો ગંધક ૨ ભાગ, મરડાશીંગી ૩ ભાગ, તથા વરીયાળી ૩ ભાગ, તેનું બારીક ચૂર્ણ કરવું. તેમાંથી ઉમરના પ્રમાણમાં રોજ વાલ ૪ થી ૮ બે ત્રણ વખત ગાયના દુધમાં પાવું.

૪. માટીને બદલે સોનાગેરૂનો કકડો બાળકના હાથમાં દેવો. સોનાગેરૂ માટી ખાનાર બાળકને ફાયદો કરે છે.

## અતિ ખાખા કરે-ભસ્મક રોગ.

૧. બાળકને વારંવાર ખાખા કરવાની ટેવ પડી જાય છે. ભસ્મક રોગમાં બાળક બહુ ખાય પણ શરીરે ગળતું જાય; જો ભસ્મક રોગ હોય તો બાળકને, કેળાં ઘી નાખીને ખવરાવવાં.

૨. ભસ્મક રોગમાં ધોળા અઘેડાનાં બી દુધમાં બાફીને તેની ખીર પાવી.

. ૩. ઉમરાની છાલ વાટીને સ્ત્રીના દુધમાં પાવી.

. ૪. ભોંકોળાના રસમાં દુધ ઉકાળીને તેની ખીર ભેંશનું ઘી નાંખીને પાવી.

૫. ભસ્મક રોગ ન હોય, પણ માત્ર ખાખા કરવાની આદતજ પડી જાય તો તેના ખોરાક ઉપર બહુ અંકુશ રાખવો. વારંવાર માગે તો પણ ખાવા આપવું નહિ. એકી વખતે ઘણું ખાઈ જાય એમ પણ આપવું નહિ. નિયમસર અને માપસરજ ખવરાવીને રસોડામાંથી દૂર લઇ જવું. નિત્ય આવી ટેવ પાડવાથી તે નિયમમાં આવી જશે.

## કૃમિ-કરમીઆં.

નાનાં બાળકોને પેટમાં વારંવાર કરમીયાં થઈ આવે છે. સુતરના તાંતણા જેવાં બારીક કરમીયાં, તેમજ મોટાં લાંબાં કરમીયાં પણ થાય છે. બહુ ગળપણ ખાવાથી બહુ આટાવાળો કાચો ખોરાક ખાધા કરવાથી કરમીયાં થાય છે. બાળક રોયા કરે, પેટપીડ થાય, આંચકી આવીને તણાઇ જાય, ઉંઘમાંથી ઝબકી ઉઠે, ઉંઘતું હોય ત્યારે આંખો જરા જરા ઉઘાડી રાખે, દાંત કચડે, એ બધાં કરમીયાંનાં લક્ષણો છે. તાંતણાં જેવાં કરમીયાં પડયાં હોય તો નિત્યના ઝાડામાં પણ દેખાય અને બાળકની ગુદામાં ચેળ આવ્યા કરે.

૧. દેશીમાં વાવડીંગ અને અંગ્રેજી દવાઓમાં સેન્ટોનાઇન કરમીયાંનો સારો ઉપાય છે. વાવડીંગને ભરડીને તેની અંદરનાં મીંજ લેવાં. તે મીંજ શેકવાં. આવું અકેક, બબે કે ત્રણ ત્રણ મીંજ (ઉમરના પ્રમાણમાં) પાણીમાં વાટીને બેવાર પાવું. તેની સાથે ઇંદ્રિજવ પણ અપાય. વાવડીંગની ભુકી વાલ ૧ થી ૨ મધમાં ચટાડવી.

૨. ડેકામાળી કે કીડામારી વાટીને પાવાથી કરમીયાંનો ગોળો બેસી જાય.

૩. કડવીજીરી તેલવાળી કરી પાણીમાં વાટીને પાવી, નાનાં બચ્ચાંને વાલ ૧.

૪. કાંકચીઓ શેકીને તે વાટી તેની ૪ થી ૮ પડીકી કરવી. આવી પડીકી રોજ બે ત્રણ વાર પાવી.

૫. ઉપલી કરમીયાં મારનારી દવાઓમાંથી કોઇ એક દવા એકાદ ટંક આપીને એરંડીયું પાવું, એટલે કરમીયાં ઝાડા વાટે નીકળી પડશે.

૬. ગરમ પાણીમાં થોડાં ટીપાં ટરપેન્ટાઇન મેળવીને તેની ગુદામાં પીચકારી મારવી, તેથી સફરાની અંદરનાં બારીક કરમીયાં હશે તે નીકળી પડશે.

કરમીયાંના અસંખ્ય ઉપાયો છે. થોડા આ નીચે આપ્યા છે.

૭. કાંકચના ઝાડનાં પાન લાવી તેને વાટીને રસ કાઢવો કે તેનું પાણી કરી તેમાં ખાખરાનો પલાશપાપડો વાટીને તે પાણી જરા જરા પાવું.

૮. દાડમનાં મૂળની છાલને ઉકાળીને તે ઉકાળો પાવો.

૯. કૌવચ એટલે ભેરવશીંગ ઉપર કાંટા કાંટા થાય છે તે ચપ્પુ-વતી ખેરવી લઇ તે કાંટા દહીંમાં મેળવીને પાવા, અથવા ગોળમાં મેળવીને પાવા. નાનાં બાળક માટે ૧ શીંગના કાંટા બસ છે.

૧૦. કપીલો તેમજ કલંબો પણ કૃમિને મારે છે. માટે તે બાળકની ઉમ્મરના પ્રમાણમાં ૧ થી ૨ વાલ પાણીમાં મેળવીને પાવાં.

૧૧. કપુર વટાણા જેટલો, તેને વાટી ગોળના નવટાંક પાણીમાં મેળવી તેમાંથી ટંકે ચમચી ।। થી ૧ પાણી બે ચાર ટંક પાવાથી કૃમ મરે.

૧૨. વડની વડવાઇનાં કુણાં અંકુરો વાટીને તેનું પાણી પાવું.

૧૩. ઉંદરકાનીનો રસ અકેક ચમચી પાવો.

૧૪. ચણોઠીભાર ફુલાવેલ ફટકડી મધમાં કે ગોળમાં મેળવી ખવરાવવી.

૧૫. લીંબડાનાં પાનના રસમાં જરા જરા સંચળ મેળવીને પાવો. બાળક ખાવા શીખ્યું હોય તો કાચું અનાજ કે બહુ આટાવાળી ચીજો ખાવા ન આપવી, અથવા રોટલો કે રોટલી ખવરાવવી હોય તો તેને તેલમાં તળીને ખવરાવવી. તેલ કરમીયાંને મારનાર છે. ગળ્યા પદાર્થો આપવા બંધ કરવા.

## શરીરે ગળવું-દુર્બળપણું

બાળક શરીર લેતું ન હોય, શરીર વધતું ન હોય, અથવા ઉલટું શરીરે સુકાતું હોય તો તેના ઉપાયો નીચે પ્રમાણે કરવા.

૧. ભોંકોળાનું ચૂર્ણ તથા જરા શેકેલા ઘઉં તથા જવનો

આટો. આ ત્રણ સમાન ભાગ, તે એકેક બબ્બે આનીભાર કે બાળક મોટું હોય તો પાવલીભાર ચૂર્ણ ઘીમાં ચટાડવું તથા ગાયનું દુધ સાકર તથા મધ મેળવીને પાવું.

૨. ઉંબરાનું સુકવેલું ફળ, કોળું તથા ઘોળોવજ સમભાગ–તેનું ચૂર્ણ વાલ ૨ થી ૪ ઘી તથા મધમાં ચટાડવું, અથવા દુધમાં તે ચૂર્ણ ઘી તથા મધ મેળવીને પાવું.

૩. આસંધ તો. ૧ પાણીમાં વાટીને ચટણી કરવી, તેમાં ૧૬ તોલા દુધ અને ૪ તોલા ઘી મેળવવું. પછી ધીમે તાપે ઉકાળવું. દુધ બળી જાય અને ઘી બાકી રહે તે ઘી બાળકને ખવરાવવું. તો. ૦। થી ૧.

૪. શંખાવળી તથા ઉંબરાનું બારીક ચૂર્ણ વાલ ૨ થી ૪ ઘી તથા મધમાં ચડાડવું.

૫. ઉંબરાનો રસ ( પાનનો કે ફળનો ) ધાવણમાં પાવો.

૬. ખસખસને દુધમાં વાટી, તેની દુધમાં રાબડી કરી સાકર નાંખીને પાવી. મોટી ઉમરના બાળકને આ રાબડી દેવાથી ઝાડો હોય તો બંધ થાય અને બાળકના શરીરમાં બળ આવે.

૭. ખજુરનાં વડાં કરીને ખવરાવવાં–આસંધનું ચૂર્ણ તથા કાળા તલ સમભાગ તથા તાજો ખજુર રતલ ૧ થી ૨. તલને ખાંડવા. પછી ત્રણેને સાથે વાટીને તેનાં વડાં બનાવી ઘીમાં તળવા. આ વડાં રોજ ખવરાવવાથી બાળક શરીરે પુષ્ટ થાય ને ગર્જના કરે. આ વડાં ત્રણ ચાર વરસ પછીના મોટી ઉમરના બાળકને માટે છે.

## ગળું પડવું, તાળવું પડવું.

૧. એરંડાનાં પાન ઘી ચોપડીને તાળવા ઉપર બાંધવાં.

૨. વજ તથા જાયફળ દુધમાં કે ઘીમાં વાટી તાળવે ચેપલી મુકવી.

૩. જવખાર તથા મધ મેળવીને આંગળી ઉપર ચઢાવીને તાળવે એટલે માથા ઉપર ઘસવું.

૪. કાંદો બાફીને તથા વાટીને તેની થેપલી માથા ઉપર તાળ-વાના ભાગમાં મુકવી. થોડી વાર રાખીને પછી તે કાઢી લઇ ત્યાં ઘી ચોપડવું.

૫. ઘોડાવજ તથા જાયફળ દુધમાં કે ઘીમાં વાટીને તે તાળવે ઘસવું.

૬. વેવડી અથવા વાસનવેલનાં પાન વાટીને તેની ચીકણી થેપલી તાળવાના ભાગે માથા ઉપર મુકવી.

૭. સાબરશીંગું ગાયના દુધમાં કે ઘીમાં વાટીને, કે ઘસીને તાળવે ભરવું, તથા થોડો ઘસારો દુધમાં પાવો.

૮. હરડે, ઘોડાવજ તથા ઉપલેટ, તેને પાણીમાં વાટી મધ મેળવી પાવું; અથવા મધ મેળવીને ધાવણમાં કે દુધમાં પાવું.

## આંકડી-આંચકી-ખેંચતાણ.

હાથપગ ખેંચાય અને શરીર તણાઇ જાય તેનું નામ આંચકી-કે આંકડી. તાવ, કૃમિ વગેરે તેનાં કારણો છે.

૧. માથું ઠંડું રાખવું અને બાકીના ભાગ ગરમ રાખવા.

૨. ગોરોચન આપવાથી નસો શાંત પડીને આંચકી બંધ પડે.

૩. ધોળી ડુંગળી વાટીને તેમાં થોડું ઘી મેળવી તેની થેપલી તાળવા ઉપર મુકવી.

૪. ધોળો કાંદો ( ડુંગળી ) ચીરીને નાકે ધરવી.

૫. ગુલાબજળ માથા ઉપર, નાકે, કપાળે તથા આંખો ઉપર ચોપડવું.

૬. તાણુ બંધ પડયા પછી હરડે, બેડાં, આંબળાં તથા સાકર પાણીમાં વાટીને તેનું આંખમાં અંજન કરવું; તેમજ ચીરેલ ડુંગળી સુંઘાડયા કરવી તથા હરડે ઠંડા પાણીમાં વાટીને જીભ નીચે તેમજ જીભ ઉપર ચોપડવી.

## વાઈ–અપસ્મા૨–ફેફરૂં.

૧. જેઠીમધનું બારીક ચૂર્ણ ભુરા કોળાના રસમાં મેળવીને પાવું.

૨. ગાયનું ઘી, દુધ, દહીં, તથા છાણનો રસ—તે સર્વે પાશેર પાશેર, તેમાં ઘી રૂ. ૫ ભાર મેળવીને ઉકાળવું. સર્વે બળી જાય અને ફક્ત ઘી બાકી રહે તે ઘી ગાળીને શીશીમાં ભરી રાખવું. આ ઘી ફેફરાવાળા બાળકને અકેક બબે આંગળી, અથવા મોટું હોય તો પાવલીથી અરધાભાર ચટાડવું.

૩. ભુરા કોળાનો રસ અકેક બબે રૂપીયાભાર તેમાં જેઠીમધની ભુકી મેળવીને કેટલાક દિવસ પાવો.

૪. કાળીયા સરસની છાલ કે બી, તથા કરંજનાં બી પાણીમાં ઘસીને અંજન કરવું.

૫. હાથીના મુત્રનાં બે ત્રણ ટીપાં વાઇ આવી હોય તે વખતે નાકમાં નાંખવાં.

### હરસ.

બાળકને હરસનું દરદ કોઇકનેજ હોય છે. પણ કદિ માલુમ પડે તો:—

૧. માખણ સાથે વાટેલ તલ મેળવીને ચટાડવા; જરા સાકર પણ મેળવવી.

૨. માખણમાં નાગકેસરનું ચૂર્ણ મેળવીને ચટાડવું.

૩. છાશમાં નાગકેસરની ભુકી મેળવીને પાવી.

૪. ઈંદ્રિજવ તથા મોચરસ તેની ભુકી મધમાં ચટાડવી.

### દાંત આવવા.

કેટલાંક બાળકોને દાંત બહુ કષ્ટથી આવે છે. દાંત ફુટતાં ઘણી વાર લાગે છે, અને બચ્ચું તાવ, ઝાડા, ઉઅક, ઉલટી, વગેરેથી ઘણું પીડાય છે. દાંતના પારા ચીરાવવાથી એ કષ્ટનો જલદી છુટકો થાય છે.

૧. ધાવડીનાં ફુલ, પીંપર તથા આંબળાંનું ચૂર્ણ મધમાં મેળવીને દાંતના પારા ઉપર ઘસવું.

## ઉંઘમાં મૂતરવું.

૧. આકડાનું મુળીયું ખાંડીને તેની ભુકી તથા કાળા તલ, તે બન્ને મેળવી તેમાંથી બાળકની ઉમર પ્રમાણે ૨ થી ૪ વાલ ભુકી ગોળ સાથે રોજ સવારમાં ચટાડવી.

## રતવા.

આ પુસ્તકના પહેલા ભાગના પૃષ્ટ ૩૪-૩૫ ઉપર રતવાના ઉપાયો આપ્યા છે, તેમાંથી કેટલાક ઉપાયોનો બાળકોના રતવામાં પણ ઉપયોગ થઇ શકે.

૧. રતવેલીઓ વાટીને સાકર નાંખીને પાવો, તેમજ રતવા ઉપર ચોપડવો.

૨. વાળાને ઠંડા પાણીમાં કે ગુલાબજળમાં વાટીને લેપ કરવો.

૩. દશાંગ લેપ ( જુવો ગરીબોનો વૈદ્ય ભા. ૩ જો ) તેમાં જરા ઘીનું મોણ દઇને પાણીમાં કે ગુલાબજળમાં વાટી લેપ કરવો.

૪, કાળીયો સરસ (સરસડો), તેની છાલ પાણીમાં વાટી ચોપડવી.

૫. ગોપીચંદન ગુલાબજળમાં કે પાણીમાં વાટી ચોપડવું.

૬. રતાંજલી ( રાતી સુખડ ) રતવા ઉપર ચોપડવી.

૭. રતવાનું ગડ ફુટે તો રૂઝવવા માટે પણ ઠંડા ઉપચારો કરવા; કલમ ૩ વાળો લેપ મારવો.

૮. લીંબડાની અંતરછાલ, પરોલાંના વેલા તથા મોથ-દરેક તો. ૦। થી ૦॥, પાશેરથી અધશેર પાણીમાં ઉકાળીને તે ઉકાળાનું પાણી ચમચી ચમચી રોજ બે ત્રણવાર પાવું.

૯. પરોળ, ત્રિફલા, લીંબડાની અંતરછાલ, તથા હળદર, તેનો ઉકાળો ઉપર પ્રમાણેજ બનાવીને મધ કે સાકર મેળવીને કેટલાક દિવસ પાવાથી લોહી સુધરે, તથા રતવાનાં ગડ તથા દાહ મટે.

## તોતડાપણું.

૧. પીંપળાનાં પાકેલાં ફળ ( ટેટા ) ખાવાથી, જે બાળક બોબડું બોલતો હોય તેની વાચા સુધરે.

## રો રો કરે.

૧. ત્રિફલા તથા લીંડીપીંપરનું ચૂર્ણ ૧ રતીથી ૩ રતી મધ તથા ઘીમાં ચટાડવું.

## મુખપાક.

બાળકોનું મ્હોં વારંવાર પાકી આવે છે, તેના ઉપાયો:—

૧. જાઇનાં પાન, ત્રિફલા તથા દારૂહળદરને ઉકાળીને કોગળા કરાવવા.

૨. પીપળાની છાલ તથા પાન પાણીમાં વાટીને તે મ્હોંમાં ચોપડવું.

૩. રસવંતી ચોપડવી. રસવંતી નરમ કરવા કરવા માટે મધ મેળવવું.

૪. જાઇનાં પાન તથા દ્રાક્ષ, તેને દુધમાં વાટીને મ્હોંમાં લેપ કરવો.

૫. ત્રિફલાના ઉકાળાનું પાણી મ્હોંમાં ધરી રાખી કોગળા કરવા.

૬. ફુલાવેલી ફટકડી તથા કાંટાળાં આમાંના કોગળા કરાવવા.

૭. તપખીર અથવા શંખજીરૂં મોંમાં દાબવું, અથવા શંખજીરૂં અને સોનાગેરૂ મેળવીને મ્હોંમાં ચોપડવું.

૮. એલચીને બાળીને તેની રાખ મધમાં કાલવીને મ્હોંમાં ચોપડવાથી મુખપાક તથા ચુલીઓ મટે.

૯. જાઇનાં પાન, કાળીપાટ, ત્રિફળા, હરડે, દ્રાક્ષ તથા દુધ સર્વેને પાણીમાં ઉકાળીને કોગળા કરાવવા.

૧૦. દારૂહળદર, જેઠીમધ, હરડે, જાઇનાં પાન તથા મધ, તે સર્વેને ઉકાળીને તે પાણીવડે મોંમાં કોગળા કરાવવા અથવા બાળક નાનું હોય તો સર્વ મધમાં કાલવીને મ્હોંમાં લેપ કરવો.

૧૧. પીંપળાની છાલ તથા પાન તેનું ચૂર્ણ મધમાં મેળવીને મ્હોમાં લેપ કરવો.

૧૨. બાળકનુ મોં આવી જાય અને ધાવી શકે નહિ, ત્યારે સોહાગો ટંકણ અથવા વિલાયતી બોરાકસ મધમાં મેળવીને મોંમાં ચોપડવો. દર બબે કલાકે ચોપડવો.

૧૩. ટંકણ તથા સાકર સમભાગે મેળવીને તેની ભૂકી મ્હોંનાં ચાંદાં ઉપર વારંવાર દાબવી.

## ગુદપાક.

ઝાડાનું દ્વાર પાકી આવે તે ગુદપાક કહેવાય.

૧. પાકેલી ચામડી ઉપર તપખીર લગાવવી. તપખીર એટલે તમાકુ નહિ, પણ ધોળી તપખીર ગાંધીને ત્યાં વેચાય છે તે.

૨. રસવંતી તથા જેઠીમધ પાણીમાં વાટીને લેપ કરવો.

૩. એકલી રસવંતી ચોપડવી તથા પાણીમાં પાવી.

૪. શંખ, જેઠીમધ, તથા રસવંતી પાણીમાં વાટીને લેપ કરવો, તેમજ પાવું.

## ડુંટી પાકવી–નાભિપાક.

૧. બકરીની લીંડીઓને દુધમાં વાટીને લેપ કરવો.

૨. ચંદન એટલે સુખડ તથા તજ તેની ભુકી પાકેલા ભાગ ઉપર દાબવી.

૩. માટીનું ઢેકું તપાવીને તેના ઉપર દુધ રેડવું; પછી તે વરાળવાળાં ગરમાગરમ ઢેકાં વડે ડુંટી ઉપર શેક કરવાથી સોજો મટે.

## ખુંધ નીકળવી.

હાડકું વધીને ખુંધ નીકળે છે તેના ઉપાયો:-

નાનાં બચ્ચાંને ખુંધ નીકળતી દેખાય તો—

૧. આસોંદરાનાં ઝાડનાં મૂળની છાલ તો. ન રોજ ઉકાળીને તેમાં વાલ ૧ થી ૨ ગુગળ મેળવી ઘણા દિવસ સુધી પાવું.

## પારૂગલો.

ગર્ભ રહ્યા પછી પણ મા પોતાના બાળકને ધવરાવે તો બાળકને જે રોગ થાય છે તે પારૂગલો કહેવાય.

૧. મરીની ચા સાકર નાંખીને પાવી.

૨. કાળીપાટનું મૂળીયુ ઘસીને પાણીમાં પાવું.

૩. લીંડીપીંપરની ભુકી ૧ રતી મધમાં ચટાડવી.

૪, હરડે મોટી, તથા તજ ઠંડા પાણીમાં વાટીને પાવાં.

૫. આદુનો રસ જરા મીઠું (નીમક) મેળવીને ચટાડવો.

૬. સીંધાલુણ મધમાં મેળવી ગરમ કરીને તેમાં જરા જરા ગોળ મેળવી ૭ દિવસ ચટાડવું.

૭. વાવડીંગ, ચિત્રક, હરડે તથા સુંઠ સમાન વજને લઇ તેનું બારીક ચૂર્ણ ૧ રતીથી ૨ રતી પ્રમાણમાં લઈ તેમાં એટલોજ ગોળ તથા ઘી મેળવીને ચટાડવું.

## આમણ.

૧. કાંટાળાં માયાંનું પાણી એટલે માયાંને ઉકાળીને અથવા વાટીને તેમાં મેળવેલ પાણી–તે પાણી આમણ ઉપર નિત્ય છાંટવું; પછી બનાત કે ધાબળીના લુગડાવતી દબાવીને આમણ અંદર બેસાડવી.

૨. હીરાકસીના પાણીથી આમણ ધોવી અને પડવાસનો ભુકો છાંટવો.

૩. કમળનાં કુણાં પાન તથા સાકર પાણીમાં વાટીને પાણીમાં પાવાં.

૪. જાંબુની છાલનો ઉકાળો આમણ ઉપર છાંટવો.

૫. રીસામણીનાં પાન વાટીને તેનો રસ રોજ બે ત્રણવાર આમણ ઉપર ચોપડવો.

૬. ફુલાવેલ ફટકડીનું પાણી આમણ ઉપર છાંટવું.

## વધરાવળ.

૧. એરંડીયું તેલ ધાવણમાં કે દુધમાં આપ્યાં કરવાથી વધરાવળ મટે.

૨. એરંડીયું તેલ જરા જરા મધ તથા ગોમૂત્રમાં મેળવીને પણ પવાય.

**સૂચના**—મોટી ઉમરનાં માણસો માટે તાવ વગેરે દરદોમાં જે પથ્યાપથ્યના એટલે ખાનપાનના નિયમો આપ્યા છે તેજ સર્વ નિયમો બાળકો માટે પણ સમજવા, અને ધાવણાં બાળકોની માતાએ પણ તે નિયમો પાળવા. અજીર્ણ મંદાગ્નિ વગેરે પાચનક્રિયાના વિકારોમાં ખાનપાનના જે નિયમો બતાવ્યા છે તે સર્વ નિયમો બાળકોના પારૂગલામાં પાળવાના છે. તન્દુરસ્તીના નિયમો, શરદી તથા ગરમીની કુમળાં બાળકો ઉપર થતી ખરાબ અસર અને ખાનપાનની બેકાળજીથી પેટમાં થનારા વિકારો, એ સર્વ વાતોથી માતાઓ અજ્ઞાન છે, અને તેથી એવી અજ્ઞાન માતાઓનાં હજારો અને લાખો બાળકો કમોતે મરે છે. માટે જો માતાઓ બાળકોનું રક્ષણ કરવાના નિયમો જાણે તો આટલાં બધાં મૃત્યુ, આટલાં બધાં દરદો, અને આટલી બધી દવાઓની જરૂર રહે નહિ. માટે આ ઉપાયો આપીને પણ અમારી તો એવી ઇચ્છા તથા પ્રાર્થના છે કે એવા ઉપાયોની જરૂરજ ન પડે; એટલા માટે પુરૂષોએ સ્ત્રીઓની કેળવણીમાં શારીરિક કેળવણીની ખાસ ગોઠવણ કરવી. જ્યાંસુધી સ્ત્રીઓ અજ્ઞાન રહેશે ત્યાં સુધી બાળકોની સ્થિતિ તેમજ સંસારની સ્થિતિ કદિ પણ સુધરવાની નથી.

**બીજો ભાગ સમાપ્ત.**

# ગરીબોનો વૈદ્ય—ભાગ ૧ લો.

સાંકળીયું.

# ગરીબોનો વૈદ્ય—ભાગ ૨ જો.

## સાંકળીયું.


VALLABH R. E.
वल्लभ.
BOMBAY

# સૂચનાઓ.

૧. આ પુસ્તકના ઉપાયોમાં જ્યાં વજન બતાવ્યું હોય ત્યાં તે દરેક વસ્તુ સમાન વજને લેવાની, એમ સમજવું.

૨. જે ઉપાયમાં અનુપાન બતાવ્યું ન હોય તે દવા પાણી સાથે લેવાની છે, એમ સમજવું.

૩. જે દવા માટે ખાવાના ટંક ન બતાવ્યા તે રોજ બેથી ત્રણ ટંક ખાવી. એમ સમજવું.

૪. જે દવાની માત્રા ન લખી હોય, એટલે કેટલા વજનથી ખાવી તે ન બતાવ્યું હોય, તે દવાની એક ટંકની માત્રા નીચે પ્રમાણે સમજવી.

ગોળી—ટંકે એક, રોજ બે કે ત્રણ વાર.

ચૂર્ણ—ટંકે બે આનીભારથી પાવલીભાર, રોજ ૨ થી ૩ વાર.

ઉકાળો—ટંકે રૂા. ૨ાા થી ૫ ભાર–સવારસાંજ બે વાર.

૫. અમુક વસ્તુનો કે વસ્તુઓનો ઉકાળો કરી પીવો, એટલુંજ લખ્યું હોય, ત્યાં એમ સમજવું કે લખેલ દવાઓ એકત્ર કરીને તેમાંથી ૨ થી ૪ તોલાની પડીકી સવારમાં અધશેરથી એક શેર પાણીમાં ઉકાળીને આઠમા ભાગનું પાણી રાખીને કપડેથી પાણી છણી લઈ પીવું. સવારના ઉકાળાના કુચા રાખી મુકવા તે ફરી સાંજે એવીજ રીતે ઉકાળીને પીવા. આ ઉકાળો માટીની હાંડલીમાં કે કલઈ દીધેલા ત્રાંબાપીતળના વાસણમાં ઉકાળવો અને ઢાંક્યા વગર ઉકાળવો. રાતવાસી ઉકાળો પીવો નહિ. રાતના કુચા બીજે દહાડે ઉપયોગમાં ન લેવા.

૬. પીવાની દવામાં કે ઉકાળામાં જ્યાં મધ, ઘી, ગોળ, કે સાકર મેળવવાનું જણાવ્યું હોય પણ તેનું વજન ન લખ્યું હોય, ત્યાં તેનું સાધારણ પ્રમાણ તો. ૧ સમજવું; સિંધાલુણ, જવખાર, ટંકણખાર, વગેરેનું એક વાલથી બે આનીભાર સમજવું.

૭. કોઇ લીલી વનસ્પતિનો રસ પીવાનું લખેલ હોય, પણ વજન ન બતાવ્યું હોય, તો તે રસ તો. ાા થી ૨ સુધી પીવાય.

૮. ફટકડી ખાવા માટે ફૂલાવેલી લેવાની છે. તે ફુલાવવાની રીત એ છે કે એક લોઢાની કડાઇમાં કે માટીના કલાડામાં એકાદ રૂપીઆભાર વાટેલી ફટકડી નાખીને નીચે તાપ કરવો. તાપ લાગવાથી પ્રથમ ફટકડીનો રસ થઈ જશે, પછી તે રસ કુલીને ફીણ જેવો દેટો થશે. ધીમે ધીમે તેમાંથી ભીનાશ ઓછી થઇને બધો રસ બેસી જઈ ખાંડના પતાસા જેવો તદ્દન સફેદ ખાર તળીએ ચોટી જશે. ઉખેડતાં ઉખડે અને ખાંડતાં સહેલથી બારીક ભુકો થઇ જાય તો સમજવું કે ફટકડી બરાબર ફુલી છે, અને જો ચવડી કે ચીકણી લાગે તો કાચી છે એમ સમજીને ફરી તાપ કરવો. મોરથુથુ ફુલાવવું હોય તો તેને એજ રીતે તાપ કરવો. તેનો રસ નહિ થાય પણ ફુલાવતાં ફુલાવતાં રંગે સફેદ થતી જશે. લગભગ ખડી જેવો રંગ થાય ત્યારે તાપ બંધ કરવો.

૯. પોશના ડોડા, ખસખસના ડોડા, કે અફીણના ડોડા, ત્રણે એકજ વસ્તુ છે. તેનો શેક ફાયદાકારક છે. તે શેક કરવાની રીત– એકાદ રતલ પાણીમાં એક બે તોલા ડોડા ખાંડીને નાખી પાણી ઉકાળવું. તપેલી ઉપર ચાળણી ઢાંકવી. ચાળણીમાં ધાબળીનું કે ફલાલીનનું કપડું મુકીને તેના ઉપર તાસક ટાંકવી. અંદરના પાણીની વરાળ ચાળણીમાંથી પેલા લુગડામાં આવશે. આ લુગડું વરાળીયું થાય કે કાઢી લઇ દુખતા ભાગ ઉપર મુકવું અને એવોજ બીજો કકડો ગરમ થવા ચાળણીમાં મુકવો; આવી રીતે ગરમ લુગડાના બે કકડા વારાફરતી વરાળીયા કરીને તે વતી શેક કરવો.

૧૦. રાઇનું પ્લાસ્ટર મારવાની રીત એ છે કે, એકાદ રૂ. ભાર રાઇને પાણી સાથે પથરા ઉપર વાટવી. ખુબ ઝીણી વટાય ત્યારે

તે એક કાગળના કે ઝીણા કપડાના કકડા ઉપર પાથરીને જ્યાં મુક-વાને બતાવેલ હોય ત્યાં તે પ્લાસ્ટર મુકી ચામડી ચરચરે કે ખૂબ બળે ત્યાં સુધી રાખવું. સહન થાય ત્યાં સુધી પ્લાસ્ટર રાખવું. દરદી બેભાન હોય કે બાળક હોય તો બે ચાર મીનીટ રાખીને પ્લાસ્ટર ઉપાડી લેવું. ચામડી સુંવાળી હોય અથવા દરદી બહુ નાજુક હોય તો આ પ્લાસ્ટરનો રાઇવાળો થર ચામડી ઉપર નહિ રાખતાં કપડું ચામડીને લાગે અને રાઇનો થર ઉપર રહે એમ ઉંધું મુકવું, જેથી બહુ નહિ બળે. અથવા સાથે થોડી અળસી મેળવવી. રાઇના પ્લાસ્ટ-રથી કે લસણની તથા કાંદાની પોટીસથી ચામડી ચચરી આવે છે, તેથી તે કાઢી લીધા પછી ચામડી ઉપર ઘી કે એરંડીયું ચોપડવું, એટલે બળતરા બંધ પડશે.

૧૧. આંખમાં ટીપાં નાખવાની દવા માટે કે પીચકારીની દવા માટે જ્યાં પ્રમાણ ન આપ્યું હોય ત્યાં એક ઔંસ ( રૂ. રાા ભાર ) પાણીએ ૫ ગ્રેન ( ૧ વાલ ) દવાનું સામાન્ય પ્રમાણ સમજવું.

૧૨. નાજુક માણસોની તથા બાળકોની ખાવાપીવાની દવાઓનું પ્રમાણ ઓછું સમજવું. નાજુક માણસો માટે બીજાઓ કરતાં પોણું કે અરધું વજન, અને બાળકો માટે $\frac{1}{4}$ ચતુર્થાંશ સમજવું. બાળ-કોમાં પણ છેક ન્હાનાં બાળકોનું દવાઓનું પ્રમાણ ( બતાવ્યું ન હોય તો ) પુખ્ત ઉમર માટે ઠરેલા વજનનું $\frac{1}{16}$ થી $\frac{1}{8}$ સમજવું. સાદી દવાઓની ભુકીનું વજન ૧ વરસના બાળક માટે ૧ થી ૨ રતી એટલે એકથી બે ગુંજ, ૨ વરસના બાળક માટે ૩ થી ૪ રતી, ૩ વરસના બાળક માટે ૪ થી ૬ રતી, એમ પ્રમાણ વધારી શકાય.

## આ પુસ્તકમાં આવેલા થોડા ઔષધ પ્રયોગો.

૧. ત્રિફલા ચૂર્ણ—હરડે નવી વજનમાં એકેક તોલાવાળી તેની ઉપલી છાલ, બહેડાં તાજાં ( લીલાં છમ હોય તો તાજાં સમજવાં,

નહિ તો જુના સમજવાં ), આંબળાં સુકાં ( કાળાં ભઠ હોય તો જુનાં સમજવાં, રતાશ પડતા રંગનાં હોય તો નવાં સમજવાં ); ત્રણે સમાન વજને–ત્રણેની અંદરના ઠળીઆ કાઢી લઇને માત્ર છાલનો ઉપયોગ કરવો. તે ખાંડીને વસ્ત્રગાળ બારીક ચૂર્ણ કરવું, તેનું નામ ત્રિફલા ચૂર્ણ; ત્રણે વસ્તુ ગાંધીને ત્યાંથી મળે. હરડેને બદલે હીમજ ચાલે. માત્રા ટંકે તો. ૦।, પણ ઉમરના પ્રમાણમાં જરૂર જણાય તો વધઘટ લઇ શકાય.

૨. **ત્રિકટુ ચૂર્ણ**—સુંઠ, મરી તથા લીંડીપીપર; ત્રણે સમાન ભાગ. તેનું બારીક વસ્ત્રગાળ ચૂર્ણ કરવું, તેનું નામ 'ત્રિકટુ ચૂર્ણ.' **માત્રા** વાલ ૧ થી વાલ ૪.

૩. **હિંગાષ્ટક ચૂર્ણ**—શેકેલી હિંગ, સુંઠ, મરી, પીપર, જીરૂં, શહાજીરૂં, અજમા અને સીંધાલુણ–એ આઠ વસ્તુ સમાન ભાગ–તેનું ચૂર્ણ, તેનું નામ 'હિંગાષ્ટક.' **માત્રા**. તો. ૦।

૪. **પંચવલ્કલ**—એટલે પાંચ વૃક્ષોની છાલ. આ પાંચ ઝાડનાં નામ—વડ, ઉંબરો, પીંપળો, પીપર, પારસ પીંપળો. આ છાલ છેક થડમાંથી અથવા ભોંયમાં મૂળીયાં બાઝયાં હોય તે મૂળની લેવાય તો વધારે ગુણ કરે. છાલનાં ઉપરનાં સુકાયેલાં છોડાં કામ ન આવે. અંદરની લીલી છાલ લેવી, તે સુકવીને ખાંડી રાખવી, અને કોગળા માટે કે ગડગુમડ ધોવા માટે કે પીચકારી માટે ઉકાળીને તેનું પાણી લેવું, ચાંદાં ઉપર દાબવા માટે તે છાલ ખાંડી લુગડે ચાળીને તેની ખૂબ ઝીણી ભુકી કરવી, અથવા છાલ બાળીને કરેલી રાખ ઝીણા કપડામાં ચાળીને ઉપયોગમાં લેવી. એકાદ ઝાડની છાલ ન મળી શકે તો પાંચમાંથી જેટલા ઝાડની છાલ મળી શકે તેનો ઉપયોગ કરવાથી પણ ફાયદો થાય. એકલા પીંપળાની છાલ હોય તોપણ ચાલે.

# ગરીબોનો વૈદ્ય-ભાગ ૩ જો.

## ( સને ૧૯૧૫ ના વર્ષની ભેટ )

ગરીબોનો વૈદ્ય ભાગ ૩ જો તૈયાર થાય છે અને માર્ચ માસમાં રવાના થશે.

આ ત્રીજા ભાગમાં આવેલા અનેક-ઉપયોગી વિષયો પૈકી થોડા વિષયો નમુના તરીકે આ નીચે આપવામાં આવે છે:—

ઝેરોના ઉપાયો.
અકસ્માતોના ઉપાયો.
સ્વાભાવિક વેગોના ઉપાયો.
બુદ્ધિ વધારનારા ઉપાયો.
મગજની પુષ્ટિના ઉપાયો.
લોહી સુધારવાના ઉપાયો.
વાળ સુધારવાના ઉપાયો.
ધાતુ પુષ્ટીના ઉપાયો.
ધાતુ અટકાવવાના ઉપાયો.
ધાવણ સુધારવા વધારવાના ઉપાયો
પિત્ત બેસાડવાના ઉપાયો.
કફની શાંતિના ઉપાયો.
વાયુ મટાડવાના ઉપાયો.
ઉલટી કરવાની દવાઓ.
રેચ લેવાની સાદી દવાઓ તથા નિયમો.
જુદા જુદા શેક અને તેના નિયમો.
પીચકારીની દવાઓ તથા નિયમો.
જળો મુકવાની રીતો–નિયમો.
એક એક દરદ, તેનો એક એક ઉપાય.
જાણીતી જડીબુટ્ટીના ઉપાયો.
ગળોના ઔષધી ગુણો–ઉપાયો.
આંબળાંના ઔષધી ગુણો–ઉપાયો.
હરડેના ઔષધી ગુણો–ઉપાયો.
લીંબડાના ઔષધી ગુણો–ઉપાયો
તુલસીના ઔષધી ગુણો–ઉપાયો.
બીલીના ઔષધી ગુણો–ઉપાયો.
પીંપળાના ઔષધી ગુણો–ઉપાયો.
સુંઠના ઔષધી ગુણો–ઉપાયો.
મરીના ઔષધી ગુણો–ઉપાયો.
પીંપરના ઔષધી ગુણો–ઉપાયો.

**વૈદ્યોના અનુભવના ઉપાયો—અનેક દરદોના.**

**પરિશિષ્ટ**—આગલા બે ભાગમાં બાકી રહી ગયેલાં દરદોના ઉપાયો અહીં આવશે.

આ એક એક વિષય લગભગ એક એક પ્રકરણ જેટલો સમજવો.

☞ **વૈદ્યકલ્પતરૂનું ૧૯૧૫ નું લવાજમ મોકલીને માર્ચ માસમાં આ ભેટ મંગાવી લેવી.**

# અનાથો તો પ્રભુનાં બાળક છે !!

## માટે

## પ્રભુને ખુશી કરવો હોય તો અનાથોની સેવા કરો.

જેમ એક બાળકના હાથમાં પતાસુ મુકવાથી તે બાળકના પિતા સ્વાભાવિક રીતે ખુશી થાય છે તેમ અનાથોની સેવા કરવાથી અનાથનો નાથ જે પરમેશ્વર તે ખુશી થાય છે. માટે દયા લાવી,

## દેશ બન્ધુઓના પ્રાણ બચાવો !!

ભૂખે મરતાં અનાથોનું રક્ષણ કરો, ભૂખ્યાને ભોજન આપો, ને ટાઢે થરથરતાને વસ્ત્ર આપો. બન્ધુઓ, પ્રભુના ખાતર કંઇ ને કંઈ આપો, ફુલ નહિ ને ફુલની પાંખડી અર્પણ કરો, એક રૂપીઓ ને તેથી વધુ દાન આપનારનાં નામ વાર્ષિક રીપોર્ટમાં પ્રગટ થાય છે. રીપોર્ટ દરેકને મફત મળે છે.

મંત્રી–હિંદુ અનાથાશ્રમ—નડીઆદ.